# સ્ત્રી-શાસ્ત્ર.

# *Feminology.*

લેખક—ડી. એન. પટેલ.
જી. બી. વી. સી.



"The benefit which is derived from literature will depend not so much upon the literature itself as upon the skill with which it is studied."
**Buckle's Civilization, 1, 247 (1858).**

ફેબ્રુઆરી, ૧૯૧૪.

મુંબઈ.

# સ્ત્રી-શાસ્ત્ર.

# Feminology.

લેખક—ડી. એન. પટેલ.
જી. બી. વી. સી.



"The benefit which is derived from literature will depend not so much upon the literature itself as upon the skill with which it is studied."
**Buckle's Civilization, 1, 247 (1858).**

આવૃતી પેહલી.
નકલ ૧૫૦૦.

પ્રગટ થઇ.
ફેબ્રુઆરી ૧૯૧૪.

કીમત રૂ. ૩.

*What God, in the might of His love,*
*Has created, no man or woman,*
*Need be ashamed to read, talk of,*
*Learn and know.*

*For it cannot be that He has*
*so ordered it that knowledge so essential*
*To the well-being of mankind can be*
*destructive to moral purity.*

ડી. એન. પટેલના

. સંસાર ઉપયોગી પુસ્તકો.

**સ્રીનો સલાહકાર, ચોઠી આવૃતી છપાય છે.**

[નામદાર ગાયકવાડ સરકારે આ પુસ્તક ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલું છે.] રૂ. ૨-૮-૦.

**સ્રી-ભવસાગર.** બીજી આવૃતી રૂ. ૩.

**સ્રી-દરપણ.** (પહેલી આવૃતી, ખપી ગઈ છે) રૂ. ૩.

**જીવન-શાસ્ત્ર.** રૂ. ૩.

**સ્રી-શાસ્ત્ર** -રૂ. ૩.

**ઉપલાં સઘળાં પુસ્તકો ચીત્રોથી ભરપુર છે.**



**સ્રી શાસ્ત્ર.**

આ પુસ્તક શા. સાંકલચંદ હરીલાલે શ્રી "સત્યવજિય" પ્રેસમાં છાપ્યું.

ઠે. પાંચકૂવા, નવા દરવાજા, અમદાવાદ.

પ્રગટ કર્તા—ધનજીભાઈ નવરોજજી પટેલ.

ઠેકાણું—એડવર્ડ બીલ્ડીંગ. ફોરાસ રાડ. મુંબઇ.

# સ્ત્રી-શાસ્ત્ર.

## બે-બોલ.

જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદવાળું મારૂ છેલ્લું પુસ્તક જ્યારે મે પ્રગટ કીધું હતું, ત્યારે આ સ્ત્રી-શાસ્ત્ર પ્રગટ કરવાની મે મારા વાંચકોને કબુલાત આપી હતી. તે કબુલાત પાર પાડવાને હું શક્તીવાન થયો છું, એમ લખતાં મને સંતોષ હાસલ થાય છે. સ્ત્રી-શાસ્ત્ર અને તે આગમજ પ્રગટ થયલાં એવાંજ બીજાં મારા ચાર પુસ્તકો મળી પાંચ પુસ્તકોની એક હાર માળા મે એવી રીતે ગોઠવી લખી છે, કે જેમાં સ્ત્રી તેમજ પુરૂશોને લગતી જવલેજ એવી કોઇ બાબદ હશે, કે જે બાબદનો ફડચો એ પુસ્તકોમાં થઈ ગયો નહીં હોય. છતાં કેહ્યા વીના ચાલતું નથી, કે વૈદક શાસ્ત્ર અને તેને લગતી વિદ્યાની બીજી શાખાઓમાં જે જે શોધ ખોળ ચાલુ થતી રહે છે, અને વીદવાંનો પોતાનાં અનુભવ અને અવલોકનના પરીણામ ચાલુ જાહેર કરતા રહે છે, તે સઘળાં સાહિત્યથી આપણા લોક મોટે ભાગે અજાણુ અને અજ્ઞાંન રહે છે. એ સઘળું સાહિત્ય આપણા લોકો માટે ખાસ પ્રગટ થવું ઘટે છે, કેમકે તે વાંચ્યાથી અજ્ઞાનતાનો અધકાર દુર થવાનો સંભવ રહે છે. કરતા એવી ઉમેદ રાખે છે, કે આ પુસ્તકોની નવીન આવૃતીમાં, યા તો નવાં રૂપમાં એવાં સાહિત્યને પ્રગટ કરવાની તક તે જતી મેળશે નહીં.

[illegible handwritten signature]

# સ્ત્રી-શાસ્ત્ર.

## FEMINOLOGY.



નાર! ઓ નાર!!

બેશક આ જગતમા નાર એ કુદરતની એક અજાયબ કરામત છે

મા, બ્હેન, દીકરી, પ્રીયા એ નામો કાંનને કેવાં મધુર લાગે છે? દુનીયામાંથી એ નામોનો નાશ થવા દો, અને પછી જુવો કે દુનીયા કેવી ઝેહર જેવી કડવી, અને દોજખ જેવી ડરામણી લાગે છે. નાર વીના મરદનો સસાર કેવો સોહા થઈ પડે? મરદની જીંદગી, નાર વીના કેવી બોજા સમાન થઈ પડે? સસાર સુન અને જીવવુ જંજાલ સમ થઈ પડે.

જગત વચ્ચે નારનો અમલ અમર રહો જગતમાં નારની કીરતી કાયમ વધો

નાર, તારી આવી ઉમદા કરામતની હસ્તી છતાં, જગતમા તું જેમ ચોતરફ માન પામી સદગુણોની ટોંચ ઉપર પ્રકાશી રહી છે, તેમ બીજા હાથ ઉપર તું દુરગુણ વસ થઈ પજાથી હિનપસ્તી પણ પામી રહી છે. કદી પણ તુંએ તારા જીવને સવાલ કીધો છે કે (૧) તારી પોતાની લાયકાત કેટલી છે? (૨) કદીબી તુંએ તારા મનમાં ખ્યાલ કીધો છે કે તારી જીંદગીની કિમત કેટલી છે? કદીબી તુંએ તારા દીલમા વિચારયું છે, કે (૩) તારી જાત અને તારા ધર્મવાલાઓ તારી જીંદગીને કેટલી કિમતી ગણે છે? (૪) સંસારમાં તું કેટલી ઉપયોગી છે? (૫) તારા ધર્મ અને તારા દેશને તું કેટલી કામની અને કિમતી છે; અને છેલ્લે

તારાં ફરજંદોને તું કેટલી મુલ્યવાન છે, તેની ગણત્રીનો સવાલ તું એ કદીબી તારા જીવને કીધો છે ?

ના, કદી નહી. જો સ્ત્રીએ તેવો વીચાર કદાબી કીધો હોય નહીં, તો દરેક સ્ત્રીએ જાણવું જોઇએ, કે જગતના પેદા કરતાને, સ્ત્રીજાતને સ્રૂષ્ટિમાં પેદા કરવાની ફરજ પડી હતી સ્ત્રીને પેદા કીધા વગર પરમેશ્વર જગત ઉપર અમલ કરી શકતેજ નહી. સ્ત્રી જાતને જગતમાં પેદા કરવામા, તે જગકરતાની કાંઇક ખાસ નેમ અને યોજના હતી તે પાક અને પવિત્ર નેમ બર લાવવાની (સ્ત્રી) તારી ફરજ છે. એ તારી ફરજ બજાવવામાં તું જો નિષફળ નીવડશે, તો તે પરમ કૃપાળુ દાતારની યોજનામા તું ખલલ નાખવા માટે દોશીત ઠરશે.

આ ઉપરથી સ્ત્રી, તું હવે તારૂ માપ કલ્પી શકી હશે. આ ઉપરથી જગતમા તારાં ઉપ્યોગીપણાની કિમત તું નક્કી કરી શકી હશે. જો તેમજ હોય, તો તારામાં સમાયલા ગુણ લક્ષણનો વીગતવાર હેવાલ, તારી કરામતભરી મોહેણીના ભેદનુ બ્યાંન, તારી ખુબીઓ તેમજ ખાંમીઓનું વર્ણન, તારી શક્તીના ભેદ ભરમ, અને તારાં જાહેર તેમજ ગુપ્ત શરીરની રચના, અને તેને લાગુ પડતી અસંખ્ય પીડાકારીનું શાસ્ત્ર તારી પોતાની જાણ માટે પ્રગટ થવુ જોઇએ.

જો તુને તેનો કાંઇબી ખ્યાલ ન હોય, તો તારૂ પોતાનુ ( સ્ત્રી ) શાસ્ત્ર તું વાંચ, અને વીચાર કે જગતમા સંસાર વચે તું ક્યાં ઉભી છે, અને તારી જગ્યા ક્યાં, અને કેવી છે.

કરતા.



# સ્ત્રી-શાસ્ત્ર.

## પત્ર ૧ લું.

### સ્ત્રીની તવારીખના ટુકડા.

### THE HISTORY OF WOMEN.



**પ્રીય સજની—**

એમ નહી સમજવુ કે વીસમી સદીની કેળવણી અને સુધારાને લીધે, સ્ત્રી ઉપર પુરૂષ પોતાની સરસાઈ વધાર્યો જાય છે. એવું સમજી અગર જો સ્ત્રીઓ પુરૂષની સામે કેળવણી તેમજ સુધારામાં હરીફાઈ કરવા નીકળે, તો તે બેશક અવિચારી પગલુ કહેવાય ખરી વાત છે કે જગતમાં પુરૂષને જેમ સ્ત્રી વગર ચાલતું નથી, તેમ સ્ત્રીને પણ પુરૂષ વગર ચાલતુ નથી બને જાતી એક બીજાં માટેજ જન્મી છે. ફરક જે બંને જાતી વચ્ચે જણાયલા છે, તે કેળવણી કે સુધારાના પરીણામ નથી, પણ બનેની માનસિક અને શારીરીક રચના, અને પ્રકૃતિના પરીણામ છે.

### સ્ત્રી પુરૂષનો સંબંધ.

સ્ત્રી, પુરૂષની અર્ધાગના, યાને પુરૂષનુ અરધુ અંગ કહેવાય છે. એક વગર બીજાને ચાલતુંજ નથી. તો પણ બનેમાં જે જે ગુણો સરજાયલા માલમ પડે છે, તે કુદરતે એવી રીતે યોજેલા છે, કે પુરૂશ અને સ્ત્રી

વચ્ચેના એખલાસમાં વધારે વધારો કરાવનારા, પ્રેમ–પ્રીત વધરાવનારા, અને અરસપરસ બંનેના લાભનુ રક્ષણ કરાવનારા છે. મરદની હિંમત અને મરદના બળ અને કળ ઉપર ઓરત હમેશાં ગણત્રી કરે છે. મરદ ગોયા ઓરતનું બળ છે. મરદમાં બળનો ગુણ વિશેષ ખીલેલો હોય છે, તો ઓરતમાં મરદનું દીલ જીતી લેવાનો, અને ગમે તેવા બળવંતને વશ કરી લેવાનો ગુણ વિશેષ રહે છે. મરદમાં મેહેનત કરવાની શકતી વધારે ખીલેલી હોય છે, તો ઓરતમા નાજુકાઈ, મર્યાદા અને મુલાએમપણુ વધારે હોય છે. મરદનુ દીલ લોભ અને અભિલાષાથી ભરેલુ રહે છે, તો ઓરતોનું દીલ પ્યાર અને મોહબતથી ભરેલુ હોય છે. ઓરતનું તમામ બળ તેણીના જીગરમાં વસે છે મરદનુ તમામ બળ તેના માથાંમાં વસે છે આવા મુખ્ય ગુણો સ્રી–પુરૂષમા સરજાયલા હોવાથી, તેઓને એક બીજાં વીના ચાલતું નથી.

## ગુનેહગાર ઓરતો.

પણ બેહન, ઓરત અને મરદ વચેના સંબંધનો આ કાંઈ સપુર્ણ સરવાળો નથી. તેમજ સ્રીજાતના સામાન્ય વરગનો આ કાંઈ ચીતાર ચીતારેલો નથી. માનવી માત્ર ખાંમીને પાત્ર છે, માટે ઓરતજાત જગતમાં ખામી વીનાની હોય, એમ માની શકાતું નથી. તવારીખ પણ એજ કહે છે.

તોપણ ઓરતજાતને અપક્ષપાત ઇનસાફ આપવાની નેમથી, તેણીના ગુણ તેમજ અવગુણ એ બંનેની કાંઇક ઉપર ટપકેની તપાસ લીધેલી ફોકટ જશે નહી. ઓરત અને મરદ એ બને જનમા વધારે ગુનેહગાર કોણ હોય છે? કેટલાકો એવું સમજાવવા માગે છે, કે ઓરતો મરદોના જેટલાજ અપરાધો કરે છે. આ સમજાવટ બીલકુલ બેવજુદ અને ખોટી છે. આપણા દેશની અપરાધી ઓરતોની સંખ્યા વિશે, જેલખાતાંનો સરકારી રીપોર્ટ શું કહે છે? જેઓએ દેશની હાલતનો ખારો અભ્યાસ કીધો છે, તેઓ ઓરતોને માટે જણાવે છે, કે અપરાધી

મરદો કરતાં અપરાધી ઓરતોની સંખ્યા ઘણીજ થોડી હોય છે. આપણા દેશની ઓરતોનો સવાલ પડતો મુકી, આખા યુરોપની ઓરતો તરફ નજર કરીશું, તો માલમ પડશે કે અપરાધી મરદો કરતાં અપરાધી ઓરતોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે.

## ફ્રાંન્સમા અપરાધી ઓરતો.

ઇ૦ સ૦ ૧૮૮૦માં આ સવાલ ફ્રાંન્સમાં ચરચાયો હતો. ગણત્રી કરતાં એવું માલમ પડયું હતુ, કે દર એક સો અપરાધી મરદોમાં ફકત ૧૪ અપરાધી ઓરતોને સજા થઇ હતી. એજ વરશના અરસામાં.

## ઇટલીમાં અપરાધી ઓરતો

ની ગણત્રી કરતાં જણાયુ હતુ, કે આખાં વરશમાં ગુનાહ કરવા માટે ફકત ૯ ઓરતોને ( દર સો મરદે ) સજા થઇ હતી.

## ઇંગ્લંડમાં અપરાધી ઓરતો.

ઇ૦ સ૦ ૧૮૭૧ ના સાલમાં ડાકટર નીકલસનને ઇંગ્લંડ શેહરના બંદીખાંનામા ગણત્રી ચલાવતાં એવું જણાયુ હતુ, કે આઠ હજારથી વધારે અપરાધી મરદો હતા, જ્યારે અપરાધી ઓરતો ૧૩૦૦ જેટલી હતી એવીજ ગણત્રી કાંઇક એવાંજ પ્રમાણમાં, જરમની અને રૂસીયા તથા અલજીરીયા અને એમેરીકાના કેદખાંનાના વડાઓ તરફથી મળે છે. એ ઉપરથી માલમ પડે છે, કે ઓરતજાત મરદોના જેટલા અપરાધ કરવાની શકતી ધરાવતી નથી.

એહન, બહુ પૂર્વકાળના વખતમાં, જ્યારે કેળવણી કે સુધારા જેવું દુનીયામાં કાંઇ હતું નહી, તે વખતે ઓરતની હાલત કેવી હશે, તેનો કોઇને ખ્યાલ છે ? પૂર્વકાળની જંગલી પ્રજાઓ, જ્યારે ફક્ત ભટકતી જીંદગી ભોગવતી હતી, ત્યારે ઓરતની હાલત અતીશય હીનપસ્તી ભરી હતી. સ્ત્રી જાતની આવી હાલત વીષે કાંઇક લંબાણ વિવેચન મે 'સ્ત્રી ભવસાગર વાલાં' મારાં આગળાં પુસ્તકમાં કરેલું હોવાથી, અતરે તે ફરી દરશાવવાની

જરૂર રહી નથી. દેશ, કાળ, અને સ્થીતીના પ્રગટીકરણમાં જેમ જેમ ફેરફાર થતા ગયા, તેમ તેમ સ્રી જાતની હાલત ધીમે ધીમે સુધરતી ગઇ, અને હજારો બલકે લાખો પ્રકારની હાડમારી અને હીનપન્તી ભોગવી, તે અંતે આજના જેવી સુધરેલી હાલતને તબકે પોંહોચી છે

## પુર્વ તરફની ઓરતો, મરદના જીવને ખુશ કરનાર રમકડાં.

પુર્વ તરફના મુલકોમાં, એક મરદને અનેક ઓરતો સાથ પરણવાનો રીવાજ ચાલુ હતો. તેમજ મરદના કામવિકારને શાંત પાડવાના એક ઇલાજ તરીકે, લગન જેવી ક્રીયાથી ઓરત સાથ મરદના જોડાં સંધાતાં હતાં, છતાં મરદના જીવને ખુશ કરનાર ' રમકડાં ' તરીકે ઓરતો ગણાતી હતી. જુલમી રાજ કરતાઓ જો કે ઓરતોની ખુબસુરતીને વખાણતા, અને તેમની ખુબસુરતીની કદર બુજતા હતા, છતાં ઓરતોને તેઓ ફીતુરી, દગલબાજ અને નીતી ભ્રષ્ટ સમજી, હંમેશા તેઓને પરદેપોશ રાખી પર પુરૂશની નજરથી બચાવી લેતા. કે જેથી તેઓ આડે રસ્તે ઉતરી પડે નહી.

## પૂર્વ કાળના બાબીલોનીયન ઓરતોના લગનનું બજાર. ( ચીત્ર )

પૂર્વકાળમાં એસીરીયન પ્રજાના લોકો પોતાની દીકરીઓ જ્યારે પરણવા જોગ ઉમરની થતી, ત્યારે તેઓ દર સાલ થતા એક જાહેર મેળાવડામાં તેણીઓને ભેગી કરતા હતા. આ મેલાવડામાં માનબરો, ખૂબસુરત છોકરીઓના ધણી થવા માટે પોતાની ગુંજાસ મુજબ કિંમત આપી તેમને ખરીદી લેતા. પણ ખરીદી લેવા આગમજ, ખરીદનાર ધણી તેણીની ખૂબસુરતી તપાસતો, અને જે ઓરતને તે ખરીદતો, તે શરીરે દુખી છે કે નહી, તેમજ સંસારને તે લાયક નીવડશે કે નહી, તે વીશે તે પોતાની ખાતરી કરતો, અને પછીજ તે તેણીને ખરીદી લેતો

હતો. પૂર્વ કાળની પ્રજાનો આ એક તવારીખમાં નોંધાયલો રિવાજ, એક પ્રખ્યાત ચીતારાએ ચીતરી તેને અમર બનાવેલો છે. તે ચીત્ર સામેના સફા ઉપર રજુ કીધું છે

## તુરકી ઓરતો.

ટર્ક લોકોમાં ઓરતોને પરદેનશીન રાખવાનો રિવાજ બહુ પૂર્વ કાળથી ચાલતો આવ્યો છે. આ રિવાજ આગળ જેટલો હાલ જોવામાં આવતો નથી એક લખનાર આ પરદેશીના રિવાજ વીશે લખતાં નીચલી કાંહાણી લખે છે.

## એક ટરકીશ પ્યારની કાંહાણી.

બેહરાંમના તહેવારો કાન્સસ્ટેન્ટીનોપલમાં મોટી ધામધુમથી શરૂ થાય છે એ પ્રસગે ટર્ક લોકો પોતાની સ્ત્રીઓને મેહેજ વધારે છુટ આપે છે. સમી સાંજને સમે, તેઓ પરદેપોશ પોશાક સજી, નોકરો વીના, એખલી બાહાર સહેલગાહ નીકળે છે એવે પ્રસગે તેમને મળતાં છુટાપણાંનો ઘણી-વાર તેઓ ગેરઉપયોગ કરે છે ફરવાને બાહાને તેઓ પરદેપોશ હાલ-તમાં બાહાર નીકળી પોતાનો વેશ બદલે છે. અને એકાદ કાફી હાઉસ મા તેઓ દાખલ થાય છે. અને પરદેશીઓની મીત્રાચારીમા પડી, તેઓ સાથ આડો સંબધ ગમે છે એવુ કહે છે કે એક માનબર ટરકીશ બા-નુની સાથે એવીજ રીતે એક ખુબસુરત ફ્રેચ જવાનને મીત્રાચારી થઇ, અને તે બને એક બીજાના પ્યારમાં પડ્યાં પેલી ટરકીશ બાનુએ ને જવાંન ફ્રેંચમેનને પોતાની દાસીના લેબાસમાં, પોતાની સાથે પોતાના મકાનમાં દાખલ કીધો, અને એ રીતે તે પરદેશી જવાંન, કાંઇક મુદત સુધી, પોતાની પ્રીયાની સાથે, કોઇના કાંઇબી શક વીના સલાંમત રહી શ-કયો. આવા સંજોગ વચે પેલી ઓરત હમેલદાર બની, અને તે હમેલની ખબર તેણીના ખાવીંદને પડતાં, તે બેહદ ખુશી થયો, કેમકે તે પોતે ઘણી મોટી ઉંમરે પુગેલો હોવાથી, પોતાની દોલતનો વારેસ પેદા પડ-

વાની આશા તે મુકી છુટયો હતો. પણ અતે પેલા ફ્રેંચ જવાંનને પોતાની પ્રીયાને પડતી મુકી, તેણીના મકાંનમાંથી તેને નહાસવું પડયું, કેમકે સ્ત્રી-વેશમાં હવે તે એકબી દીવસ ચાલી શકે એમ હતું નહી. તેના ચેહરા ઉપર મુછ અને દાહાડી ઉગવા માંડી, જેથી એક દીવસ તે મહેલમાંથી ગુપચુપ નીકળી ગયો. પણ જ્યારે તે તેણીને છોડી ગયો, ત્યારે તેની માશુકે કીંમતી જવાહેરોથી તેને નવાજી રવાના કીધો.

## રૂમ શેહરની ઓરતો.

રોમ શહેરની જાહોજલાલીની આગમજ, ત્યાંની ઓરતોની સંસારી હાલત ખચીત ઘણીજ વીચીત્ર પ્રકારની હતી. બહુ પૂર્વકાળમા રોમ મધે એવો કાયદો હતો, કે એક મરદ પોતાની ઓરતને ચોકસ વખતેજ વહાલ કરી શકતો હતો. જમાનાના તે વખતમાં, એક રોમન સ્ત્રી, પોતાના બાળકને અગર જો ભાડેની ધવાડનારીને સ્વાધીન કરતી, તો તે ઓરત મોટી હીનપસ્તીમાં આવી પડતી હતી. હલકી નીતીની સ્ત્રીઓ રોમ મધે જો કે તે વખતે મોટી સંખ્યામા હતી, અને તેમના નીતી ભ્રષ્ટ કાંમો ઉપર કાંઇબી અંકુશ મેલી શકાતો નહી હતો, તોપણ પ્રજાના મોટા ધીક્કાર વચે તેઓ વસ્તી હતી. કહે છે, કે એક વખત એક રોમન મેજીસ્ટ્રેટને એક નીતીભ્રષ્ટ ઓરતના મકાંનમા સખત માર પડયો, અને તે ઓધેદારે પોતાને પડેલા મારને માટે ધણીબી મદદ ચાહી, પણ ઉલટો તે પોતેજ ઠપકાને પાત્ર થયો, કેમકે તેના જેવા એક ઓધેદારને, એવાં અનીતીના મકાંનમાં જવાની કાંઇબી જરૂર હતી નહી. ઓરતોની વફાદારી અને તેમનું પતિવૃતપણું તથા પવિત્રાઇની કસોટી ઘણીજ અજાએબ જેવી રીતે થતી હતી. કહેવામાં આવે છે, કે જંગલી અને વિકાળ જાનવરો પતીવૃત કુમારીકાને જોતાંજ તેણીની સાથ હળીમળી જતાં હતાં. સ્ત્રીઓની નીતીની કસોટી તરીકે, આ ઇલાજ અજમાવવામાં આવતો હતો. એવું પણ જણાવવામાં આવ્યુ છે, કે ડુબી ગયલા મરદો મુવા પછી પોતાની પીઠ ઉપર તરી નીકળતા, તથા ડુબી ગયલી સ્ત્રીઓ

ઉંધા પડેલી તરી નીકળતી, તેનુ કારણ પણ એક સરખી રીતે રોમન પ્રજા એવું માનતી હતી, કે મરદો કરતાં ઓરતો વધારે પવીત્ર, વધારે નિર્દોષ, અને વધારે નિશકલંક સાથ વધારે સદ્દગુણી હોવાનું હતુ.

તવારીખનો તે એક એવો વખત હતો, કે જ્યારે આખાં રોમમા અનીતી જોશભેર ફેલાઇ રહી હતી. લંપટબાજ સ્ત્રીઓનાં ટોલેટોલાં રોમ શહેરમાથી દોલત મેળવવા, ચોતરફથી ઉતરી પડવા લાગ્યાં. સ્ત્રીઓ પોતાંના જાર કરમોનો ફેલાવો ધોળે દીવસે બીન દહેશતે કરવા લાગી.

## ગેમ્સ-ઑફ-ફ્લોરા

ને નામે એક એવો નીતીભંગ જાહેર તમાસો થતો હતો, કે જેમા હલકી નીતીની જવાંન ઓરતો, તમામ નગ્ન હાલતે દોડવાની શરતો ખેલવા બાહાર પડતી હતી. ઢોંગસોંગના જાહેર ખેલો પણ તેવાજ નીતીભંગ થતા હતા. રોમની તે વખતની મોજીલી અને હવસી તવારીખનુ બ્યાંન એટલેથીજ અટકયુ નહી હતું, પણ એક વખત એવો આવી ઉભો, કે રાજ્યમાં મોટા ફેરફારો અને જબરી ઉથલપાથલ થઇ, અને તેની સાથે આ નીતીભંગ રાજનીતીનો પણ અંત આવ્યો તવારીખની એ બાબદને અતરે લંબાવવાની કાંઇબી જરૂર નથી, પણ પૂર્વકાળમા રોમન સ્ત્રીઓની હાલત રજુ કરવા માટે આટલુ બસ ધારૂં છું.

## સ્પારટન ઓરતો.

સ્પારટન પ્રજા જબરી લડાયક અને બહાદુર ગણાઇ ગઇ છે. તેઓ પોતાના દેશના અને પોતાના લાભો લડાયક મરદોને ઉતપંન કરવામાં સમજતી હતી. તેઓની એવી માન્યતા હતી, કે દરેક સ્પારટન ઓરતે બળવંત, અને તદરોસ્ત બાળકોને જન્મ આપવો, કે જેથી તેઓના ટોલાનું લડાયક બળ બીનહરીફ બને. એટલા માટે એવું સરકારી ફરમાન જાહેર થયું હતું, કે ઘરડા તેમજ નાતવાંન મરદોએ પોતાની ઓરતોને જવાન અને જોરેમંદ મરદોને શરણ કરવી, કે જેથી તેમને પેટે જોરેમંદ ફરજંદો અવતરે, અને લશકરના લડાયક સીપાહની ફોજ વધે. એજ

જમાનામાં જવાંન સ્પારટન મરદો અને ઓરતો વચ્ચે કુસ્તી, અને દોડવાની સરતો થતી હતી.

## વેનીસ શેહરની ઓરતો.

આજથી એક સદીની વાત ઉપર અનીતીવાંન સ્ત્રીઓને વેનીસ શેહરની સરકાર તરફથી રક્ષણ તેમજ ઉત્તેજન મળતું હતું. એવી જવાંન સ્ત્રીઓ, વેનીસ શેહરમાં ચોકસ પ્રસંગે થતા ધારમીક મહોત્સવમાં ખાસ કામે લાગતી હોવાથી, તેઓ વગર ચાલતુ ન હોતુ ઘણીક ખુબસુરત કન્યાઓને તેણીના માબાપો બચપણમા વેચી નાખતાં હતા

આ કન્યાઓની ખરીદીને લગતાં ખતપતર થતાં, અને તેવાં સઘળાં ખતપતરો જાહેર અમલદારની રૂબરૂ થતાં, અને કાયદાની અદાલતમા તે મંજુર રહેતાં હતાં. આ અનીતીવાંન સ્ત્રીઓ પોતાની આરામગાહમાં 'વરજીન-મેરી'ની એક નાહની જેવી મુરતી રાખતી, અને જ્યારેબી તેઓ જાર કર્મ કરતી, ત્યારે તે મુરતી ઉપર તેઓ એક પરદો નાંખતી હતી.

## જાપાંન શેહરની ઓરતો.

જાપાનીસ જનાનખાનાની બાઈઓની હકીકત

જાપાનની સંસાર રીતી કાંઈ જુદીજ છે. ૧૦ સ૦ ૧૮૮૦ પછી જ્યારે જાપાનીસ પીનલ કોડમા નવેસરથી ફેરફાર થયા, ત્યારે જાપાનીસ સંસારની કેટલીક નીતી રીતીમાં પણ તે કાયદાની રૂએ ફેરફાર થયો હતો. એ નવા કાયદાની આગમજ જાપાનીઓ જો કે એક સ્ત્રી સાથ પરણતા હતા, પણ અનેક સ્ત્રીઓને તેઓ પોતાના જનાનખાનામાં રાખી શકતા હતા. આ તેમના રેવાજ ઉપર નવા કાયદા પછી મોટો કાપ પડયો છે. જ્યારેબી કોઈ ગરીબ માબાપ પોતાની દીકરીઓનું પોષણ કરવાને અશક્ત બનતાં, ત્યારે લાચારીથી તેવી દીકરીઓ એવાં કોઈના જનાનખાનાનો આસરો લેતી હતી. ભીખ માગી ગુજરાન કરવાનું જાપાંનીસ સ્ત્રીઓ પસંદ કરતી

નથી. જાપાનીસ જનાંનખાનામાં આવી રીતે દાખલ થાયેલી બીબીઓ ! પોતાના ધણીની મોહોરદારનો દરજ્જો કદીબી ભોગવવા પામતી નથી.

ખરી મોહોરદાર તો પરણેતર ગણાય છે, અને જનાનખાંનાની બીબીઓ તે પરણેતરની સખી તરીકે ગણાય છે. પોતાના માલેકની પરણેતરને આ જનાનખાનાની જાપાનીસ બીબી ' ઓકુ-સામા ' એટલે બાંનુ યાને Madam ને નામે બોલાવે છે

એક જાપાનીસ ઓરત, પોતાની આખા જીંદગી તાબેદારીમાં ગુજારવી જોઇએ એમ સમજે છે. તાબેદારી કરવા માટેજ તેણીએ જન્મ લીધો છે. એમ તે જન્મથીજ સમજે છે

## કુંવારી જાપાનીસ ઓરતો.

જાપાનીસ સ્ત્રીઓ જ્યારે કુવારી હોય છે. અને જ્યાં સુધી તેઓ કુવારી રહે છે. ત્યા સુધી તેઓ પોતાના માબાપની તાબેદારી કરે છે

## પરણેલી જાપાનીસ ઓરતો.

જ્યારે જાપાંનીસ ઓરતો પરણે છે ત્યારે તેઓ પોતાના ધણીની, અને માબાપની બેગી તાબેદારી કરે છે

## રંડાયલી જાપાનીસ ઓરતો.

જ્યાંરે તેઓ રંડાપો ભોગવે છે, ત્યારે તેઓ પોતાના દીકરાની તાબેદારી કરે છે. એક જાપાનીસ પરણેતર પોતાના ખાવીદને ખુદા જેટલુ માન આપે છે, અને તેમ કરી તે પોતાના પાપની માફી પોતાને મળેલી સમજે છે જાપાનીસ વિદ્વાંનોનુ એવુ મત છે, કે ઓરત જાતના મનને પાંચ જાતનો રોગ લાગુ પડે છે.

## જાપાનીસ ઓરતોને લાગુ પડતા પાંચ જાતના દરદો.

જાપાનીસ વીદ્વાંનોનુ એવું મત છે, કે દર દસ જાપાનીસ ઓરતોમાથી ૭, કે ૮. ઓરતોને પાંચ દરદ ખાસ કરી લાગુ પડે છે. ૧,

અજાણપણું, ૨, નીરાસી અને બેદીલી, ૩, નીંદા, ૪, અદેખાઈ અને ૫, મુરખાઈ. કહે છે, કે કાંઇપણ શક વગર મોટે ભાગે જાપાનીસ સ્ત્રીઓ આ દરદોથી પીડાતી રહે છે, અને તેથીજ જાપાનીસ મરદોને જાપાનીસ ઓરતો-માટે હલકા વીચારો બેસી ગયેલા હોય છે. કાયદાનો કોઇબી હક જાપા-નીસ ઓરતોને મળતો નથી, અને કોઈબી સંજોગ વચ્ચે, એક પર-ણેલી જાપાનીસ ઓરતને, તેણીના ધણીની કસુર છતાં છુટાછેડા મળી શકતા નથી

## જાપાનીસ હમામખાનાની વીચીત્ર હકીકત.

નીતીના બાબમાં જાપાનીસ લોકોના વીચારો કાંઇ અજબ જેવા લાગે છે. જાપાનના જાહેર હમાંમખાના બાબે એક લખનાર લખે છે કેઃ— "જાપાનીસ હમામખાંના કાંઇક અજાએબ જેવાં ધોરણ ઉપર ચલાવ-વામાં આવે છે. હમોએ એક હમામખાનામાં જમીનથી બેફીટ ઉચો એક તખતો ઉભો કીધેલો જોયો એ તખતા ઉપર હમોએ કેટલીક મોટી ઉમરની ઓરતોને, તેમજ મરદોને બીલકુલ નગ્ન હાલતમાં ઉભાં રહી, એક બીજા સાથ હસી હસી વાતો કરતાં અને અંઘોળ કરતાં જોયાં. વળી કેટલીક ઓરતોના હાથમા નાંહનાં બચ્ચાંઓ હતાં લોકોની આવ જાવ હમામખાંનામાં ચાલુ હતી. હમારી નજર તે લોકો ઉપર પડે છે, એવું જાણવા છતાં, હમારી કાંઇબી દરકાર કીધા વીના તેઓ પોતપોતામાં નાહતાં નાહતાં ગેલ કરવા અને હસવા બોલવા લાગ્યાં."

જાપાન દેશની આ અને એવીજ બીજી સંસાર રીતી નીતી રફ્તે રફ્તે કેળવણી અને સુધારાના ફેલાવાથી નાબુદ થતી જશે, એવું માનવામાં આવે છે.

## આફ્રીકાની ઓરતો. (ચીત્ર સાથે)

આફ્રીકાના કેટલાંક મુલકોમાં વસ્તી પ્રજાની ઓરતોની કાંહાંણી જા-ણવા જોગ ખ્યાલ આપે છે. એબીસીનીયાના મુલકોમાં મરદ અને ઓરતો

૪૯૭૧



વચ્ચે પ્રેમ પ્રીતનો વહેવાર કાંઈબી અંકુશ વગર હસ્તી ભોગવે છે અગ-સપરસની મંજુરીયાતથી તેઓ એકબીજા સાથ પરણી જાય છે, અને જ્યારે મરજી પડે ત્યારે તેઓ એક બીજાથી છુટાં પડી શકે છે લગન કીધા પછી જો ઓરતને પોતાના ખાવીંદ સાથ પરવડતું નથી, તો તે છુટી પડે છે. જો તે લગનથી છોકરા પેદા પડેલા હોય છે. તો વડા છોકરા ઊપર તેની માતાનો હક રહે છે, અને વડી છોકરી ઉપર બાપનો હક પોંહોચે છે. એક ઓબીસીનીયન કન્યા કેવી હોય છે, તેનું ચીત્ર અતરે રજુ કરેલુ અયોગ્ય થઇ પડશે નહી

## સ્પેનની ઓરતો.

જંગલી મુલકોની ઓરતો માટે કાંઇક બોલ્યા પછી, યુરપના જાણીતા મુલકોની તરફ નજર કરીશુ, તો સ્પેનની ઓરતો તરફ આપની નજર પેહેલાં દોડે છે સ્પેનમાં પરણેલા લોકોમાં વફાદારી જેવી ચીજ, ઘણીજ થોડી હોય છે. પરણેલી ઓરતોના છુટાપણાંનો કાંઇબી પાર હોતો નથી અદેખાઇ જેવું સ્પેનના લોકોમાં જવલેજ હોય છે સ્પેનના લોકોમાં એવો રિવાજ કેહવાય છે, કે એક મરદને તક મળવા છતાં જો તે ઓરતને પ્યાર નહી કરે, તો તે મરદે વીવેકનો ભંગ કરેલો કેહવાય ! દરેક સ્પેનીશ ઓરત, મરદની તરફથી ચહવાવાની ઉમેદ રાખે છે. સ્પેનના લોકોની રીતભાત વીશે લૉર્ડ બાયરને પોતાની માતા ઉપર, કેડીસ શેહરથી કાગજ લખતાં, નીચે પ્રમાણે પોતાનો અનુભવ ચીતાર્યો હતો.

"* * I Beg leave to observe that intregue here is the business of life, when a woman marries she throws off all restraint, but I believe their conduct is chaste enough before. If you make a proposal which in England would bring a box on the ear from the meekest of virgins, to a Spanish girl, she thanks you for the honor you intend her, and replies 'wait till I am married, and I shall be too happy."

## ફ્રાંન્સની ઓરતો.

ફ્રાંન્સની ઓરતોની હાલતનો ચીતાર વળી કાંઇક જુદોજ જણાય છે પેરીસ્યન સ્ત્રીઓ, પોતાની સંસારી રીતભાત અને સુધારા માટે આખા યુરોપ તેમજ અમેરીકાનું ધ્યાંન ખેચી રહી છે. છતાં કેહવામાં આવે છે, કે પેરીસ શેહરમાં ઓરતોને જેટલું માન મળવું ઘટે, તેટલુ માન તેઓને મરદો તરફથી મળતુ નથી. જાણીતી લેખક મેડમ ઉડવાર્ડ કહે છે કે, ઓરતો જ્યાં સુધી જવાંનીના બહારમાં ખીલેલી રહે છે ત્યાં સુધી, અને જ્યાં સુધી તેઓ પોતાની ખૂબસુરતીને જાલવી રાખે છે, ત્યાં સુધી તેઓ ફ્રેન્ચમેનોનું ધ્યાંન ખેંચી શકે છે, અને ફ્રેન્ચમેનો પણ ત્યાં સુધી * તેઓને ચાહેછે. ફ્રાંન્સમાં મરદો જો કે ઓરતોને ચાહે છે, પણ જેટલા તેઓ ચાહે છે તેટલા માનની નજરથી તેમને જોતા નથી.

આગેવાંન, તેમજ મધ્યમ વરગના માબાપો પોતાંની જવાંન દીકરીઓની ઉપર સખત જાપતો રાખે છે. બદમાસ કોરગાઓની ચીલ ઝડપથી છોકરીઓના માબાપ જાણીતાં હોવાને લીધે, તેઓ પોતાની દીકરીની ઇજ્જત અને દામનની સલામતી માટે એટલાં તો ખંતી રહે છે, કે તેઓ પોતાની દીકરીઓને સેહજ પણ પોતાના નજર આગળથી એકલી દુર થવા દેતાં નથી, તેમજ કોઇબી જાહેર કે ખાનગી મેળાવડામાં, તેમની કોઈ સખીઓ કે સ્નેહીઓ સાથે જવાની તેઓને રજા આપતાં નથી. જ્યારે એવી રીતે જાલવી અને સાચવી રાખેલી દીકરીઓના હાથની કોઇ તરફથી માંગણી થાય છે, ત્યારે દીકરીના માબાપો, સોગંદ ખાઇ, છાતી ઠોકી, પોતાની દીકરીને કેવી રીતે જાપતામાં રાખી તેઓએ મોટી કીધી છે, તેની વીગત તેઓ સરાગાતથી સમજાવે છે. બેશક, છોકરીઓની ઇજતની સલામતી માટે એના કરતાં વધારે બીજું શું જોઇએ ? પણ એ સઘળી જામીનગીરી છોકરીઓની ભુતકાળની જીંદગી માટે સંતોશકારક કહે-

* **Social Science, Foote.**

વાય, પણ એવી જામીનગીરી ભવીષ્યકાળ માટે સેહજબી કામની થઈ પડે એમ લાગતુ નથી કેમકે કુંવારી છોકરીઓ પરણી ગયા પછી, પોતાને પીંજરાંમાથી છુટી ગયલા પોપટ મીસાલ સમજે છે.

## ફ્રેંન્ચ સ્ત્રીઓને 'કીસ' લેવાનો રિવાજ.

મેડમ ઉડવાર્ડ લખે છે કે " મેં એવું સાંભલ્યુ છે, કે પૅરીસમાં કોઇબી મરદની સાથ એક વખત એક ઓરતને ઓળખાણ પડયા પછી, જો તે તેણીને બીજીવાર કોઇબી ઠેકાણે મળે છે. તો પેલો મરદ તેણીને ' કીસ ' કરે છે પણ એવા પ્રકારની છુટ દરેક ઓરતના લક્ષણ અને સદ્ગુણ ઉપર વધારે આધાર રાખે છે. જે ઓરતો નબળાં મનની અને બીન અનુભવી હોય છે, તેમની એવી ચાલને બેશક ' નબળાઇ ' તરીકે ગણવામાં આવે છે.

## ફ્રેંન્ચ સ્ત્રીઓની મરીયાદા.

બોલવા ચાલવામાં તેમજ વાતચીત કરવામા ફ્રેંન્ચ ઓરતો મર્યાદા જવલેજ જાળવે છે એનો અર્થ વાંચનારે એમ નહી સમજવો, કે ફ્રેન્ચ મડમો ભાંડે છે! પણ એટલુ તો ખરૂં, કે મીત્રમંડળમા ફ્રેંન્ચ મડમો વાતચીત દરમ્યાન અમુક શબ્દ જે વીવેકને ખાતર નહીં બોલવો જોઇએ, તે કાંઇબી આનાકાંની વગર બેધડક બોલે છે. વાતચીત કરવાનું આવી રીતનુ તેઓનું છુટાપણું, સ્ત્રીઓને સંસારની સીધી સડક ઉપરથી ઘણીક વાર આડે રસ્તે ઘસડી જાય છે. પરણેલી સ્ત્રીઓ જો પોતાની મરજી પડે તો, પોતાના મરદ મીત્રો સાથ એખલી બાહાર જઇ શકે છે, એને જે મરદોને પોતાની પરણેતરો ઉપર શક હોય છે, તેઓ પોતાની પરણેતરોની આવી ચાલ માટે તુફાંન કરે છે; પણ જેઓને પોતાની પરણેતરોની ઇજત માટે ખાતરી હોય છે, અને તેમના પતીવ્રત માટે શક હોતો નથી, તેઓ પોતાની પરણેતરોના છુટાપણાંની વચે કદીબી આડે આવતા નથી. ઘણીક વખત બંને જનનો કસુર હોવાથી બંને જન એક બીજાના છુટા-

પાણાની વચ્ચે આવતાં નથી, અને એવી બેઢંગી રીતે તેમના સંસારનું ગાડું ગબડયું જાય છે.

ફ્રાંન્સની ઓરતોની આ ઘણીજ ઉપર ટપકેની વીગતો ટપકાવી છે. પણ એ ઉપરાંત ફ્રાંન્સની કમનસીબ ઓરતોના કાહાંણી ગમે એવાં કઠણ દીલના આદમીની છાતી પીગલાવે એવી છે. આ કમનસીબ ઓરતો જેઓ અનીતીને રસ્તે ઉતરી પડેલી હોય છે, તેઓ "*Les filles de-joie*" ને નામે ફ્રાંન્સમા ઓળખાય છે આવી ઓરતો ફ્રાંન્સમાં ડગલે અને પગલે ઉભરાઇ જતી કહેવાય છે આ કમનસીબ ઓરતોનો અંત ઘણોજ દુખદાયક આવે છે આ કમનસીબ ઓરતો વીશે બીજે ઠેકાણે લખવાનુ હોવાથી અતરે તે બાબદ લંબાવવાની જરૂર નથી.

## ઈટાલીયન ઓરતો.

ફ્રાંન્સની પડોસમાં આવેલો ઇટલી દેશ કાંઇક એવીજ કીસમનો રંગ ઓરતોના બાબમાં દેખાડે છે. ઇટલી દેશની ઓરતો જ્યાં સુધી કુંવારી હોય છે, ત્યાં સુધી તેઓ માબાપની સખત દેખરેખ અને જાપતા હેઠલ રહે છે, અને કોઇપણ સંજોગ વચ્ચે તેમને મરદોની સંગતમાં ફરવા હરવાની પરવાંનગી મળી શકતી નથી. જ્યારે તેઓ પરણી જાય છે, ત્યારે તેઓ મનપસંદ છુટાપણું ભોગવે છે, અને જો તેઓ ચાહે તો એકથી વધારે મીત્રોને તેઓ પોતાના વીસ્વાસમાં પણ લેઇ શકે છે.

ઈટાલીયન ઓરતો વીશે બાયરન, વેનીસથી પોતાના પત્રમાં નીચે પ્રમાણે લખે છે:—

"The general state of the morals here is much the same as in the Doges' time. A woman is virtuous, according to the code, who limits herself to her husband and one lover; those who have two, three, or more, are a little wild; but it is only those who are indiscriminately diffuse, or form a low connection, who are considered as

over stepping the modesty of marriage. There is n convincing a woman here that she is in the smallest degree deviating from the rule of right, or the fitness of things, in having a lover * * "

## અમેરીકન ઓરતો.

દુનીયાના સરવેથી આગળ વધેલા, તેમજ સુધારામાં પહેલી પંક્તીએ ઉભેલા અમેરીકાના મુલકોની ઓરતોની હાલની હકીકત આપણને જાણવા જોગ છે. ત્યાં દરેક મરદ એકજ ઓરત સાથ લગનના ગાંઠથી જોડાય છે, અને કાયદો પણ તેમને એકજ ઓરત સાથ પરણવાનો હક આપે છે.

આ કાયદો અમેરીકન પ્રજાએ એકમતે માન્ય કીધો છે. અમેરીકન પ્રજા આટલી બધી આગળ વધેલી હોવા છતાં, ત્યાં દીકરીઓના લગનના સાટા ગોઠવવામાં, દોલત અને દરજ્જો મુખ્ય કરી જોવામાં આવે છે. દીકરીના માબાપો ઘણું કરી દોલતવાલા જમાઇની શોધમાં ચોતરફ નજર રાખતાં રહે છે. કેટલીકવાર તો દોલતમંદ જમાઇ જોઈ, માબાપો પોતાની ખબસુરત દીકરીઓને જાંણે વેંચી નાખતા હોય, તેવી રીતે લગનના સાટાં, કરે છે. અમેરીકા જેવા સુધરેલા દેશની ઓરતો પોતાના લગનના સાટાં પોતાના માબાપની મરજીને ખાતર કરે, એ વાંચનારને જો કે વીચીત્ર જેવું લાગતુ હશે, પણ તેમાં જરાએ શક નથી. ખુદ અમેરીકનો પોતે એ ઓહોતાંન નામુકર જતા નથી.

દોલતની સાથે સેહજસાજ ખાંનદાની દરજ્જો અગર જો એક મરદ ધરાવતો હશે, તો તેની તમામ એબ અને સઘળા દુરગુણો વિશે દીકરીના માબાપો કાંઇબી વીચાર કીધા વીના, તેને પોતાની દીકરી લગનમાં આપવા તઇયાર થશે. તેમજ બીજા હાથ ઉપર દોલતમંદ અને ખાંનદાની ઓરતો ગમે એવી નીતીમાં હલકા પ્રકારની હોવા છતાં, તેણીની સાથ લગ્નના ગાંઠથી જોડાવા, અનેક મરદો દીલોજાંનથી તઇયાર થશે.

એકાદ મોટે ખાંચરેના લગનની ખબર જાહેર થતાં, પરણતી છોકરીના લાગતાં લગતાંઓ, તેમજ દોસ્ત આસનાઓ સરવેથી પેહલી પુછપરછ એજ કરશે કે:—"કેમ, ધણી સધ્ધર છે કે ?" જો એવું માલમ પડે કે ધણી માલેજાતુર છે, અને મોટી આવકવાલો છે, તો પછી લાગતાં વલગતાંઓ તરફથી તેણીની ફતેહ માટે મુબારકબાદીના ઢગલાબંધ પેગામો, તેણીની ઉપર ચાલું આવતા રહે છે

દોલતને ખાતર દીકરીના માબાપો, પોતાની દીકરીઓને, તેમની ઉમરથી બેવડા કે ત્રેવડા મોટા ધરડા મરદો સાથ પરણાવવા જરાબી અચકાતાં નથી. તેમજ જવાંન ખૂબસુરત ઓરતો, પોતાની જવાંનીની કાંઇ પણ દાજ હૈડે ધર્યા વગર, એવી મોટી ઉમરના મરદો સાથ, તેમના પૈસાને ખાતર પરણી જવા તલપી રહે છે. ખરી વાત છે, કે આવી મોટી ઉમરના વર-વહુ બાજે વખત સુખ-સંપજમાં વસ્તાં માલમ પડે છે, પણ તેવાં જોડાંઓ ઘણુંજ થોડાં હશે.

અમેરીકન ઓરતોના આવી કીસમના છુટાપણાનું પરીણાંમ એ આવે છે, કે સેંકડો નહી પણ હજારો ઓરતો, તરછોડાયલી અને છંડાયલી, શહેરના જુદા જુદા ભાગોમાં વસ્તી રહે છે, અને તેમનું ગુજરાંન, અનેક પરણેલી સ્ત્રીના માનબર ખાવિંદો, જાહેર નહી પણ ખાનગી રીતે કરતા રહે છે. અમેરીકન ઓરતોનું આ સંસાર ચીત્ર એટલું તો સાફ દેખાડી આપે છે, કે સ્ત્રી સાથ પરણવાનો કાયદો અમેરીકન સરકારે પોતાની પ્રજા માટે ઘડેલો હોવા છતાં, તે પુરેપુરો અમલમાં મુકી શકાતો નથી.*

એ રીતે દુનીયાની સપાટી ઉપર વસાયલાં અસંખ્ય દેશો માંહેલા થોડાંક જાણીતાં મુલકોમાં સ્ત્રીજાતની હાલત અને સંસારી રિવાજની તવારીખના ટુકડાઓની ટુંક નોંધ લીધા પછી આપણ આગળ પ્રવેશ કરશું.

**સા. ફકાગીર.**

*D. H. P.*

# પત્ર ૨ જુ.

## તન-મંદીર.

### (ચીત્ર સાથે.)



સુજ્ઞ આતુરા

એક વીદ્વાંન જગતને કહી ગયો છે, કે:—"If it is possible to perfect mankind, the means of doing so will be found in the medical science" (Descartes). એટલે, આદમીની ઓલાદને જો સંપુર્ણ સુધારવી હોય, તો તેના ઈલાજ વૈદકશાસ્ત્રમાંથી મળી આવશે.

એ બેશક ખરું છે, એમાં શક નથી. પણ આપણા દેશમાં, આ વીસમી સદીમાં જો કે સ્ત્રી કેળવણી જોસબેર ફેલાવા લાગી છે, છતાં સંસાર જ્ઞાનની કેળવણી આપણી બાંનુઓના લગભગ મોટા ભાગને મળી શકવાના પુરેપુરાં સાધન હજી જણાતાં નથી એટલાં માટે સંસાર જ્ઞાનનું સાહિત્ય જેમ બને તેમ વૈદકશાસ્ત્રને આધારે સહેલ અને સરલ ઇબારતમાં બાંનુઓના હાથમાં મુકી શકાય, એવી મતલબથી આ સ્ત્રી-શાસ્ત્ર લખ્યુ છે.

બેહેન, બતાવો એવો કોઇ મેહલ, કે એવાં કોઇ મંદીર આ પૃથ્વી ઉપર તમોએ બંધાયલાં જોયાં છે, કે જેની કારીગીરીભરી રચના, ઇનસાંનના તન-મંદીરની બનાવટ અને તેની હુનરમંદીભરી ખુબસુરતી અને કારીગરીની બરોબરી કરી શકે? ઇનસાંનના તન-મંદીરની રચના બેશક તે જગતકરતાની એક ભેદી કરામત છે. એ તંન-મંદી-

રમાં સમાયલા ભેદી પ્રયોગોને આજના વખતના વૈદક શાસ્ત્રે જો કે જગતને જાહેર કીધા છે, તોપણ હજી તે કુદરતના ભેદની ખરી ખુબીને પોહોચી વળવા કાળાં માથાંનુ આદમી કેવળ અશક્ત માલમ પડયું છે. આદમીના તન–મંદીર યાને શરીરની રચના સામાન્ય રીતે, મારાં આગળાં પુસ્તક સ્ત્રી–ભવસાગરમાં હું ખુલાસાવાર જણાવી ગયો છુ, તોપણ આ પ્રસંગે સ્ત્રીના તન–મંદીરની રચનાનો ચીતાર ઉપર ટપકેથી તપાસવાની જરૂર છે.

## સ્ત્રીનુ હાડપીંજર ( ચીત્ર સાથ. )

આદમીના તન–મંદીરની રચનામા હાડકાની એક ગજબવર હારમાળા પ્રથમ આપણું ધ્યાંન ખેંચે છે. આ હારમાળા લગભગ બસોથી વધુ હાડકાંની બનેલી છે. એ સઘળાં હાડકાંની રચનાથી આદમીનુ હાડપીજર બને છે. એ આખું હાડપીજર સધીબધન યાને Ligaments થી મજબુત બંધાઇ એવી રીતે જોડાયલુ રહે છે, કે શરીરના દરેક નાંહના કે મોટા સાંધાઓ પુરતી રીતે જોઇએ તેમ ઢીલી અને વળી શકે છે

## જુદી જુદી ઉંમરે હાડકાંની બનાવટમાં કેવા ફેરફાર થાય છે.

બચપણમા હાડકા નરમ અને વળી કે મડાઇ શકે એવા નાજુક રહે છે; પણ મોટાં માનસમા તેમ હોતું નથી. મોટી ઉમરના આદમીના હાડકાં કઠણ અને જડ બની જાય છે. આગળ ચાલતાં, ઘરડાં આદમીનાં હાડકાંની બનાવટમાં કાંઇક જુદોજ ફેરફાર થવાથી, તે ઝટ ભાગી જાય એવાં કડક થઇ જાય છે. જ્યાં સુધી આદમીના શરીરની વધ પુરેપુરી થઇ રેહતી નથી, ત્યાં સુધી એ હાડકાં પુરેપુરાં પાકટ બનતાં નથી. લગભગ વીસથી ચાળીસ વરશની ઉંમરે આદમીના હાડકાં પુખ્ત–પાકટ બને છે.

## હાડકાંને થતા અકસમાત અને દરદો.

હાડકાં જ્યારે ભાગી જાય છે, ત્યારે પાંચથી છ અઠવાડીયાંની મુદતમાં, ચાંપતી સારવાર અને વૈદક દેખરેખ હેઠલ, તે પાછાં સંધાઈ જવાનો સંભવ રહે છે. આદમીના શરીરના સઘળા ભાગોને જેમ અનેક પ્રકા-

સ્ત્રીનુ હાડપીંજર. તન મંદીર.




સ્ત્રીના આખા શરીરની રચના

રનાં દરદો લાગુ પડે છે, તેમ શરીર માહેલાં હાડકાંને પણ અનેક દરદો લાગુ પડે છે દાખલા તરીકે હાડકાંને સોજો લાગુ પડે છે; હાડકુ પાક ઉપર ચહડે છે; હાડકું પાકે છે; હાડકું ફુલે છે, હાડકું નરમ યાને પોચું થઇ જાય છે, અને સેવટે હાડકું મરી પણ જાય છે. એ ઉપરાંત અનેક બીજા ફેરફારો હાડકાંની બનાવટ અને રચનામાં થાય છે.

સ્ત્રી તેમજ મરદોના હાડકાંની આવી બનાવટ અને હાલતને લીધે, ઉધરતી ઉંમરની જવાન સ્ત્રીઓનાં હાડકાં નરમ અને વળી જાય એવાં હોવાથી, તેમના શરીર માહેલાં નરમ હાડકાં, તેમને બેસવા ઉઠવાની પડી ગયલી ખાંમીભરી આદતથી, યા પેહડવાનાં કપડાં કફાડી રીતે તંગ તતરબધ પેહડયાથી તે મરડાઇને દબાઇ જાય છે, અને પાછલથી તે તેવીજ મરડાઇ કે દબાઇ ગયલી હાલતમાં રહી જાય છે સ્કુલે જતાં બાળકોના બરડાના કાંડામાં વાંક આવી જવાના તથા ખુંઢ નીકળી આવવાના બનાવો, એજ કારણે બને છે. તેમજ પતલી કંમર દેખાડવાની મતલબથી કેટલીક સ્ત્રીઓ, ભરજવાંન ઉમરે, તંગ પેહરવેસ પેહરવાની ચાલુ તજવીજ કરતી રહે છે, અને તેમ કરતાં સ્ત્રીઓની જીંદગી, તેમની પ્રસુતી પ્રસગે કેટલીક વાર જોખમમાં આવી પડવાના જે બનાવો બનતા રેહ છે, તેના અનેક કારણોમાં, આ એક મોટું અને મુખ્ય કારણ કેહવાય છે.

હાડકાની આવી મુલાએમ અને નરમ હાલત ઉપર કવખતે ધાતકીપણે આવો સીતમ ગુજારવાથી તેની હાલતમાં જે ફેરફાર થાય છે, તેનો જીવતો દાખલો, ફેશન ઉપર ભમરી ખાતી ચીનીઓના પગનો દેખાવ દેખાડી આપે છે. નીચલું ચીત્ર, ચીન દેશની ચીની ઓરતના પગનું છે. એના પગનો ઘાટ જુવો. ચીનાઓ પોતાની સ્ત્રીના અતી નાંહના પગોમાં ખુબસુરતી સમજે છે. એક ચીનીના પગ જેટલા નાંહના, તેટલા તે ચીનાઓને વધારે ખુબસુરત દેખાય છે. એ સબબને લીધે, છોકરીઓના માબાપો પોતાની દીકરીઓના પગને બચપણથીજ જકડી પાટા વડે મજબુત બાંધે છે, જેથી

પગના હાડકાંની વધ અટકી પડે છે આ વીશે લંબાન વીવેચન મેં મારા સ્ત્રી દરપાણ પુસ્તકમાં કરેલુ હોવાથી, અતરે તે લંબાવવાની જરૂર રહી નથી

## ફૂશંન ઉપર ભમરી ખાતી ચીનીના હાલ.

એના પગનો ઘાટ જુવો. અને એ ઘાટને માટે બનાવેલા સુંદર ! સ્લીપર જુઓ




## કંમર પતલી બનાવવાની પ્રૅકટીસ.

એવોજ એક બીજો દાખલો વેલાતની મડમ સાહેબોનો, જે આપણી સ્ત્રીઓએ નકળ કીધો છે, તે કમર નાજુક અને પતલી દેખાડવાનો છે. સ્ત્રીઓ લાંબા બાલ, અને પતલી કંમરમાં પોતાની સઘળી ખુબસુરતી સમાયલી સમજે છે ! કંમરનો ઘેરાવો સાંકડો કરવાની મત-

લબથી આપણી ઘણીક સ્ત્રીઓ તંગ તતરબંધ પહેરવેસ પેહેરી, કમરને પતલી, નાજુક ! બનાવવાની ચાલુ તજવીજ કરતી રેહ છે. આ તેમની તજવીજમાં જો કે તેઓ કતેહમંદ નીવડે છે, પણ તેના સેવટને મેહજબી ખ્યાલ તેમને આવતો નથી તંગ પહેરવેસથી, તેમની ઉમરના પ્રમાણમા તેમની કંમરનાં હાડકા મુલાએમ અને નરમ હોવાથી, બાહારથી થનાં દબાંનને લીધે તે ધીમે ધીમે દબાઈ જાય છે, પણ જે નુકસાન પાછલથી તેવી સ્ત્રીઓને થાય છે, તેને તેમને જો મેહજબી ખ્યાલ હોય, તો 'પતલી કંમર બનાવવાની પ્રેકટીસ,' તેઓ કદાબી કરે નહી એવી રીતે પતલી બનેલી કમરનાં દબાઈ ગયલાં હાડકાંનું ચીત્ર અતરે આપ્યું છે, તે તપાસી જોયાથી વાચનારને તેને ખ્યાલ આવશે.

**પતલી બનેલી કંમરની ખુબસુરતી !**



(ભીતરની વાત રાંમ જાણે?)

આ ઉપરથી માબાપોએ, તેમજ અજ્ઞાંન જવાંન બાંનુઓએ જાણવું જોઇએ, કે જ્યાં સુધી તેમના બાળકોના હાડકાં મુલાએમ અને પોચાં હોય, ત્યાં સુધી તેમની બેસવાની તેમજ સુવાની ખાંમીભરી હાલત ઉપર સારી રીતે તકેદારી રાખવી; તેમજ જવાંન બાંનુઓએ છાતી, પેટ તેમજ

પેડુ અને કંમર ઉપર તગ પહેરવેસ પહેરવાથી પરહેજ રેહવું. કેમકે તેથી ઘણા જીવલેણ પરીણામ આવવાનો સંભવ રેહ છે. જવાંન બાળાઓની બેસવાની ખાંમીભરી રીતથી કેવી રીતે બરડાના હાડકાંને નુકસાંન પુગે છે, તે નીચલુ ચીત્ર જોયાથી કાંઇક તેનો ખ્યાલ આવશે

## સ્ત્રીઓને બેસતાં ક્યાં આવડે છે!



## આદમીના શરીરમાં પાંચસો માંસનાં ગોટલાં.

આદમીના શરીરના હાડકાંની ગણત્રી કીધા પછી, શરીર ઉપરના માસ માટે કાંઇક વીચાર કરવો જોઇએ. આદમીનુ આખુ શરીર માસનું બનેલુ છે. શરીર ઉપરનું માસ કાંઇ માસના લેપડા જેવું નથી. વૈદક નજરે તપાસ કરતાં સાબેત થયું છે, કે આ માસ અસંખ્ય નાંહના મોટા માસના રેસાના બનેલાં 'બંડલ' ના આકારે આખાં શરીર ઉપર તે ગોઠવાયલાં હોય છે, અને એ દરેક માસનુ 'બંડલ' અમુક પ્રકારનું કાંમ આદમીના શરીર ઉપર કરતું રેહ છે. માસનુ આ 'બંડલ' સાધારણ રીતે

સ્ત્રીના શરીરમાં માંસના પંનો ગોઠવ્યાં



સ્ત્રી-શરીર-રચના કાન્તાની નગ્ન હાલત પાછલો ભાગ

'ગોટલાં' ને નામે ઓળખાય છે, અને વૈદક ભાષામાં, એ ગોટલાં 'મસ્લ્સ' ( muscles ) ને નામે બોલાય છે. આખાં શરીરના જુદા જુદા ભાગો ઉપર 'મસ્લ્સ' કેવી રીતે ગોઠવાઇ રહ્યા છે, તે આ સામેના ચીત્રોની બારીક તપાસ કરતાં માલમ પડશે.

## સ્ત્રીના શરીરની કાંન્તીની નગ્ન હાલત. ( ચીત્ર સાથ. )

સામે આપેલાં ચીત્ર તપાસતાં માલમ પડશે, કે આદમીના શરીર ઉપરની ચાંમડી શસ્ત્રવૈદોએ કાહાડી લીધા પછી, શરીર ઉપરનાં 'મસ્લ્સ' નો દેખાવ નજરે પડે છે.

અરેરે આદમી! તારી આ કેવી દશા! તારા શરીરની સુંદરતા, અને તારી કાંન્તીના કેવા હાલ! જે શરીરને જીવતાં જીવત તુંએ જાળવી રાખ્યુ, જે શરીરની સુંદરતાને પપાલી તેં તારા જીવ કરતાં વધારે જાણ્યું, તે તારાં શરીરની કાંન્તી કયાં છે? હવે તે કેવા ભયંકાર આકારમાં નજરે પડે છે! જીવતી જીંદગીની તારી શારીરીક ખુબસુરતી અને કાંન્તી, તેની ખરી નગ્ન હાલતમાં જો હવે કેવી દેખાય છે?

આ માસના મસ્લ્સ, આખાં શરીરમાં લગભગ પાંચ સો હોય છે. દરેક મસ્લ્સની જોડ રેહ છે, એટલે આખાં શરીરમાં ૨૫૦ મસ્લ્સની જોડી હોય છે. દરેક મસ્લ્સ કદમાં એક સરખા એકાકાર હોય છે, અને દરેક મસ્લ્સ શરીરની બને બાજુ ઉપર એક સરખી રીતે એવા તો સમાકારમાં ગોઠવાયલા જણાય છે, કે તેથી બદન ઉપર કોઇબી પ્રકારની ખાંમી જેવું જણાતું નથી.

શરીરની દરેક હીલચાલ આ મસ્લ્સથીજ થાય છે. દાખલા તરીકે પગના હાડકાં ઉપરના મસ્લ્સથી આપણુ ચાલી તેમજ દોડી અને કુદી શકીએ છીએ; હાથના હાડકાં ઉપરના મસ્લ્સની મદદથી આપણુ ધરી, પકડી તેમજ લખી શકીએ છીએ; ધડ ઉપરના મસ્લ્સ શરીરને ઉભું ટેકવી

સખે છે. છાતી ઉપરના મસ્લ્સ વડે દમ લેઈ શકીએ છીએ. ચેહરાની ઉપર આંખના હાડકાંની આસપાસ આવેલા મસ્લ્સ વડે આપણુ આપણી આંખોને જુદી જુદી દીશાએ ફેરવી શકીએ છીએ. એટલુંજ નહી પણ જુદા જુદા જુસ્સાના ચીન્હો જે આપણા ચેહરા ઉપર પ્રગટી નીકળે છે, તે સઘળા જુસ્સા ચેહરાના હાડકાં ઉપર ચીટકી બેઠેલા, નાંહના પણ નવાઇ જેવા નાજુક મસ્લ્સને આભારી હોય છે. દાખલા તરીકે ગુસ્સો, ધીકાર અને અદેખાઇ, તેમજ દીલગીરી, અને ખુશાલી જે આપણા ચેહરા ઉપર વારંવાર પ્રકાશી રહે છે, તે આપણા ચેહરાની ચાંમડીની હેઠલ સંતાઇને ચીટકી બેઠેલા નાંહના નાંહના ' મસ્લ્સ ' ને આભારી હોય છે.

## મરણ પછી આદમીનું શરીર અકડી જવાના કારણ.

આદમીના શરીરની દરેક હીલચાલ શરીર ઉપરના ' મસ્લ્સ ' થીજ થાય છે. જો આ ' મસ્લ્સ ' શરીર ઉપર હોય નહી, તો આદમીની હાલત જમીનમાંથી ઉગી નીકળેલાં એક ઝાડ જેવી જડ થઈ પડે, અને કોઇપી પ્રકારની હીલચાલ તે કરી શકે નહી. *મરણ પછી જેમજેમ વખત વધતો જાય છે, તેમ તેમ શરીર ઉપરના ' મસ્લ્સ ' અંદર ફરતું લોહી બંધાતું જાય છે, અને જ્યારે તે પુરેપુરૂં બંધાઇ રહે છે, ત્યારે શરીર બીલકુલ જડ થઇ અકડી જાય છે. મરણ પાંમેલાં આદમીના ' મસ્લ્સમાં ' લોહી બંધાઇ ગયા પછી ચોકસ વખતે તે પાછું પીગળવા માંડે છે, અને જ્યારે તે પીગળી રહે છે, ત્યારે જડ થઇ ગયલા સઘળા 'મસ્લ્સ' પાછા ઢીલા પડી જાય છે, અને તે પછી મસ્લ્સ કોહોવા માંડે છે. આદમીના મરણ પછી તેનું શરીર જે અકડી ગયલું આપણુ જોઇએ છીએ, તેનું એંજ કારણ હોય છે. વૈદક ભાષામાં શરીરની આ હાલતને ' રાઇગૉર મૉરટીસ ' ( rigor mortis ) કહે છે.

* Huxley.

મરણ પછી અગર જો 'રાઇગૉર-મૉરટીસ' જલદી લાગુ પડે છે, તો તે જલદી ઉતરી પણ જાય છે; પણ જો મરણ બાદ અસુરેથી શરીર અકડી જાય છે, તો લાંબો વખત સુધી તે તેવીજ જડ હાલતમાં રહે છે. આદમીના શરીર ઉપરના મસ્લ્સનું આ બહું ટુકું વર્ણન ફક્ત વાંચકોને તેનો ખ્યાલ આપવા માટે નોંધવું પડયું છે.

લા. દુવાગીર.

* * *

D. H. P.



## પત્ર ૩ જુ.

---

### તંન-મંદીર.

( ચાલુ )

---

**HEART·**

**સ્ત્રીનુ હ્રદય યાને 'હાર્ટ.'**

**( હાર્ટની રચના-હાર્ટના દરદો. )**



**સુજ્ઞ બેહનો—**

એક સ્ત્રીનુ દીલ જીતવું કેટલું સહેલ હશે? બેહન તેંનો કદીબી કોઇએ વીચાર કીધો છે? દીલ જ્યારે કોઇ જીતી લેય છે, ત્યારે સાધારણ રીતે બોલાય છે, કે 'દીલ હાથથી ગયું.' યા તો 'દીલ હાથમાં રેહતું નથી.' આ દીલ શું ચીજ છે.

એ દીલને ઇંગ્રેજીમાં 'હાર્ટ' કહે છે. આ દીલને લાગુ પડતી પ્યારની પીડાકારી વીશે પાછલા ભાગમાં લખ્યું છે, પણ તે આગમજ એ દીલ શું છે, તે વીશે કાંઇક જાણવું ઠીક થઇ પડશે.

આખાં શરીરનું પોષણ કરવા માટે, તે કુદરતના માલેકે, પોતાના અપાર દાહાપણથી જે અજાયબ યોજના રચી છે, તેના ભેદને પોહોચવું, કેવળ અશક્ય છે. આદમીની છાતીના મધ્ય ભાગમાં, રાત અને દીવસ, જાગરત કે નીંદ્રાવસ્થામાં, એક એવું અવયવ (organ) છે, કે જે સહેજબી

અચકાયા કે અટક્યા વગર પોતાનું કાંમ કરતું રહે છે, અને તેથી તમામ શરીર પોષણની ક્રીયાઓનું કાંમ થતું રહે છે. આ અવયવ તે હરૂદય યાને દીલ છે, જે 'હાર્ટ'ને નામે જણાયલુ છે. શરીરમાં આ હરૂદય એક બુમ્બાની ગરજ સારે છે, કેમકે આખાં શરીરમાં લોહીને ફરતું રાખવા માટે, તે એક બુંબા મીસાલ ચાલુ કાંમ કરતું રહે છે

## હાર્ટ કેવું હોય છે ?

આ હાર્ટની રચના ઘણી ગુચવાડા ભરી હોવાથી સાધારણ વાંચકોને એકાએક સમજ પડે એમ નથી. તોપણ એ હાર્ટના કાંમથી વાંચકોને જાણીતાં કરવાની હુ ધારૂ છુ કે કાંઇક જરૂર છે.

આદમીનાં હાર્ટની જગ્યા, છાતીની ડાબી બાજુએ, પાંચમીથી છઠ્ઠી પાંસળી આગળ રહે છે. દરેક આદમીનું હાર્ટ સુમારે તેના હાથની મુઠ્ઠીના કદ જેટલું મોટું હોય છે. આકારમાં હાર્ટ સહેજ પડારોકા ઘાટનુ (conical) હોય છે, અને અંદરથી તે પોકળ હોય છે. છાતીમાં સમાયલાં બંને ફેફસાંની વચોવચ હાર્ટ ગોઠવાઇને બેઠેલુ હોય, એમ નજરે પડે છે. હાર્ટની પડારોકી ટોંચ નીચે રહે છે, અને પોહોળી બેઠક ઉપલા ભાગ તરફ હોય છે હાર્ટની અંદરની રચના જેટલી અજાયબ જેવી, તેટલીજ જાણવા જેવી છે. દેખઇતી રીતે, તે એક બુંબા યાને pump નુ કામ શરીરમાં કરે છે. એ કાંમ કરવા માટે હાર્ટની ભીત્તરની બાજુ ચાર ભાગમાં વહેંચાઇ ગયલી છે. એ ચાર ભાગો ' બે ઓરેકલ ' અને ' બે વૅન્ત્રીકલ 'ને નામે જણાયલા છે. હાર્ટના ઉપરના યાને મથાલેના ભાગમાંથી કેટલીક જાણવા જોગ લોહીની નસ નીકળે છે, જે માહેલી સરવેથી અગત્યની નસ, 'ઍઑર્ટા' ( aorta )ને નામે ઓળખાય છે.

હાર્ટની આ સઘળી બારીકીમા ઉતરવાની આ જગ્યા નથી, એટલે હાર્ટની રચનાનો આ ટુંક સાર હું અતરેજ ખતમ કરૂ છું.

## છાતીમાં 'લબ-ડબ' થાય છે! તે શું?

'લબ-ડબ'—લબ-ડબ—લબ-ડબ.'

આવી જાતના બે અવાજો આપણી છાતીમાંથી હંમેશાં નીકળતા રહે છે દર પળે અને દર ઘડીએ આ અવાજો, શું ઓરત કે મરદ, જવાંન કે બુઢાં, યા બાળક, સરવેની છાતીમાં થતા રહે છે. તબીબો એ અવાજ પોતાની ભુંગરી, જે 'સ્થૅતસ્કોપ'ને નામે જણાયલી છે, તે મારફતે સારી રીતે સાંભલી શકે છે બેહેન, તમે પોતે તમારી ડાભી બાજુની પાંચમી યા છઠી પાંસળીની ઉપર હાથ મુકી તપાસશો, તો તમારા હાથને 'ઢંમ્પ, ઢંમ્પ, ઢમ્પ' એવા ધબકારા ચાલુ લાગતા જણાશે એ ધબકારા, અને એ 'લબ-ડબ'ના અવાજ તે તમારા 'હાર્ટ'ના અવાજ છે. એ દરેક ધબકારે તમારૂ હાર્ટ તમારાં શરીરના પોષણ ખાતર, લોહીને ગતી-આપવા માટે ઢુંબા મીસાલ કાંમ કરે છે, અને એ કાંમ કરતાંજ આ અવાજ થતો રહે છે. એવી રીતનુ કાંમ, આ હાર્ટ બચપણથી તે ઘડપણ સુધી વગર ઢાકવે કે વગર અચકાવે કરતું રહે છે. આવા ધબકારા દરેક મીનીટે લગભગ ૬૦ થી ૭૦ થતા રહે છે. હાર્ટના આ ધબકારા ઉપર આદમીની જીંદગીનો આધાર રહે છે, અને એ ધબકારાની ચલન અને ચાલમાં થતા ફેરફાર ઉપરથી તબીબો હાર્ટને લાગુ પડતાં દરદો પીછાની શકે છે.

## આદમીના હાર્ટની ચલનમાં ફેરફાર થવાના કારણો.

એક તંદરોસ્ત આદમીનું હાર્ટ એક મીનીટમાં સુમારે ૭૨ વાર ધબકે છે. પણ અનેક કારણોથી એ ધબકારા જેમ વધે છે, તેમ ઓછા પણ થાય છે. એ સધળાં કારણોમાં ઉંમર, દેહ યાને 'ટેમ્પરેમેન્ટ', આબો હવામાં થતા ફેરફારો, શરીર માંહેલી ગરમી, જાતી (પુરૂષ કે સ્ત્રી) ખોરાક, તેમજ પીણાં વગેરે મુખ્ય કારણો ગણાય છે. આદમીની જુદી જુદી ઉમરના પ્રમાણમાં તેનું હાર્ટ કેટલું ધબકે છે, તે નીચલા કોઠા ઉપરથી જણાય છે.

## જન્મથી ઘડપણ સુધીની ઉંમર વચ્ચે જુદે જુદે પ્રસંગે નાડીની ચલન જાણવાનું કોઠક.

| | | એક મીનીટમાં થતા નાડીના ધપકારાની સંખ્યા. |
|---|---|---|
| ૧. | જન્મ આગમજ માતાના પેટમાં બાળકની નાડીના ધબકારા. ... ... | ૧૫૦ |
| ૨. | જન્મ લીધા પછી, આસરે ... .. | ૧૪૦–૧૩૦ |
| ૩. | એક વરશની ઉંમર સુધી ... ... | ૧૩૦–૧૧૫ |
| ૪. | બે વરશની ઉંમર સુધી ... ... ... | ૧૧૫–૧૦૦ |
| ૫. | સાત વરશ સુધી ... ... ... | ૯૦—૮૫ |
| ૬. | ચૌદ વરશ સુધી .. ... ... | ૮૫—૮૦ |
| ૭. | મોટી ઉમરે ... ... ... ... | ૮૦—૭૦ |
| ૮. | ઘડપણમાં ... ... ... ... | ૭૦—૬૦ |

૯. ખોરાક ખાધાથી તેમજ કસરત કીધાથી, તથા દારૂ કે કેરી પીણું પીધા પછી નાડીના ધબકારા વધે છે.

૧૦. અમુક પીડાકારી દરમ્યાંન પણ નાડીના ધબકારા વધે છે.

## હાર્ટને મજબુત કરવાની રીત.

લાંબા આયુશ અને તંદરોસ્તી માટે મજબુત હાર્ટની ખાસ જરૂર છે. નબળાં હાર્ટવાલુ આદમી, આ દુન્યામાં પોતાની જીંદગીની સફર લંબાવવામાં નીશફળ થાય છે.

આદમીના શરીર માહેલાં સઘળાં અવયવો પોતાના પોષણ માટે જોઇતાં લોહીને ખાતર, હાર્ટની ઉપર આધાર રાખે છે. જો તેમનું પોષણ બરોબર થતું નથી, તો એ અવયવો પોતાનુ કામ બરોબર કરી શકતાં નથી. એટલા માટે ઘટીત કસરત ( exercise ) કરવી, કેમકે તેમ કીધાથી હાર્ટ મજબુત થાય છે. લેટેલી હાલતમાં તમો જો તમારી નાડીના ધબકારા ગણુશો, તો તે સુમારે ૬૦ ગણાશે. જો બેસીને ગણુશો

તો નાડીની ઝડપમાં સેહજ વધારો થશે, એટલે સુમારે ૬૮ ધબકારા ગણાશે. જો તમો ઉભા રહીને નાડીના ધબકારા ગણુશો, તો તે લગભગ ૭૨-થી-૭૫ ગણાશે. ઝડપથી ચાલતાં, તેમજ દોડતાં યા કુદતાં, નાડીની ઝડપ ૭૫ થી વધીને લગભગ ૧૦૦, યા તો તેથી બી વધારે ગણાશે. એ રીતે ઘટીત અને જોઇતી હદમાં કસરત કીધાથી હાર્ટની ઝડપમાં વધારો થાય છે, અને તેમ થતાં, તેની શકતીમાં રફતે રફતે વધારો થતો જાય છે, અને એ રીતે હાર્ટ મજબુત બને છે.

પણ ધ્યાન રાખવું કે ઘણી મહેનત કે અઘટીત કસરત કીધાથી, હાર્ટને નુકસાંન થવાનો પણ સભવ રહે છે. બાજે વખત હાર્ટની ભીતરની નાજુક રચનાને જોખમભરી બીમારી લાગુ પડે છે.

## હાર્ટને લાગુ પડતાં દરદો.

### Heart Diseases.

આદમીને લાગુ પડતાં સરવે દરદોમાં, હાર્ટના દરદો સરવેથી વધારે જોખમ ભરેલાં હોય છે. અને તેટલાંજ માટે તે વધારે અગત્યના પણ હોય છે. હાર્ટના દરદો એવાં બીકટ અને એવાં ભેદી હોય છે, કે બાજે વખત કાબેલ તબીબો વટીક એક બીજાંના મત સાથ મળતા થતા નથી. આ લખનારના અનુભવમાં એવાં ત્રણ દરદીઓ આવેલાં હતાં, કે જેઓ મુબઇના પેહેલી પંકતીના કાબેલ તબીબોની સારવાર હેઠલ જુદે જુદે વખતે મુકાયલાં હતાં. તે માંહેલાં એક દરદી માટે તબીબોએ બારીક પરીક્ષા કરી જાહેર કીધું હતુ, કે 'કદાચ રાતના ઉંઘમાં કોઇ વખત હાર્ટ અચણુચ બંધ પડી જશે, માટે લાગતાં વલગતાંઓએ સાવચેત રહેવું.' આવા વીચારો એક કાબેલ તબીબે જાહેર કીધા છતાં, તે બાંનુ ત્યાર બાદ દસ વરશ સુધી જીવ્યાં, અને જ્યારે તેવન મરણ પામ્યાં, ત્યારે એક બીજાંજ ન ધારેલાં દરદથી. વૈદકશાસ્ત્રની કેટલીક મુશ્કીલ અને બીકટ સાખાઓ માહેલી એક સાખામા હાર્ટના દરદો આવે છે. એટલાં માટે,

એ અવયવને લાગુ પડતી પીડાકારીનુ સહેજ જ્ઞાંન વાંચકોને મળે, માટે અતરે તેની કાંઇક વીગતો દરશાવેલી યોગ્ય થઈ પડશે

## હાર્ટને લાગુ પડતાં ત્રણ જાતનાં દરદો.

વીદ્દવાંન તબીબોએ હાર્ટના દરદો ત્રણ વર્ગમા વેહચી નાખ્યાં છે. પેહલા વર્ગમા *Sympathetic, Inflamatory,* અને *Organic.* Sympathetic યાને શરીરમાં લાગુ પડેલી એકાદ બીમારીથી હાર્ટ ઉપર થયલી અસરવાલી પીડાકારી Inflamatory યાને હાર્ટને લાગુ પડેલા સોજાની અસરથી થતાં દરદો, જેવાં કે 'કારડાઈટીસ' (carditis) યાને હાર્ટને સોજો લાગુ પડવો; 'પેરીકારડાઇટીસ' ( pericarditis ) યાને હાર્ટની સપાટી ઉપરના પડ અદર સોજો લાગુ પડવો વીગેરે. ત્રીજા વર્ગમા organic યાને ખુદ હાર્ટની બનાવટ અને રચનાને લાગુ પડતી બીમારીઓ. આ છેલ્લાં દરદો ખાસ કરી વધારે જાલમ, અને જીવલેણ હોય છે. એવાં દરદોની ટીપમાં, હાર્ટનું જડ યાને કઠણ ( in duration ) થઈ જવુ, હાર્ટનું પોચું ( softening ) થઈ જવુ, હાર્ટનું ચીમરાઈ ( atrophy ) જવું, હાર્ટની બનાવટનુ જાડું (hypertrophy ) થઈ જવુ, હાર્ટનુ ફુગી ( dilatation ) જવું, વીગેરે દરદો આવે છે કહેવાની જરૂર છે, કે સઘળાં હાર્ટના દરદો માટે તુરતજ કાબેલ સ્પેશ્યાલીસ્ટની સલાહ લેવી જરૂરની છે.

## હાર્ટ ડીઝીસની મુખ્ય નીશાંણીઓ.

હાર્ટને લાગુ પડેલી બીમારી પીછાનવા માટે અનુભવ અને કુશળતાની પેહલી જરૂર છે, કેમકે આગળ જણાવ્યા પ્રમાણે, હાર્ટને કાંઇબી બીમારી જો લાગુ પડે છે, તો તેમાંથી નીકળતા એ 'લબ–ડબ' ને નામે જણાયલા અવાજોમાં ફેરફાર પડી જાય છે. એ અવાજમાં સમાયલી ખાંમી કાંન વડે ( ભુંગલી મારફતે ) સાંભલી પીછાંની લેવા માટે મોટા અનુભવની જરૂર પડે છે. એ કાંમ કુશળ તબીબોનુજ છે. એ ઉપરાંત દરદીની નાડીની ચાલ તપાસી ખરાં સેવટ ઉપર આવવા માટે, પણ તેવોજ કોઇ કુશળ

તખીબ હોવો જોઇએ. હાર્ટની બીમારીમાં નીચલી ફરીયાદ દરદી કરે છેઃ-

૧. છાતીમાં ધબકારા થવા. Palpitation.

૨. બેહોશી આવતી હોય એમ દરદીને લાગવું. Fainty-feelings.

૩. દમનું ઘુંટાવું. Shortness of breath.

૪. ચેહરાના રંગનુ કાળુ પડી જવું. Livid face.

૫. હાથ પગનુ ઠંડુ પડી જવું. Cold extremities

૬. ડાબી બાજુના ખભાંમા દુખારો થવો.

૭. કોઇ વખત પગનું સુજી આવવું.

આ ઉપલી નીશાંણીઓ 'હાર્ટ ડીઝીસ' ની કેહવાય છે ખરી, પણ એ માહેલી કેટલીક નીશાંણીઓ બદહજમીઅત (indigestion) ના દરદીઓમાં પણ જોવામાં આવે છે, જેથી હાર્ટને લાગુ પડેલી બીમારીને પારખી કાહાડવા માટે, તેમાંથી નીકળતા લબડબવાલા અવાજની સાચી પીછાંન કરવાની ઘણીજ જરૂર છે

## એક સ્ત્રીની જીંદગી કયારે ધાસ્તીમાં હોય છે?

*એક ઓરતની ડાબી બાજુની છાતીમાં, બીજાં કોઇબી કારણ વગર, જો કાંઇક દુખારો થયા કરતો હોય, અને તેની સાથે સાથે તેણીના ડાબી બાજુના ખભાંમા યા તેની આસપાસ જો દુખારો થતો હોય, યા 'પેન' મારતી હોય, અને તેની સાથે ઉપર જણાવેલી નીશાંણીઓ માહેલી થોડી યા ઘણી જો માલમ પડે, અને પગ ઉપર સોજો આવેલો હોય, અને જો તે ઓરત દસ્તાંનના કાંઇક દરદથી હેરાંન થતી હોય, તો એકાદ ગંભીર પ્રકારની બીમારી કલ્પી શકાય.

## હાર્ટની જાળવણી કરવાના ઈલાજ.

જો દરદી સ્ત્રીની હાલત ખરેખર ઉપર પ્રમાણે ખરીજ હોય, તો તેની સલામતી માટે નીચલી રીત તુરતજ અમલમાં મુકવી.

* Family Medicine for India, By Sir William Moore.

૧. હાર્ટને આરામ અને આસાએસ મળે એવી મતલબથી દરદીએ બીછાંનામાં અઢેલાઇને પડી રહેવું.

૨. કોઇબી જાતનો દારૂ, કે એવુ બીજુ દીલ ઉસ્કેરનારૂ પીણું પીવું નહીં.

૩. મન કે મગજ ઉશ્કેરાય એવું કાંઇબી કરવું નહી.

૪. ઝડપથી ચાલવુ-હાલવું નહી, તેમજ ભારી વજનદાર ચીજને જરાબી ઉચકવાની તજવીજ કરવી નહી.

૫ કોઇબી જાતનુ ખાણુ દાબી ચાંપી ખાઇને કદીબી પેટમાં ભાર કરવો નહી.

૬ કોઇબી જાતનુ દડ્ડ, લેહજતદાર પીણુ પીવુ નહી

૭ અજીરણ થાય એવો, અને તેટલો ખોરાક કદીબી ખાવો નહી.

૮ કોઠો જો કબજીઆત હોય, તો તે કદીબી લેઈ ચલાવવુ નહી.

## પાલ્પીટેશનનું દરદ. તે પીછાંનવાની રીત.

આ ફરીયાદ સાધારણ છે. અજાણાંઓ એને હાર્ટ ડીઝીસનું નામ ઠોકી બેસાડે છે. પાલ્પીટેશન એટલે છાતીમાં ધબકારા થવા. એ ધબકારાને તબીબો 'પાલ્પીટેશન ઑફ ધી હાર્ટ' કહે છે. પાલ્પીટેશન, એ કાંઇ દરદ નથી, પણ બીજા કોઇક દરદની નીશાણી માત્ર છે

આ દરદ થતાંજ દરદી એકાએક ગભરાટમાં પડે છે આ દરદની મુખ્ય નીશાંણી એ છે કે, દરદીની છાતીમાં પ્રથમ એકાએક ધબકારા થવા શરૂ થાય છે. આ ધબકારા કોઇ વાર લાંબો વખત ચાલુ રહે છે, અને કોઈ વાર તે થોડા વખતમાં નરમ પડી જાય છે. દરદી જો બીછાનામાં સુતેલી હોયાછે, યા જો તે કોર મરડી પડેલી હોય છે, તો એ ધબકારા તેના કાંનમાં સંભળાય છે. દરદીની છાતીમાં થતા આ ધબકારા કોઇ વખત એટલા તો જોરથી થવા માંડે છે, કે પાસે ઉભેલાં માણસોને પણ તે સંભળાય છે. કોઇ વખત દરદી બેહોશીમાં પણ પડે છે, યા તો તે બેહોશ થતી હોય એમ તેને લાગે છે, અને તેની છાતી ચીપલાઇ

જતી હોય તેમ તેણીથી દમ લેવાઇ શકાતો નથી, એવી તે ફરીયાદ કરે છે.

## પાલ્પીટેશન, સ્ત્રીઓને મરદ કરતા વધારે લાગુ પડે છે.

બદહજમીયતની પીડાકારી ભોગવતી સ્ત્રીઓમાં ઘણી વાર એ બીમારી નરમ પ્રકારમાં થતી જણાય છે. કેટલીક 'નર્વસ' પ્રકૃતીવાલી સ્ત્રીઓને. કોઇ અજાણ્યો ગ્રહસ્થ ઘરમાં આવેલો જોતાજ અચણુચ 'પાલ્પીટેશન' થઇ આવે છે તેમજ નાજુક દેહ અને અતી શરમાળ સ્વભાવવાળી જવાન બાનુઓ પોતાના ધારેલા ભર્વાથના ધણીને ન ધારેલે પ્રસંગે પોતાની સાંમે આવી ઉભેલો જોઇ, ગભરાટમા પડવાથી. તેમની છાતી 'ધબકી' આવે છે. નાડીના ધબકારા વધી ગયલા જણાય છે. અને બાજે વખત તે ૧૫૦ થી ૧૬૦ સુધી ગણાય છે આ બીમારી મરદો કરતાં ઓરતોને વધારે પ્રમાણમાં લાગુ પડે છે, અને ખાસ કરી 'નર્વસ ટૅમ્પરેમેંન્ટવાલી સ્ત્રીઓને તે ઝટ લાગુ પડે છે.

## પાલ્પીટેશન લાગુ પડવાના કારણ.

૧. મનના જુસ્સા. દાખલા તરીકે એકાએક ધારતી યા ફાળ પડવાથી.

૨ સખત મેહનત, યા કસરત કીધાથી ચહડેલી થાકથી

૩. જવાંન સ્ત્રીઓને કાંઇક પ્રકારની લાગુ પડેલી દસ્તાંનની બીમારીથી

૪. નાજુક તબીયતવાલી હમેલદાર ઓરતોને હમેલની શરૂઆતના વખતમાં

૫. જવાંન સ્ત્રીઓને કલોરોસીસ, યાને શરીર માંહેલુ લોહી સુકાઈ જવાની બીમારી લાગુ પડયાથી

૬ હિસ્ટીરીયાની બીમારીથી

૭. લીવરને બરોબર તંદરોસ્ત હાલતમાં નહી રાખ્યાથી.

૮. સ્ત્રીના જનન અવયવોને લગતી અમુક બીમારીને લેઈ ચલાવ્યાથી.

૯. શરીર માંહેલી 'નર્વ્સ' યાને જ્ઞાનતંતુની ઉસ્કેરાયલી હાલતથી.

૧૦. શરીરમાં લોહીના વધી જવાથી. ( Plethora )

૧૧ કાફી, ચાહા, અને દારૂની અસર હાર્ટ ઉપર થયાથી.

૧૨. સ્ત્રીની મોટી ઉમરે 'વળતાં પાંણી '(climacteric) પ્રસંગે.

૧૩. બદહજમી, યાને: ' ડીસ્પેપ્સ્યા ' ના મરજથી.
૧૪. સખત તાપની લાગુ પડેલી બીમારીથી (acute fevers).

## પાલ્પીટેશન ક્યારે પ્રાણઘાતક થઈ પડે છે, તે જાણવાની સહેલ રીત. *

પાલ્પીટેશનની બીમારીથી ધાસ્તી ખાવાની ત્યારેજ જરૂર પડે છે, કે જ્યારે હાર્ટને લાગુ પડેલી કોઇક બીમારીના પરીણામ તરીકે તે થઈ આવે છે. પાલ્પીટેશનની ખરી હાલત જાણવા માટે નીચલી રીત ઘણી સહેલ થઇ પડે છે.

| હાર્ટ ડીઝીસને લીધે થતાં પાલ્પીટેશનની નીશાંણીઓ. | બીજી કોઈ બીમારીને લીધે થતાં પાલ્પીટેશનની નીશાંણીઓ. |
|---|---|
| ૧. મરદોમાં સાધારણ રીતે થાય છે | ૧. સ્ત્રીઓમાં સાધારણ હોય છે. |
| ૨. ધીમે ધીમે થવા માંડે છે. | ૨. અચણુચ થઈ આવે છે. |
| ૩. ડાબાં ખભાંમાં ઘણુ કરી 'પેન' મારે છે | ૩ ડાબી બાજુમા 'પેન' મારે છે. |
| ૪. હોઠ અને ગાલ કાળા મારી જાયછે. | ૪. આખો ચેહરો ફીકો મારી જાય છે. |
| ૫. પીસતાલીસ વરશની ઉમર પછી સાધારણ રીતે થાય છે. | ૫. જવાંન ઉમરે સાધારણ રીતે થાય છે. |
| ૬. હાર્ટમાંથી નીકળના અવાજમાં ફેરફાર થાય છે. | ૬ હાર્ટમાંથી નીકળતા અવાજ જેવા અને તેવાજ રહે છે. |
| ૭. કસરત કીધાથી પાલ્પીટેશન વધે છે. | ૭. કસરત કીધાથી પાલ્પીટેશન નરમ પડે છે. |

## પાલ્પીટેશનના જાણવા જોગ ઈલાજો.

પાલ્મીટેશનનું જોર થતાંજ નીચલી દવા, એકથી દોહોડ વાંઇન ગ્લાસ પાણીમાં મેળવી એકદમ પીઈ જવી.

---

* Family Medicine and Hygiene By Sir W. Moore.

Spirit Ammonia Arometic Drm i.

અગરજો દરદીનો કોઠો કબજ હોય, તો તુરતજ પેટ લાવવા માટેના ઈલાજ કરવા. જો જુલાબની ગોળી હોય, તો રાતના સુતી વખતે તે લેવી. એવી વખતે 'સીડલીઝ પાઉડર' નો ઉપયોગ તુરતજ, અને કોઇબી વખતે કરવો ઘટે છે.

નર્વસ દેહવાલાં દરદીઓ જયારે આ બીમારીથી હેરાંન થાય છે, ત્યારે તેવાંઓની સારવાર જુદીજ રીતે થવી ઘટે છે. એવા દરદીઓને માફક સર કસરત કરવા માટે ફેરવવાં, હસમુખાં મીત્રોની સંગતમા રાખવાં, હવા ફેરબદલ કરવા મોકલવાં, અને હલકો પણ પુષ્ટીકારક ખોરાક આપતા રહેવું. દરદી ઓરત અગર જો માસીક માંદગી પ્રસંગે હેરાંન થતી હોય તો, યા અગર જો તેણીને 'એનીમાયા' ની બીમારી લાગુ પડી હોય, તો તુરતજ કોઇ કાબેલ તબીબની સલાહ લેવી, અને તેની સલાહ પ્રમાણે સારવાર કરવી.

કોઇબી કારણે લાગુ પડેલાં પાલ્પીટેશનના પેહલા ઈલાજ તરીકે પાચનક્રીયાને બગડવા દેવી નહી, અને કબજીઆત કદીબી લઇ ચલાવવી નહી. સઘળી સારવાર કરવાની સુચનાઓમાં સરવેથી વધારે જરૂરતની સુચના એ છે, કે દરદીનો પોતાનો ગભરાટ નરમ પાડવાની પેહલાં તજવીજ કરવી, અને તેના ગભરાયલા મનની સમાધાંની થાય, એવી રીતે દરદીને સમજાવવું, કે બીમારી ઘણીજ નજીવી છે. દરદીની સારવાર કરનારે, તેમજ દરદીએ પોતે જાણવું, કે ૨૪ કલાકમાં ઓછાંમા ઓછા ૮ થી ૧૦ કલાક બીછાનામાં પડી રેહવાથી તેને ઘણો ફાયદો થશે. દરરોજ સવારના *ફુક્કાં પાંણીથી દરદીએ અંઘોળ કરવી. જો દરદીને નબળાઇ હોય, યા તે 'નર્વસ' હોય, તો બપોર પછી સારી રીતે ફુક્કાં પાંણી વડે તેને અંઘોળ કરાવવી. ધ્યાંન રાખવું, કે અંઘોળનું પાંણી ગરમ હોય નહી. ખોરાકની ઉપર ખાસ ધ્યાંન આપવું. ચાહા, કાફી, તેમજ કોઇબી

* The Principles and Practice of medicine, W. Osler, M D.

જાતનો વાંઇન, કે દારૂ કદીબી આપવાં નહી. બાદી કરે એવો, યા ખાધા પછી પેટ ફુગી આવે એવો કોઇબી ખોરાક દરદીએ ખાવો નહી. બીમારી દરમ્યાંન, તેમજ સારવાર દરમ્યાંન દરદી સ્ત્રીએ સ્વામી-સંગથી બીલકુલ પરહેજ રહેવું, કેમકે તેમાં મોટો જોખમ સમાયલો રહે છે નર્વસ દેહવાલી સ્ત્રીઓને જ્યારે એ બીમારી લાગુ પડે છે, ત્યારે તે ઘણુ કરી ખાધા પછી થાય છે એવી દરદીઓને ખાધા પછી, તેમના પીકુના અમુક ભાગમાં સખત વેદના થતી કેહવાય છે, અને જેમ જેમ ખોરાક લીધા પછી, બાદીના જોરે પેટ ફુગાતુ જાય છે, તેમ તેમ પીડાકારીનું જોર પણ વધતુ જાય છે. *બદહજમીથી થતી પાલ્પીટેશનની બીમારી, ખાધખોરાકીના નીયમ જાળવ્યાથી, તેમજ ઘટીત કસરત કીધાથી સાજી થાય છે.

પાલ્પીટેશનની બીમારી મરદો તેમજ ઓરતોને એક સરખી રીતે લાગુ પડે છે, પણ વીદવાંન તબીબોના મત પ્રમાણે સ્ત્રીને તે વધારે પ્રમાણમાં લાગુ પડે છે તોપણ એ બીમારીના કારણો તેમજ ચીન્હો મરદો તેમજ ઓરતોને એક સરખી રીતે લાગુ પડતાં હોવાથી, આગળ સુચવેલી સારવાર અને ઇલાજો એક સરખી રીતે મરદો તેમજ ઓરતોને લાભકારક થઇ પડે એ બનવા જોગ છે.

હાર્ટની કોઇબી પ્રકારની બીમારી લેઇ ચલાવવી એ મુરખાઇ ભર્યુ કેહવાય. એવી બીમારીના જો કે અનેક ઇલાજો, અતરે સહેલથી સુચવી શકાય એમ છે, છતાં બીન અનુભવીના હાથમાં એકબી ઇલાજ મુકવાથી નુકસાંન થવાનો સંભવ ધારી લેવો પડે છે. એટલાજ માટે આ બાબદ અતરે લંબાવવી નકાંમી થઈ પડે છે.

લા. દુવાગીર.

* * *

D. H. P.

* જુવો મારૂ પુસ્તક જીવનશાસ્ત્રના ગુપ્ત ભેદ.

# પત્ર ૪ થુ.

---

## તંન-મંદીર.

(ચાલુ)

### હરૂદયના દરદો.

### 'ઍન્જાઈના-પૅકટૅારીસ.'

### ANGINA PECTORIS.



**માનવંત બેહન,**

મારે કેહવું જોઇએ, કે તંન-મંદીરનો સવાલ હાથ ધરી મારે હરૂદયના દરદો ઉપર વીવેચન કરવું જોઇએ નહી પણ હરૂદય જેવું એક બેમુલ અવયવ તંન-મદીરની બનાવટમાં આવેલું હોવાથી, તેને પડતું મુકાય એમ ન હોવાને લીધેજ, આ ઠેકાંણે એ બાબદ મને હાથ ધરવી પડી છે.

હાર્ટનાં બીજાં દરદોમાં ઉપલું દરદ ખાસ ધ્યાંન ખેંચનારૂ છે. એ દરદ 'ઍન્જાઇના-પૅકટોરીસ'ને નામે જાણાયલું છે. એ દરદ ઘણું કરી પુરૂષોને થાય છે ખરૂ, પણ સ્ત્રીઓ તેથી કાંઈ બીલકુલ બચી જતી નથી.

ઍન્જાઇના પેકટોરીસનું દરદ ૪૦ વરશની ઉમરની અંદરના આદમીને કવચીતજ લાગુ પડતું કહેવાય છે.

### હરૂદયમાં આંકડી આવવી.

ઍન્જાઈના પૅકટોરીસનો બીજો અરથ 'ક્રૅમ્પ-ઑફ-ધી-હાર્ટ, પણ થાય છે. આપણુ તેનો અર્થ 'હરૂદયમા-આંકડી' કરીશું તો ચાલશે.

## ઍન્જાઇના પૅકટોરીસની બીમારી પીછાંનવાની રીત. એ દરદની નીશાંણી.

આ દરદ જ્યારે બી જોર કરી ઉભરી આવવાનું હોય છે, ત્યારે સારા ભાગ્યે કોઇ કોઇ વખત દરદીને તેની આગમચેતી થવા માંડે છે. શરૂઆતમાં પ્રથમ ડાબા હાથ ( arm )ની અંદરની બાજુમાં 'પેન' યાને શુળ થવા માંડે છે, અને રફતે રફતે તે 'પેન' છાતીની ડાબી બાજુ ઉપર ચહડતી જાય છે. એ પછી દરદનુ જોર વધવા માંડે છે. જેઓ આ દરદથી હેરાંન થાય છે, તેઓ એ દરદથી થતી વેદનાનુ બ્યાંન કરવા પોતાને અશક્ત જણાવે છે. છાતીની ડાબી બાજુમાં ન ખમાય એવી વેદના શરૂ થાય છે, અને દરદીને એવું લાગે છે, કે તેની છાતીની અંદર, કોઇ તેનું હાર્ટ પકડીને જોરથી દાબતું હોય, અને તેથી તેનો દમ બીલકુલ રૂંધાઇ જતો હોય કોઇ વખત એ વેદના એકદમ છાતીમાં શરૂ થાય છે, અને ત્યાંથી તે ડાબી બાજુના ખભાં તરફ આગળ વધે છે. દરદીની જમણી બાજુ, આ દરદના હુમલા દરમ્યાંન બીલકુલ નિરોગી રહે છે. દમ લેવાની દરદીની મુશ્કેલી હરપળ વધતીજ જાય છે, અને દરદી જેમ જેમ દમ લેવાની તજવીજ કરે છે, તેમ તેમ તેને એવું લાગે છે, કે કોઇએ તેની છાતી ઉપર મોટો ભારી વજન મુકયો છે, અને તેથી તે દમ ખેચી શકતો નથી. આ પેન યાને શુળની વેદના, અને દમ લેવાની ઉપરાસાપરી તજવીજ કરવા છતાં દરદીને મળતી નિશફળતા પછી, દરદી એવું માની લે છે, કે જે વખત જાય છે, તેમાં તે હવે નક્કી મરણ પામશે. આવી તેની ચીંતા દર પળે વધતીજ જાય છે, પણ તેવામાં દરદનું જોર થોડી પળમાં નરમ પડે છે, અને દરદીના ચેહરા ઉપર પસીનો ફુટી નીકળે છે, અને તે ફીક્કા ચેહરા સાથ નીરાસ થઇ પડે છે. આ દરદનું જોર કોઈ વખત થોડી પળમાં ઉતરી જાય છે, તો કોઈ વાર ઘણો વખત સુધી ચાલુ રહે છે. એક વખત આ દરદ લાગુ પડયા પછી કોઇબી વખત તેનુ જોર થઈ આવે છે. કયારે અને કેવે

વખતે એ દરદનું જોર દરદીને પાછું થશે, તેની કાંઇ પણ કલ્પના થઈ શકતી નથી. ઍન્જાઇના પૅકટોરીસના એકાદ સખત હુમલા દરમ્યાંન, દરદીનો બાંધો જો નબળો હોય છે, તો તે દરદનો તેજ વખતે તે ભોગ થઇ પડે છે, અને જો તેનાથી તે બચે છે, તો હાર્ટનું એકાદ જાલમ દરદ ( આગળ જણાવ્યા પ્રમાણે ત્રીજા વર્ગવાલુ દરદ ) તેને લાગુ પડે છે.

અગર જો દરદી જવાંન અને જોરાવર હોય છે, તો કોઇ કુશળ ડાકટરની સવખતની મદદ અને સારવારથી તે ક્ષણીક વાર બચી શકે છે. સારા ભાગ્યે હાર્ટનું દરદ, સ્ત્રીઓમાં પુરૂષ કરતાં ઓછાં પ્રમાણમાં થતું કેહવાય છે.

### ઍન્જાઇના પૅકટોરીસ-લાગુ પડવાના કારણો.

આ દરદનાં કારણ હજી સુધી પુરેપુરાં નક્કી કરી શકાયાં નથી. તો-પણ તબીબો એવાં અનુમાન ઉપર આવે છે, કે હાર્ટની બનાવટ અને હાર્ટની રચનામાં કાંઇકિ ફેરફાર થવાથી, ઍન્જાઇના પૅકટોરીસનું દરદ થઈ આવે છે. એટલાં માટે એ દરદની શરૂઆતમાંજ તેના ચાંપતા ઇલાજ કરવા માટે કોઈ કુશળ તબીબને રોકવાની જરૂર છે.

ઍન્જાઇના પૅકટોરીસના એ કારણ ઉપરાંત, બીજાં થોડાંક કારણો અનુભવીઓને અવલોકન કરતાં જે જણાયાં છે, તેમાં મુખ્ય કરી ૧, મગજના મસડાબોરાનુ કાંમ કરનારાંઓ, ૨, આળસુ જીંદગી ગુજારનારાંઓ, તેમજ આખો દીવસ ખુરસી ઉપર બેસી ' ટેબલ-વર્ક ' કરનારાંઓ ૩, ગાઉટની બીમારીથી હેરાંન થનારાંઓ. તેમજ ૪, ડાયાબીટીસના દરદીઓમાં આ દરદ કોઈ વાર માલમ પડે છે.

### સ્ત્રીઓમાં ઍન્જાઈના પૅકટોરીસનું દરદ.

આ દરદ મોટી ઉંમરના આદમીઓને લાગુ પડે છે, અને ખાસ કરી મરદો તેથી વધારે હેરાંન થાય છે. છતાં એવું જણાયલું છે, કે 'હિસ્ટીરીકલ' સ્ત્રીઓને ઍન્જાઇના જેવુંજ કાંઇક દરદ લાગુ પડે છે. સ્ત્રીઓને લાગુ પડતું આ દરદ જો કે ખરેખરાં ઍન્જાઇના જેવુંજ હોય છે, પણ

તબીબો તે દરદને ખરાં ઍન્જાઇના તરીકે ગણતાં નથી. ખરાં અને ખોટાં ઍન્જાઇના પૅકટોરીસ વચે શું શું તફાવત રહે છે, તે એક જાણવા જેવી બાબદ હોવાથી, એ બને દરદો વચ્ચે ફરક દેખાડનારી નીશાંણીઓ સાંમ સામી મુકી એ બને દરદ વચેનો તફાવત દેખાડવાની તજવીજ કરી છે.

## *ખરૂં અને ખોટું ઍન્જાઇના પૅકટોરીસ પીછાંનવાની રીત.

| ખરાં ઍન્જાઇનાની નીશાંણીઓ. | ખોટાં ઍન્જાઇનાની નીશાંણીઓ. |
|---|---|
| ૧ ૪૦થીપ૦ વરશની ઉમરવાલાં-ઓમાં સાધારણ હોય છે. | ૧ કોઇબી ઉમરે થાય છે. ૭ વરશની ઉમરનાને પણ થાય છે. |
| ૨. મરદોમાં સાધારણ હોય છે | ૨ ઓરતોમાં સાધારણ હોય છે. |
| ૩. મેહનત કીધા પછી થાય છે. | ૩. અચબુચ થઇ આવે છે |
| ૪. કોઇબી અમુક વખતે થતું નથી. | ૪. ઘણુ કરી અમુક વખતે, અને ખાસ કરી રાત્રે થાય છે. |
| ૫. છાતી ચીપલાઈ જતી હોય એવી સખત વેદના થાય છે | ૫ વેદના એટલી સખત હોતી નથી. પેટ ફુગી આવ્યુ હોય એવી ફરીયાદ દરદી કરે છે. |
| ૬. વેદના ઘણો થોડો વખત ચાલુ રહે છે. | ૬ વેદના એકથી બે કલાક સુધી ચાલુ રહે છે. |
| ૭. દરદ ઘણી વાર જીવલેણ થઇ પડે છે. | ૭. દરદ કદીબી જીવલેણ થઇ પડતું નથી. |

## ઍન્જાઇના પૅકટોરીસના ઈલાજ, અને દરદીની સારવાર કરવાની રીત.

ઍન્જાઇનાનુ દરદ જેવું દરદીને ઉભરી નીકળે, કે તુરતજ જેમ બને તેમ જલદી બ્રૅન્ડી, યા એવીજ બીજી કોઇ દવા દરદીને તુરત પાઇ દેવી. એ દરદમાં જે કાંઈ કરવાનું છે, તે એજ, કે ભવીશમાં એ દરદ બીજી-વાર ઉભરી નહી નીકળે, તેના ઇલાજ કરવા. આ મતલબ, મોટે ભાગે દરદીએ પોતાની ખાધખોરાકી મધ્યમસર રાખ્યાથી, પાર પડે છે.

---

* **Family Medicine and Hygiene By Sir William Moore.**

જે દરદીઓ ઍન્જાઇના પૅકટોરીસના દરદથી હેરાંન થતહોય, ા તેઓએ પોતાની સલામતી માટે, સાવચેતીના ઇલાજ તરીકે, હમેશાં એક આંઉસ બ્રૅન્ડી, યા તો એક ડ્રાંમ સ્પીરીટ અમોનીયા એરોમેટીક, એક કાચના બૂચની શસીમાં સાથે રાખી ફરવું, અને દરદનુ જોર જેવું થઇ આવે, ત્યારે તેજ વખત તુરતજ તેનો ઉપ્યોગ કરવો.

સ્પીરીટ એમોનીયા વીશે યાદ રાખવું, કે તેનો ઉપ્યોગ એક વાંઇન ગ્લાસ પાણીમાં મેળવીને કરવો.

આ દરદના ઇલાજોમાં સરવેથી કારગત લાગે એવો ઇલાજ

*Amyl Nitrite.*

નામની દવાનો ઉપ્યોગ છે. એ એમીલ નાઇટ્રાઇટના પાંચથી ૭ ટીપાં, દરદનું જોર થતાંજ, રૂમાલ ઉપર નાખીને, દરદીએ પોતાના નાક અને મોહોડાં આગળ તે રૂમાલને ધરવો, કે જેથી તે દવાની 'વેપર' દમમાં દાખલ થઇ શકે. આ 'વેપર' દમમાં જવાથી દરદનુ જોર મોટે ભાગે ઓછું થાય છે. એ દવાની તૈયાર ગોળીઓ ( કૅપસ્યુલ ) પણ મળી શકે છે. આ કેપસ્યુલ જરૂર પડતાં તુરતજ ભાંજી નાખી, તે માંહેલી નાઇટ્રાઇટનો ઉપ્યોગ કરવાની તબીબો ભલામણ કરે છે. દરદનુ જોર નરમ પડયા પછી પાર્ક ડેવીસવાલી

'નાઇટ્રો ગ્લીસરીન કંમપાંઉન્ડ ઇલીકસીર'

નો ઉપ્યોગ ચાલુ રાખ્યાથી સારો ફાયદો થવાની વકી રહે છે.

દરદીએ કોઇબી જાતના દારૂનો ઉપ્યોગ કરવો નહી. મનને સહેજબી ઉસ્કેરાઇ જવા દેવુ નહી. જાહેર તકરારમા ઉતરવું નહી, તેમજ સંસારી ઝગડાથી દુર રહેવું.

**લા. દુવાગીર.**

* * *

*D. H. P.*

# પત્ર ૫ મું.

---

## દીલનું તુટવું!

### ( કાંમશાસ્ત્રનો એક સફો. )

### BROKEN HEART.

### ( હરૂદયના દરદો. )



**મેહરબાંન સજની ✓**

કાંમદેવનો લાગવગ આદમી ઉપર કેટલો બંધો ચાલે છે, અને સ્ત્રી તેમજ પુરૂષો તેના સપાટામાં કેવી રીતે આવી જાય છે, તે વીશે લંબાન વિવેચન સ્ત્રી દરપણવાલાં મારાં પુસ્તકમાં મેં કરેલુ છે. પણ હરદય (હાર્ટ) ના દરદો વીશે બોલતા. આ બીનાનું મને અચબુચ સ્મરણ થયાથી, અતરે તેની નોધ લેવી પડે છે કાંમદેવ, યાને પ્યારની ચુગાલમાં સપડાયલાં સ્ત્રી-પુરૂષો, કોઇબી રીતે, શરીર માહેલાં અવયવોની કાઇને કાંઇ પીડાકારીથી હંમેશાં હેરાંન થતાં રહે છે અલબતાં તેમની એ ફરીયાદ બીલકુલ ગુપ્ત હોય છે, કેમંક પ્યાર અને પ્રીત કરનારાંઓ કાંઇ જાહેરમાં જણાવવા માટે. યા જાહેરમાં જાણીતાં થવા માટે પ્રીત કરતાં નથી! પ્રીતની પીડા-કારી અનેક રંગરૂપે શરીરને રીબાવે છે, પણ જ્યારે પ્રેમજાળમાં ફસી, સ્ત્રી પુરૂષો એક બીજાને હદબાહાર ચાહાતાં થાય છે, ત્યારે તેવા પ્યારની કાંઇક અસર આદમીના હાર્ટ ઉપર થાય છે. આ દલીલમાં ફેર પડે તેમ નથી. વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે, પ્રીતની નીરાસીથી આદમીના હાર્ટ ઉપર જીવલેણ અસર થઇ છે, તેના દાખલ તબીબી દફતરે નોધાયલા હૈયાત છે.

## દીલ કેવી રીતે તુટે છે.

પ્યાર અજીત છે. તેને જીતવો મહાલ છે અખંડ પ્યારની જાળમાં સપડાયલાં જોડાં, કોઇક ન સમજી શકાય એવા સબબોને લીધે જ્યારે એક બીજાથી સદાનાં છુટાં પડે છે, ત્યારે, યા તો પ્યારના પુર બહારની મોસંમમાં મોતને જાલમ દુત તેઓને છુટાં પાડે છે ત્યારે, યા તો અખંડ પ્યારનો પવીત્ર વચન, બેવફાઇના પરાક્રમોથી તુટે છે ત્યારે, આપણે ઘણી વખત સાંભલી ચુક્યાં છીએ, કે ફલાનાનુ, કે ફલાનીનુ 'દીલ તુટી ગયું!' અને તે ખરીજ બીના છે. 'દીલનું તુટવું' એ શબ્દો જો કે સાધારણ લાગણીથી બોલાય છે, પણ જેને માટે તે શબ્દો બોલાય છે, તે જો સાચા પ્યારને વશ થયલું હોય છે, તો તેનુ 'દીલ' ખરેખર 'તુટવુંજ જોઇએ.' બીજા શબ્દોમાં જો બોલીએ તો જાણવું કે, પ્રેમ નીરાસીથી, એવાં આદમીને હાર્ટની બીમારી લાગુ પડે છે, અને તેનું મરણ પણ એ બાંહાંને નીપજે છે. આવી રીતે તુટેલાં દીલને વૈદક શાસ્ત્રની ભાષામાં.

## રપ્ચર ઑફ-ધી હાર્ટ.

કહે છે. 'રપ્ચર ઑફ-ધી હાર્ટ' કાંઈ એજ કારણથી નિપજે છે, એમ મારૂં કહેવું નથી. અનેક કારણે હાર્ટની આવી હાલત થાય છે, અને આ કારણ તે માંહેલુ એક છે. સ્ત્રીઓની દેહ નાજુક હોય છે, તેમજ તેમના મનની હાલત પણ પુરૂષ કરતાં વધારે નાજુક હોવાથી, પ્રેમ નીરાસીથી મરદો કરતાં ઓરતોના દીલ વધારે પ્રમાણમાં તુટે છે. ઉંચા પ્રકારની પ્રેરણા બુદ્ધીવાળાં જાનવરોના 'દીલ' તેમના પ્યારની નિશફળતા નીમીતે તુટી ગયલાં જણાયાં છે, તો જગત કરતાએ મનુષ્ય જાતને સરવેથી સર્વોતમ શકતી સરજેલી હોવાથી, તેની બુદ્ધી એટલી બધી હિન પ્રકારની હોઇ શકેજ નહી. કોક શાસ્ત્રને લગતી આ બાબદ, વૈદકશાસ્ત્ર સાથ ઘાડો સંબંધ ધરાવતી હોવાથીજ તે અતરે ટપકાવી લેવી પડી છે, અને પાછલા ભાગમાં પણ તે વીશે ઇશારો કરવામાં આવ્યો છે.

## પ્યારમાં પડેલી ફાટફુટથી તુટેલાં દીલની અનુપમ વૈદક શોધ.

પ્યારની ચીવટ પ્રેરણા બુદ્ધી ધરાવવા માટે કબુતર જેવાં નિરદોશ પંખી સારી રીતે જણાયલાં છે. કદાચ કેટલાંકો તેથી બેખબર હશે, પણ મોહોબતની વફાદારી કબુતર જેવાં પંખીમાં કેટલી હદ સુધી ખીલેલી છે, તેની ખરી હકિકત નીચલો દાખલો રજુ કરે છે.

મીસીસ આમર્સ નામની એક અમેરીકન બાંનુએ કબુતરની એક નર-માદાની જોડીને, એક સુંદર પીંજરામાં રાખી પાલ્યા પછી, તે બનેને એક બીજાથી છુટાં પાડી જુદાં જુદા પીંજરાંમા મુકી, તે બંનેની હીલચાલ તપાસવા લાગી. આ બંને પીંજરાં એક એકની પાસે અડોઅડ મુકેલાં હોવાથી, બંને કબુતર જો કે એક બીજાંથી જુદાં પડેલાં હતાં, તોપણ બંને જણ પોતાના માથાં પોતાના પીંજરાંના સળીયામાંથી બાહાર કાહાડી, એક બીજાંના પીંજરાંમાં ખોસી, તેઓ એક બીજાંને મળતાં અને ગેલ કરતાં હતાં, છતાં તેઓ એક બીજાથી આવી રીતે જુદાં પડેલાં હોવાથી અતીશય બેચેન હોય, તેમ દેખાતાં હતાં. મીસીસ આમર્સે એક દીવસ એક પીંજરામાંથી એક કબુતરને કાહાડી લેઈ તેને બીજી જગ્યાએ મુકયું પોતાના સાથીને આવી રીતે પોતાથી જુદું પડેલુ જોઇ, પેલુ કબુતર પોતાના પીંજરાની અંદર જોસભેર પાંખો ફફડાવી અફડાતફડી કરવા લાગ્યુ, અને થોડી થોડી વારે તે શોકાતુર અવાજ કરતુ રેહું. આવી રીતની અફડા તફડી કરી તે નીરદોશ પંખી, પોતાના સાથીની જુદાઈમાં પોતાના પીંજરાંમાં તરફડી તરફડી અંતે મરણ પામ્યું. તેના મરણ બાદ તેનુ શરીર તબીબોએ ચીરી તેના હાર્ટને તપાસ્યું, તો તે તુટી ગયલુ ( burst ) માલમ પડયું.

એજ રીતે * કેટલાક વફાદાર કુતરાઓ પોતાના માલેકના મરણથી નીરાસ થઇ, તેમની કબર આગળ રાત દીવસ શોકાતુર પુકાર કરી, અંતે મરણ પાંમેલા જણાયા છે. તેમના મરણનું કારણ નકકી કરવા માટે, પા-

* Science of Life. Fowler.

છલથી તબીબોએ તેમના શરીરને ચીરી તેમના હાર્ટ તપાસ્યાથી તે તુટેલાં માલમ પડયાં હતાં. વાચા વગરના જાનવરોના પ્યારમાં ભંગાણ પડ્યાથી તેમના દીલ જો આવી હાલતે પુગે છે, તો માનસના દીલ, પ્યારની નીરાસી અને જુદાઇથી જો તુટી જાય, તો તેમાં જરાએ શક નથી. સ્ત્રી જેવી નાજુક જાતનો ખરો પ્યાર, પુરૂષ કરતાં હમેશ વધારે બળવંત રહે છે, પણ સ્ત્રીનું હાર્ટ પુરૂષ કરતા વધારે નાજુક હોવાથી, તેણીને પુરૂષ કરતાં વધારે ખમવુ પડે છે.

બેહન, કવખતના તુટેલા પ્યારની મોહોકાણે કાંઇક ખુબસુરત જવાંન બાંનુઓ કવખના મોતે મરણ પાંમતી હશે, તેનો કદીબી કોઇને ખ્યાલ આવ્યો હોય, એમ માની શકાતું નથી. આ બાબદ કોઇક પ્રસંગોપાત જગ્યાએ, પાછલા ભાગમાં દરશાવવાની હોવાથી તે અતરે પડતી મુકી આગળ ચાલશું.

લા. ડુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૬ ઠું.

## શરીરમાં લોહીનું ફરવુ.

## CIRCULATION OF BLOOD.



**સદ્‌ગુણી સખી**—

તનમંદીરના મથાલાં હેઠલ, હાડકાં અને માંસની બાબદ વિશે બોલ્યા પછી, હવે શરીર માંહેલાં લોહી વિશે થોડુંક બોલી, હું આ બાબદ પુરી કરીશ, કેમકે તન-મંદીરને લગતી સઘળી બીજી બાબદો વિશે, હું સ્ત્રી ભવસાગર અને સ્ત્રી દરપણ તથા જીવન શાસ્ત્રવાળાં મારાં આગળાં પુસ્તકોમાં જણાવી ગયો છું.

આદમીના શરીરમાં ફરતું લોહી, રાતા-કીરમજી રંગનુ છે લોહીની બનાવટ ગુચવાડાભરી છે, અને તેથી તેની બનાવટની બારીકીમાં ઉતરવાથી, તન-મંદીરની બાબદ સાદી સમજથી સમજનાર મારાં વાંચંકાની સમજમાં તે સેહલથી ઉતરે એમ નથી. તોપણ સ્ત્રીજાતને જ્યાં સુધી શરીર માંહેલા આ કીરમજી પ્રવાહી સાથ લાગે વળગે છે, ત્યાં સુધી તેનું કાંઇક વીવેચન કરવુ ઠીક થઇ પડશે.

### શરીરમાં લોહીને ફરી વળવાની જુગતી. ચીત્ર સાથ.

આદમીનું લોહી અનેક ખાર અને એવીજ બીજી વસ્તુઓનું બનેલું છે. લોહી રંગમાં લાલ-રાતું હોય છે આદમીના આખાં શરીરમાં એક તસુ જેટલી જગ્યા નહી હશે, કે જ્યાં આ લોહી ફરી વળતું નહી હોય. આ લોહીને શરીરમાં ફરવા માટે જે ગતી મળે છે, તે ગતી આપનાર

આદમીનુ 'હાર્ટ' છે, જેને આપણુ 'જીવતા ખુબા' તરીકે ઓળખી ગયા છીએ આપણા આખાં શરીરનુ પોષણ લોહીથી થાય છે. લોહીને આખા શરીરમાં ફરી વળવાને બની આવે, માટે નસ. અને ફસને નામે જણાયલી બે જાતની મોટી અને નાંહની નળીઓ ( arteries અને veins ) શરીરને કેવી રીતે કુદરતે પુરી પાડી છે, તેનો ખરો ચીતાર સામે આપેલુ ચીત્ર વાંચકને આપે છે.

## 'સિંકપી' અને 'ઍસ્ફીકશ્યા' નામની બીમારીઓ.

*એવી ગણત્રી થઇ છે, કે એક કલાકના અરસામા, આદમીના હાર્ટમાંથી એકંદર મળી ૫૦૦ રતલ લોહી પસાર થાય છે આ સઘળુ લોહી રગો મારફતે શરીરમાં ફરી વળી, આખા શરીરનુ પોષણ કરે છે. લોહી એ જીંદગીનું જીવન છે એક પળ પણ લોહી અગર જો આદમીના મગજમાં ફરતુ બધ પડે છે, તો તુરતજ આદમી બેહોશ ( syncope ) થાય છે; એક પળ પણ લોહીને પ્રાણવાયુ યાને 'ઑક્સીજન' જો મળતી નથી, તો આદમી તતકાળ ગુંગળાઇ મરણ પામે છે. આ બીમારી અસ્ફીક્સ્યા ( asphyxia ) ને નામે ઓળખાય છે ઑક્સીજનના સમાગમમા લોહીના આવ્યાથીજ લોહીમાં જીંદગી નીભાવવાની શકતી પેદા થાય છે.

## હમેલદાર સ્ત્રીનું લોહી કેવું હોય છે. ?

વાંચક બેહનો, લોહીને માટે જો કાઇક વધારે જાણવાની તમુને ખાએસ થતી હોય, તો તમારા હાથના આંગળાંના છેડામાં એક સોય ભોકી એકાદ છાંટો યા એક ટીપાં જેટલુ લોહી કાહાડી, સુક્ષમદર્શક યંત્ર ( માઇક્રોસ્કોપ ) ની કાચની પટી ઉપર મુકી, તમે તેને જુવો. એમાં તમો લોહીને તેના ખરા આકારમાં જોઈ શકશો. બારીકીથી તપાસતાં તમુને, લોહીના એકજ ટીપાંની અંદર, કાંઇક નહી ગણી શકાય એટલા બધા ગોળ ઝીણા ઝીણા દાણા તરતા દેખાશે. એ દાણા ઇંગ્રેજીમાં 'કૉર્પસ્કલ્સ' (corpuscles) ને નામે ઓળખાય છે. આ 'કૉર્પસ્કલ્સ' બે જુદા

* Esoteric Anthropology By Nichols. M. D.

## શરીરમાં લોહીને ફરી વળવાની જુગતી.



શરીર માહેલી રગોમા લોહી કેવી રીતે ફરે છે, તેના કાંઇક ખ્યાલ આ ચીત્ર તપાસ્યાથી મળેછે

જુદા રંગના હોય છે કેટલાંક રાતાં, અને કેટલાંક સુફેદ રગનાં હોય છે. સુફેદ કાર્પસ્કલ્સ રાતા કરતાં વધારે ઓછા હોય છે. એવી ગણત્રી કાહાડવામાં આવી છે, કે દર ૪૦૦ થી ૫૦૦ રાતાં કાર્પસ્કલ્સમાં એક સુફેદ કાર્પસ્કલ્સ હોય છે.

સુફેદ કૉર્પસ્કલ્સને તબીબો 'લ્યુકોસાઇટ્સ' કહે છે. જવાંન આદમીઓના શરીરમાંથી કોઇબી સબબે રક્તશ્રાવ ( hemorrhage ) થયા પછી, તેમજ સ્ત્રીઓ હમેલદાર બન્યા પછી તેમના લોહીમાં, આ સુફેદ કૉર્પસ્કલ્સનુ પ્રમાણ વધે છે એટલુ જના, ઘરડા આદમીઓના લોહીમાં સુફેદ કાર્પસ્કલ્સ વધારે ઓછા પ્રમાણમા રહે છે.

આખાં શરીરમાં જેટલુ લોહી રહે છે, તે સઘળું અરધી મીનીટના અરસામાં હાર્ટમાંથી પસાર થઈ શરીરમાં ફરતુ રહે છે. શરીર માંહેલી જે જે રગો ચામડીના સપાટી હેઠલ આવેલી હોય છે, તેમાં લોહીનું ફરવું સાફ જણાઈ આવે છે એવી રીતે ચામડીની સપાટી હેઠલ આવેલી કેટલીક રગો માંહેલી એક, તે આપણી નાડી છે. આપણી એ નાડી-(pulse) ને તપાસી જોઇશુ, તો તેમાં થતા ધબકારાની ગણત્રી થઇ શકશે. એ નાડીના ધબકારાની સખ્યા એક મીનીટમાં સુમારે ૭૦ હોય છે. નાંહનાં બાળકોની નાડીના ધબકારા એથી વધારે હોય છે.

## શરીરમાં લોહીના પરાક્રમ.

વાંચક મેહરબાનો કદાચ સવાલ કરશે, કે લોહી માંહેલાં સુફેદ અને રાતાં કૉર્પસ્કલ્સ સાથ શરીરને શું સબધ રહે છે, અને આદમીની તંદરોસ્તીની ઉપર તેથી શું અસર થાય છે. આ સવાલ બેશક ઘણોજ જરૂરનો છે. આ બીના જાણવા જોગ એ ધ્યાંન ખેંચે છે, કે સુફેદ તેમજ રાતાં કૉર્પસ્કલ્સ, શરીરની અંદર જુદા જુદા પરાક્રમ કરતાં રહે છે. સંપુર્ણ આરોગ્યતા માટે લોહીની અંદર સુફેદ કૉર્પસ્કલ્સના કરતાં, રાતા કૉર્પસ્કલ્સ મોટા પ્રમાણમાં હોવાની ખાસ જરૂર રહે છે. શરીર માંહેલાં લોહીમાં જ્યારે રાતાં કૉર્પસ્કલ્સ કાંઇકિ કારણે ઘટી જાય છે, ત્યારે

આદમીની તંદરોસ્તીમાં તુરત ફેરફાર થવા માંડે છે આવાં લોહીવાળુ આદમી ફીકકું પડી જાય છે, અને એવાં લોહી માંહેલો રતાસ ઓછો થઈ જવાથી, દરદીના હોઠ તેમજ આંખો ફીક્કાં પડી ગયલાં ઝટ જણાઈ આવે છે. એ બીમારીને 'એનીમીયાને' નામે આપણ આગળાં પુસ્તકોમાં તપાસી ગયાં છીએ.

## લોખંડની બનાવટવાલી દવાઓથી લોહીને થતા ફાયદા.

લોહી માહેલાં રાતાં કૉર્પસ્કલ્સના રતાસને જે ઝમક મળે છે, તે ઝમકમાં લોખડનો કસ ખાસ કરી કાંમ લાગે છે. લોહીની બનાવટમાં લોખંડ એક મુખ્ય તત્વ ગણાય છે. જવાંન ઉમરની સ્ત્રીઓ જ્યારે ફીક્કી પડી જાય છે, અને નબળાઇને લીધે તેઓ અનેક ફરીયાદો કરતી રહે છે, ત્યારે તે બીમારીને તબીબો 'એનીમીયા' અને 'કલૉરોસીસ'ને નામે ઓળખે છે. આ ફીકાસ અને નબળાઇ એજ દેખાડી આપે છે, કે શરીર માંહેલાં લોહીએ પોતાનો રાતો રંગ ખોઈ દીધો છે, અને તેના પરીણામમા તે સ્ત્રી ફીક્કી પડી ગઈ છે એવી વખતે તબીબો એવી દરદીઓને જેમા પીડાકારી હોય, તે પીડાકારીના ઇલાજની સાથે લોખડના બનાવટવાલી દવાઓ (Iron Preparations) આપે છે, જેથી શરીર માંહેલા લોહીની ફીક્કી પડી ગયલી હાલત ધીમે ધીમે સુધરતી જાય છે. રાતાં કૉર્પસ્કલ્સની સખ્યા, એવી લોખડની બનાવટવાળી દવાઓ શરીરમાં પચ્યાથી વધે છે, અને તેથી દરદી પાછી પોતાની આરોગ્યતા મેળવી શકે છે

## સ્ત્રીઓની લાગુ પડતી બે પ્રકારની લોહીની બીમારી.

શરીરના બીજા ભાગોને જેમ અમુક પ્રકારના દરદો લાગુ પડે છે, તેમ શરીર માંહેલાં લોહીને પણ એવી કાંઇક પીડાકારીઓ વેઠવી પડે છે. લોહીને લાગુ પડતી બીમારીઓમાં જે મુખ્ય બે પ્રકારની લોહીની બીમારી તરફ વાંચક બેહનોનુ હું ધ્યાંન ખેંચવા માગુછું, તે માંહેલી પેહલી બીમારી 'એનીમીયા' યાને જવાંન સ્ત્રીઓના શરીર માંહેલું લોહી બીલકુલ ફીકકું

પડી જવાની બીમારી છે તંદરોસ્ત શરીરીમાં ફરતાં લોહીની અંદર રાતાં કૉર્પસ્કલ્સની સંખ્યા વધારે પ્રમાણમાં હોય છે, પણ આ 'એનીમીયાની' બીમારીવાળી દરદીઓના શરીર અંદર ફરતાં લોહીમાં મજકુર રાતાં કૉર્પસ્કલ્સ મોટે ભાગે ઓછાં થઈ ગયલાં જણાય છે, એટલુજ નહી, પણ કૉર્પસ્કલ્સ માંહેલો રતાસ પણ ઓછો થઇ જાય છે

લા. દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૭ મું.

## એનીમિયા. શરીર માંહેલાં 'લોહીનું સુકાઇ જવું.'

### લોહીને લાગુ પડતી બીમારીઓ.

### ANÆMIA.



**મુજ્ઞ સજની—**

સ્ત્રીઓના શરીર માહેલુ લોહી જો કે મરદોના લોહી જેટલીજ પીડાકારીને આધીન રહે છે, છતા જવાંન સ્ત્રીઓને લાગુ પડતી લોહીની ચોકસ પીડાકારી તરફ અગર જો સ્ત્રીઓ બેદરકાર રેહે. અને જો શરૂઆતમાં તેના ઇલાજો ચાલુ નહી કરે, તો પાછલથી તેવી ગલફતી માટે તેઓને પસ્તાવું પડે છે,

### એનીમિયા એટલે શુ?

જવાંનીના બહારમાં આવેલી બાળાઓના શરીર માહેલાં લોહીને ઘણીક વાર 'એનીમિયા'ને નામે જણાયલુ દરદ લાગુ પડે છે. એનીમિયા એ ઇંગ્રેજી વૈદકશાસ્ત્રમાં જણાયલી લોહીની અમુક પ્રકારની બીમારીનું નામ છે. એને આપણુ 'શરીર માહેલાં લોહીનું સુકાઈ જવું' એવે નામે સગવડને ખાતર ઓળખીશું, તો ચાલશે. શરીરમાં ફરતાં લોહીની અંદર જે રાતાં 'કૉર્પસ્કલ્સ' વિશે ગયાં પત્રમાં જણાવવામાં આવ્યું છે, તે રાતાં કાર્પસ્કલ્સનો લોહીમાંથી કાંઇક કારણે નાશ થવાથી, લોહીનો રંગ બીલકુલ ફીકકો પડી જાય છે, અને તેમાં સમાયલો લોખંડનો કસ બીલકુલ ઘટી જવાથી, શરીર માંહેલાં લોહીનો જથ્થો મોટે ભાગે ઓછો થઇ જાય છે. આવા સંજોગ વચ્ચે શરીર માહેલાં

લોહીમાં પાણીનો ભાગ વધારે રેહ છે, અને તે સાથ લોહીની સામાન્ય બનાવટમાં અનેક ફેરફારો થાય છે. એનીમિયાની બીમારીનુ આ એક અતી સાદુ વર્ણન માત્ર છે.

**જવાંન સ્ત્રીઓનું લોહી સુકાઈ જવાના જાણવા જોગ કારણો.**

બેહન, આપણા જેવાં ગરમ દેશોમાં વસ્તી જવાંન સ્ત્રીઓના શરીર માંહેલું લોહી, આવી જાતની બીમારીને ખાસ કરી વધારે પાત્ર હોય છે, એમ અનુભવી તબીબોનું કેહવુ છે. જો કે લોહીની આવી હાલત બીજાં ઘણાંક કારણથી થાય છે. જવાંન સ્ત્રીઓના આવી રીતે કરમાઇ જવાના અનેક કારણોમાં મુખ્ય કારણો.–૧, હવા અને ઉજાસ વગરના અંધકાર મકાનોમાં વસ્વાટ કીધાથી; ૨, ખુલ્લી હવામાં ફરવા હરવાની ચાલુ આદત નહી રાખ્યાથી; ૩, કબજીઆતના ચાલુ મરજને લીધે શરીર માહેલાં લોહીની હાલત બગડયાથી. ૪, મન ઉપર ફીકર ચીતા યા કાલજીનો બોજો ચાલુ રેહાથી, ૫, રાતની ઉંઘ ઉડી જવાથી, ૬, તેમજ ઉંઘની બીમારીને લીધે લાગુ પડેલી બદહજમીના મરજને લઇ ચલાવ્યાથી; ૭, પોષણકારક ખોરાક પુરતો નહી મળ્યા; ૮, સખત તાવની બીમારી લાગુ પડવાથી, અને એવાંજ બીજાં કારણોને લીધે, જવાંન સ્ત્રીઓને એનીમિયાની બીમારી લાગુ પડે છે

**જવાંન સ્ત્રીઓના શરીર માહેલું લોહી સુકાઈ જવાના ગુપ્ત કારણો.**

બેહન, એટલાંજ કારણોથી જવાંન સ્ત્રીઓને આ એનીમિયાની બીમારી લાગુ પડે છે, એમ સમજવુ નહી. ઉપલાં સઘળાં કારણો જાહેરમાં કલ્પી યા જોઇ શકાય એવા છે, અને તેથી બીમાર સ્ત્રીઓ પોતાના તબીબો પાસ તે કારણો જાહેર કરી શકે એવાંછે; પરંતુ એ ઉપરાંત સ્ત્રીઓના બાબમા બોલતાં કેહવું જોઇએ, કે કેટલાંક ગુપ્ત કારણો પણ હોય છે, જે કેટલીક સ્ત્રીઓ લાજથી લજવાઇ તબીબો આગળ તે જાહેર કરી શકતી નથી. આ સબબને લીધે, જવાંન સ્ત્રીઓને લાગુ પડેલાં એની-

મિયાના દરદનો ખરો ઇલાજ એક બાહોશ તબીબ પણ કરી શકતો નથી. એવાં ગુપ્ત કારણોમાં, થોડાંક નીચલાં હોય છે.

૧, પરણેલી સ્ત્રીઓને, તેમના બુરી ખસલતના ખાવિંદો તરફથી લાગુ પડેલાં અમુક દરદ ( syphilis ) ના ઝેરની તેમના લોહીમાં દાખલ થયલી અસર. એ ઝેર, એનીમિયાનું એક ગુપ્ત કારણ થઇ પડે છે, જે કોઇબી સ્ત્રી જવલેજ પોતાના તબીબ પાસ જાહેર કરવાની હીમત કરે છે.

૨, ઘણાં છોકરાં જણ્યાથી પણ એનીમિયા લાગુ પડવાનો સંભવ રેહ છે.

૩, લાંબી મુદત સુધી બચ્ચાંને ધવાડવાનુ ચાલુ રાખ્યાથી

૪, માસીક માંદગી દરમ્યાંન menorrhagia, યાને દસ્તાંન ઘણુજ જવાથી

૫, હરસની બીમારીમાં લોહી ચાલુ પડતું રેહાથી.

૬, સરવેથી વધારે જાણવા જોગ કારણ જવાંન સ્ત્રીઓને પડેલી *કુટેવ ચાલુ રેહાથી.

૭, પ્યારમાં નિરાસી અને નાસીપાસી મળ્યાથી.

૮, બેવફાઇના સબબે તુટેલાં દીલથી.

૯, પરણ્યા વગર લાંબી મુદત સુધી પડી રહી, પોતાનો વખત ગમ, અને વિચાર વમાસણમાં કાઢયાથી.

૧૦, પરણેલી જીંદગી વિલાસીપણામા ગુજાર્યાને લીધે જ્ઞાનતંતુની ખરાબી થયાથી આ સઘળાં જવાંન સ્ત્રીઓને લાગુ પડેલી એનીમિયાની બિમારીના ગુપ્ત કારણો ગણાય છે.

## ક્લૉરોસીસ. સ્ત્રીની જવાનીનો જંમ !

જવાંન સ્ત્રીઓને લાગુ પડતી આ એક જીવલેણ બીમારી છે. આગળ લખ્યા પ્રમાણે એ બીમારી શરીર માહેલાં લોહીને લાગુ પડે છે.

* આ બાબદ માટે લંબાન વીવેચન વીશે વાંચો કરતાનું સ્ત્રી ભવસાગર ( બીજી આવૃતી ) વાળુ પુસ્તક.

ખરૂ જોતાં ક્લૉરોસીસ અને એનીમિયા એ બંને એકજ જાતના દરદો કહેવાય છે. બંને દરદોમાં શરીર માહેલાં લોહીની ખરાબી એક સરખી રીતે થાય છે. બંને દરદો લોહી માહેલાં રાતાં ' કૉર્પસ્કલ્સનો ' નાશ કરે છે, અને બંને દરદોના કારણો પણ ( જુજ તફાવતે ) એક સરખાંજ હોય છે છતાં એનીમિયાના કરતાં ' ક્લૉરોસીસ 'ની બીમારી જવાંન બાનુઓને માટે વગર શંકે જોખમભરી ગણાય છે. એટલા માટે એનીમિયાના દરદની શરૂઆત જણાતાંજ, સઘળા તાકીદના ચાંપતા ઈલાજો લેવામાં સેહેજબી બેદરકાર રહેવું નહી, કેમકે ક્લૉરોસીસની બીમારી એનીમિયામાંથીજ જન્મ પામે છે.

## સ્રીના ચેહેરાની ચાંમડીના રંગ ઉપરથી દરદની પરીક્ષા કરવાની રીત.

દરદીની સારવાર કરનાર બેહનોની જાણ માટે લખવું જરૂરનું છે, કે બગડેલાં લોહીથી થતી શરીરની ખરાબી અનેક જાતની હોવા છતાં, પ્રત્યેક લોહીની બીમારી, દરદીના ચેહેરા ઉપર અમુક પ્રકારની નીશાણીમાં પ્રગટી નીકળે છે. એ સબબને લીધે શરીર માંહેલુ લોહી બગડતાં ચેહેરાની ખુબસુરતીનો નાશ થવાની મોટી ધાસ્તી રેહ છે. અને તે ધાસ્તી રફતે રફતે અંતે ખરી પડે છે. આવી રીતે બગડતી ખુબસુરતીનુ ખરૂ કારણ નહી જણાવાને લીધે, અજ્ઞાનો ચેહેરા ઉપરની એબ દુર કરવાની મતલબથી, પફ-પાઉડર અને ક્રીમ-કૉસ્મેટીકના લેપડા લગાડે છે દાખલા તરીકે નીચલાં દરદો ચેહેરાની ચાંમડી ઉપર કેવી જુદી જુદી અસરો કરે છે તે દેખાડી આપે છે.

## જુદાં જુદાં દરદોની અસરથી ચાંમડીના બદલાતા જુદા જુદા રંગ.

| | |
|---|---|
| લીવર યાને કલેજાની અને કબજીઆતની બીમારીઓ. | આ બીમારીઓથી જ્યારે લોહી બગડે છે, ત્યારે ચેહેરાની ચાંમડીનો રંગ સામળો થાય છે. |

| | |
|---|---|
| એનીમિયાની બીમારી, | ચેહેરાની ચાંમડીને ફીક્કી કરે છે. |
| ક્લૉરોસીસની બીમારી. | ચેહેરાની ચાંમડીને ફીક્કા લીલા રંગની કરે છે, જેથી એ દરદને ઇંગ્રેજો ' ગ્રીન-સીકનૅસ' કેહ છે. |
| કીડની યાને બુક્કાની બીમારી. | ચેહેરાની ચાંમડીને ભુરા રંગની કરે છે. |
| કમલાની બીમારી. | ચેહેરાની ચાંમડીને પીળા રંગની કરે છે. |

## Beauty Doctors. ખુબસુરતીના ડાકટરો.

બેહન, આ ઉપરથી તમોએ જોઇ લીધું હશે, કે ચેહરાની ખુબસુરતી અને કાંન્તિમા સુધારો અને વધારો કરવા માટે શરીર માંહલાં લોહીને જેમ બને તેમ વધારે તંદરોસ્ત હાલતમાં રાખવુ જરૂરનુ છે પોતાના શરીર માહેલુ લોહી બગડયું છે, એમ જેઓ જાણતાં હોય નહી, યા લોહીમાં બગાડો થવાથી ખુબસુરતી બગડતી જાય છે એમ જેઓ માનતાં હોય નહી, તેઓ પોતાની ઓછી થતી જતી ખુબસુરતીને સુધારવા ભલતી ભલતી બનાવટો અને જુદાં જુદાં ' લોશંન ' તથા ' પાઉડર ' અને ' ક્રીમનો ' ઉપ્યોગ કરતાં રેહ, તો તેમ કીધાથી શરીર અંદરનુ બગડેલું લોહી જરાબી સુધરતું નથી. એથી દરદીને લાભ થતો નથી, અને તેની ખુબસુરતી જરાબી સુધરતી નથી. ખરો લાભ તો ખુબસુરતીના ડાકટરોને થાય છે, કેમકે એવાં અજ્ઞાંન દરદીઓ જો હૈયાત હોય નહી, તો ખુબસુરતીના ડાકટરોની અસંખ્ય બનાવટોવાલી દવાઓના વેચાંન પણ થાય નહી.

## ક્લૉરોસીસની નવી હકીકત અને તેનાં નવાં કારણો.

એનીમિયાની બીમારીના જેવાંજ કારણો ક્લૉરોસીસને જન્મ આપે છે, એમ આગળ જણાવ્યું છે. પણ એ વીશે વધારે જાણવા જોગ જે છે, તે એ કે એનીમિયાની બીમારી મરદો તેમજ ઓરતો બંનેને લાગુ

પડે છે, ત્યારે ક્લૉરોસીસની બીમારી મરદોમાં જવલેજ જોવામાં આવે છે. વળી ઘેરા કાળા રંગની ઓરતો કરતાં ગોરા યા સાંમલા રંગની ઓરતોને એ બીમારી વધારે પ્રમાણમાં લાગુ પડે છે. આપણાં જેવાં ગરમ દેશોમાં ૧૫ થી ૨૦ અને ૨૫ વરશની ઉમર સુધીની જવાંન સ્ત્રીઓને એ દરદ લાગુ પાડવાનો ઘણો ખરો સભવ રેહ છે.

તબીબોને કાંઇક એવો શક રેહ છે, કે ક્લૉરોસીસનું દરદ ઓધે ઉતરે છે. ગરીબોમાં જેમ એ દરદ લાગુ પડે છે, તેમજ માતબરોમા પણ એ બીમારી લાગુ પડે છે. સ્ત્રીઓમાં દસ્તાંની બીમારી સાથ ક્લૉરોસીસની પીડાકારી ઘણીક વખત સાથે વળગેલી રેહ છે, પણ ઘણુ કરી તે ક્લૉરોસીસના એક પરીણામ તરીકેજ હોય છે. વીદ્દવાંન તબીબ સર–એન્ડ્રુ ક્લાર્કના મત પ્રમાણે, કબજીઆતના દરદથી ક્લૉરોસીસનું દરદ જન્મ પામે છે.

## એનીમિયાનુ દરદ પીછાનવાની રીત.

એનીમિયાનુ દરદ. શરૂઆતમા કોઇનુબી ધ્યાંન ખેંચે એવું નથી. ખુદ દરદીને પણ પોતાની આ પીડાકારીની સેહજબી ખબર પડતી નથી. કેમકે સઘળા ફેરફારો, અને સઘળાં ચિન્હો એટલાં તો ધીમે ધીમે, અને રફતે રફતે થતાં જાય છે, કે જેઓ દરદીને રોજ મળતાં ભેટતાં હોય, તેમનુ સેહજ પણ ધ્યાન તે તરફ ખેંચાતું નથી. આ દરદીની મુખ્ય નીશાંણી, ચેહરાંની ચાંમડી ફીક્કી પડેલી દેખાડી આપે છે. હોઠની અંદરનો ભાગ, તપાસતાં માલમ પડે છે, કે તે બીલકુલ લોહી વગર ફીકકો પડી ગયલો છે. ઘઉના રંગના તેમજ ગોરાં રંગના દરદીઓના હાથના પોંહોચા તપાસી જોતાં માલંમ પડશે, કે તે વધારે ઉજળા–ફીક્કા, અને વધારે ગોરા બને છે. દરદી રફતે રફતે અનમનીયું દેખાય છે, અને તે સેહજમાં થાકી જાય છે. પગના તળિયાં જો કે ઠંડાં રહે છે, પણ હાથના પોંહોચા ગરમ માલમ પડે છે. શરીર એટલું તો નબળું પડી ગયલુ હોય છે, કે સેહજમા સલંખમ, સેહજમા ખાંસી, અને સેહજમા 'ડાયરીયા' લાગુ પડે છે.

ભુખ કોઈ વખત લાગે છે, તો કોઈ વખત બીલકુલ ખાવાની રૂચી હોતી નથી. પેટ હંમેશાં કબજ હોય છે. દરદી માથું દુખવાની ફરીયાદ કરે છે. ખોરાક લેઇ પડી રેહાથી માથાંનો દુખારો નરમ પડે છે, પણ દરદી જો બીછાંનામાંથી ઉઠી ઉભું થાય છે, તો માથું દુખવા માંડે છે.

ઓરતો મારીક માંદગી પ્રસંગે ફરીયાદ કરતી રહે છે. દસ્તાંન અનિયમીત, બને છે; કોઈ વખત તે થોડું, પતલું અને પાંણી સમાન, અને દુખારા સાથ પડે છે, તો કોઇ વખતે તે ઘણુંજ વધારે પડે છે. એ સાથે કોઈ વખત સ્ત્રીઓને પાંણી ! ( whites ) પણ જવા માંડે છે સ્ત્રીઓ સેહજ કાંમ કરતાં હાંરી જવાની ફરીયાદ કરે છે તેઓથી દાદર ઉપર ચહડી શકાતું નથી, તેમજ ઘણું ચાલી પણ શકાતુ નથી રફતે રફતે ‘ પાલ્પીટેશન ’ થવા માંડે છે, અને આંખની હેઠલ કાળા ડાહામ જેવો રંગ બંધાય છે. લોહીની ખાસીયત જેમ જેમ વધારે બગડતી જાય છે, તેમ તેમ ધીમે ધીમે દરદીના મગજની હાલત ઉશ્કેરાવા માંડે છે, અને દરદીનો શ્વાસ ચીરડાઉ બની જાય છે. દરદીની યાદદાસ્ત બરોબર કાંમ કરતી નથી, અને તેનું ધ્યાંન પણ ઠેકાંણે રહેતું નથી છેલ્લે દરદીના પગ ઉપર સોજા આવવા માંડે છે.

વાંચનારે કદીબી એમ સમજવું નહી, કે દરેક દરદીમા, દરેક વખતે ઉપર લખેલી દરેક નીશાંણીઓ હોય છે, યાએ સઘળી નીશાંણીઓ ધીમે ધીમે અનુક્રમે દરેક દરદીમાં પ્રગટી નીકળે છે. તેમ બનતું નથી. કોઇ વખત એનીમિયા જો કે ઘણા કાતીલ પ્રમાણુમાં જણાય છે, છતાં ઉપર દરશાવેલી સઘળી નીશાંણીઓ દરદીમાં દેખાતી નથી. કોઇ દરદીમાં અમુક નીશાંણીઓ નજરે પડે છે, તો કોઇમાં જુદીજ નીશાંણીઓ જણાય છે.

એનીમિયાની બીમારીને પીછાનવાની આ નીશાંણીઓ છે. એ ઉપરાંત, બીજી અનેક પ્રકારની નીશાંણીઓ હોય છે, જે સાંદી નજરે જોનારના કરતાં તબીબોને કાંમની હોવાથી, તે અતરે દરશાવવી બીન

જરૂરની છે. દાખલા તરીકે દરદીના લોહીની પરીક્ષા સુક્ષ્મદર્શક યંત્ર વડે કરવાથી, એનીમિયા અને કલૅારોસીસ વચેનો ફરક ઝટ માલમ પડે છે. તેમજ પાલ્પીટેશનની ફરીયાદ થતાંજ હાર્ટની પરીક્ષા કરવાથી હાર્ટની હાલત અને બીમારી વીશે નક્કીં સેવટ ઉપર અવાય છે.

## એનીમિયાના દરદના ઈલાજો.

કોઈબી દરદનો ઈલાજ, દરદને જન્મ આપનાર કારણોને દૂર કીધાથી થઈ શકે છે. એટલા માટે એનીમિયાનુ મુળ કારણ પેહલાં નક્કી કરી, તેને દુર કરવાના ઈલાજ કીધાથી, શરીર માહેલુ લોહી પોતાની અસલ હાલતમાં આવી જાય છે. ૧ અગર જો એકાદ જખમ થયાથી, યા ઇજા થયાથી શરીરમાંથી લોહી વહી ગયુ હોય, અને તેથી જો એનીમિયાની બીમારી લાગુ પડી હોય. તો તેવા દરદીને સારો પુષ્ટીકારક *ખોરાક આપ્યાથી, તેમજ તાજી હવામા લેઈ જવાથી, શરીરમાથી વહી ગયલુ લોહી ઝટ વધવા માંડ છે, અને દરદી વખત જતે પોતાની અસલ હાલતમાં પાછો આવે છે.

## એનીમિયાનું દરદ કયારે સારૂં થતું નથી.

૨ પણ અમુક દરદોને લીધે લોહીમાંથી ( albuminous materials ) પુષ્ટીકારક તત્વોનો ચાલુ નાશ થતો રહે છે, અને તેવાં દરદોના પરીણામ તરીકે જ્યારે એનીમિયા લાગુ પડે છે. ત્યારે તેવાં સંજોગ વચે, જ્યાં સુધી તે દરદ સાજુ થતું નથી ત્યાં સુધી એનીમિયાની બીમારી પણ સાજી થતી નથી એટલાં માટેજ તબીઓ એનીમિયાની બીમારીમાં દરદીની પીસાબની રસાયણીક પ્રયોગથી પરીક્ષા કરે છે. એવાં દરદીઓને કોઇ કાબેલ તબીબની સારવાર હેઠલ શરૂઆતથીજ મુકવી ઘટે છે.

---

* એવાં દરદીને કેવો ખોરાક આપવો, કેવી હવામાં રાખવું, વિગેરે બાબદો માટે મારાં છેલ્લાં પુસ્તક જીવન શાસ્ત્રમા લંબાનથી જણાવ્યું છે.

૩. અગર જો દરદી એક સ્ત્રી હોય, અને તેણીને લાગુ પડેલી એનીમિયાની બીમારી, ચેપી રોગના ઝેરની કસર (સીફીલીસ) થી લાગુ પડી છે એવો જો તે સ્ત્રીને શક પડે, અને દરદી સ્ત્રી અગર જો લાજને ખાતર પોતાની ખરી હકીકત તબીબને જણાવવા ચાહાતી ન હોય, તો તેણીએ ઘરગતું ઇલાજ તરીકે

આયોડાઇઝ્ડ સાર્સાપરીલા.

ને, નામે જાણીતી બનાવટનો લાંબો વખત સુધી ચાલુ ઉપ્યોગ કરવો, યા તો બ્રીટીશ ફાર્માકોપીયાની નીચલી બનાવટને ચાલુ ઉપ્યોગમાં લેવી. એ બનાવટ કોઇબી કેમીસ્ટને ત્યાંથી તૈયાર મળી શકશે.

**Syrup Ferri et Iodidi.**

આ દવાનો 'ડોઝ' દર વખતે અરધા ડ્રામથી એક ડ્રામ દરદીની ઉમરના પ્રમાણમાં એક વાંઇન ગ્લાસ પાણીમા લેવો.

૪. અગર જો દરદીને લાગુ પડેલી એનીમિયાની બીમારી એકાદ સખત તાપનુ પરીણામ હોય, તો નીચલી દવાનો ઉપ્યોગ કરવાની ભલામણ થઇ શકે છે.

**Ferri et Quinine Citras.**

આ દવાનો ડોઝ દર વખતે પાંચ ગ્રેનથી દસ ગ્રેન, દરદીની ઉમરના પ્રમાણમાં લેવો.

૫. ખાસ કારણે થાયેલી એનીમિયાની બીમારીના કાંઇક ઇલાજ દેખાડયા પછી, સાધારણ પ્રકારની એજ બીમારીના કાંઇક ઇલાજો દેખાડી આ બાબદ ખતંમ કરીશ. પ્રખ્યાત તબીબ ઓસ્લર કેહ છે, કે તેણે લગભગ ચાર વરશ સુધી ક્લૉરોસીસની બીમારીમાં

**Blaud's pills**

ફતેહમંદી સાથ વાપરી હતી.

* Blaud's pills (બ્લૉડસપીલ્સ). ડા. ઑસ્લરે વાપરેલી એ ગોળીઓમા લોખંડનુ પ્રમાણ દર એક ગોળી દીઠ બે ગ્રેનનું હતું. એ વીશે ડા. ઑસ્લર જે કહે છે, ને તેનાજ બોલોમા રજુ કરૂછું:-I have for years in the treatment of Chlorosis used with greatest success Blaud's pills made and given according to the formula in Niemeyer's text book, in which each pill contains 2 grains of sulphate of iron. During the first week, one is given three times a day. In the second week, two pills, in third week three pills, three times a day. This dose should be continued for four or five weeks, at least, before reduction. An important feature in the treatment of chlorosis is to persist in the use of iron, for at least three or four months, and if necessary subsequantly to resume it in smaller doses, as recurrences are so common.

## પ્રખ્યાત બ્લોડ પીલ્સની બનાવટનો નુસ્કો.

R

*Ferri Sulp Grs 2.*
*Pot Carb Grs 2.*
*Glycer Tragac. Q. S.*
*M. ft. pil.*

આ ગોળી ખોરાક લીધા પછી લેવી, અને રફતે રફતે ૪ થી ૬ સુધી, ડા. ઓસ્લરના જણાવ્યા પ્રમાણે લેતાં જવું.

## એનીમિયાના દરદના 'હાઇજીનીક' અને બીજા ઇલાજો.

ખોરાક સેહલથી હજમ થાય, એવો અને પુષ્ટીકારક લેવો. દરદીએ જેમ બને તેમ આસાએસ અને આરાંમ લેવા બીછાનામા પડી રહેવું.

* Principles and Practice of Medicine. W. Osler.

અગર કોઠો કબજ હોય, તો 'ફ્રુટ સોલ્ટ' નો જુલાબ અવાર નવાર, યા ફરજ પડે તો રોજ સહવારના લેતા રહેવુ. ખુલ્લી હવામા રોજ ફરવાની આદત રાખવી હવા અને ઉજાસવાલાં મકાનમા રેહવુ ગોસ્ત મચ્છી, તરકારી, દારૂ અને બીજા સ્વાદીષ્ટથી પીણાં, કયારે અને કેટલાં પીવાં, તે વીશે તમામ વીગત મારાં જીવન શાસ્ત્રવાલાં પુસ્તકમાથી મળી શકશે

હવા ફેરફાર થવાથી પણ ફાયદો થાય છે ખુલ્લાં પાણી વડ દરદીએ અંઘોળ કરવી, અને અંઘોળ કીધા પછી હવા જો સરદ હોય, તો ઘરમાથી કદીબી બાહાર નીકળવુ નહી બીમારી દરમ્યાંન. અગર જો માસીક માંદગી સમે કાંઇ પીડાકારી ભોગવવી પડતી હોય, તો પાછલા ભાગમાં દસ્તાંનના દરદોની વીગતમાં જણાવ્યા પ્રમાણે સારવાર કરવી

શરીર માહેલાં લોહીની આ સાધારણ બીમારીને માટે એટલી નોધ લેઇ, આપણ આગળ ચાલશુ

લા. દુવાગીર.

* * *

*D. H. P.*



# પત્ર ૮ મું.

## પેદાયશના પરાક્રમો.

## REPRODCTION.

( SFX IN PLANTS. )



**ચતુર સજની**

આદમીના તન મદીરની રચનાનો ચીતાર ચીતારતાં, હાડકાં, માંસ તથા શરીર માંહેલી રગો, અને તેમા ફરતા લોહી વીશે મે કાંઇક ટુંક વીવેચન કીધુ છે તેમ કરતા આદમીના શરીરમાં લોહીને ગતીમાં મુકનાર અવયવ 'હાર્ટ' વીશે જેમ મે ખુલાસો કીધો છે, તેમજ 'હાર્ટ'ને લાગુ પડતી સાધારણ બીમારીઓનો, તથા લોહીને લાગુ પડતી અમુક પીડાકારી વીશે પણ કાંઇક ખુલાસો થયા છે પણ એટલેથી આદમીનું તન મદીર પુરેપુરૂ વર્ણવેલુ કેહવાય નહી તન મદીરની બારીક રચનાનો પુરેપુરો ખ્યાલ આ નાહના પુસ્તકમાં થઇ શકે એમ નથી તોપણ જણાવવાની જરૂર છે, કે શરીર રચનાની બાબદનો વાચકોને કાંઇક અનુભવ મળે એવી મતલબથી, બીજી સઘળી બાબદો સ્ત્રી ભવસાગર તેમજ સ્ત્રી દરપણવાલાં મારાં આગળાં પુસ્તકોમા મે વર્ણવેલી હોવાથી, તે ફરી ફરી રજુ કરવી નકામી ધારૂ છું.

બેહન, આ પત્રમાં એક બહુ અગત્યની બાબદ હુ હાથ ધરૂ છુ. જગ કરતાએ પોતાની કરામતભરી બરકતથી, કેવી અજાયબ જેવી ગુમ રીતે જગતમાં જીવને જન્મ આપી જગત વસાવવાની જે યોજના રચી છે, અને તે યોજનાની રૂએ ' નર અને નારી ' નો સમાગમ કેવી અજાયબ જેવી રીતે થાય છે, તે દરશાવવાની હું તજવીજ કરૂ છું.

## ઇંગ્રેજી 'ટેકનિકલ' શબ્દોના ગુજરાતી અર્થો માટે મુશ્કેલી.

આ વીશય જેટલો કઠણુ તેટલોજ ગભીર છે. મને ભય છે, કે જે કલમથી હું તે લખવા માંડુ છુ, તે કલમ મરીયાદાના અંકુસને લીધે, એ વીષયને પુરતો ઇનસાફ આપી શકશે નહીં. એ મુસ્કેલીમાં વધારો થવાનો બીજો સબબ એ રેહ છે, કે ઈંગ્રેજી વૈદક શાસ્ત્રમાં વપરાતા 'ટેકનિકલ' શબ્દો, ગુજરાતી ભાષામાં બરોબર એવી રીતે સમજાવી શકાતા નથી, કે સાધારણ વાંચકોને તેની ઝટ સમજ પડે. ખાસ કરી જનંન શરીર અવયવો અને તેને લગતી ક્રીયાના પ્રયોગોને લગતા શબ્દો ગુજરાતીમાં દરશાવવા બેહદ મુસ્કીલ થઇ પડે છે. એટલા માટે તેવા શબ્દોને દરશાવવા માટે, અનેક નવા શબ્દો યોજવા પડે છે. તોપણ આ પુસ્તક વૈદક વિદ્યાને લગતું હોવાથી, તેના વાંચકોને નમ્ર વિનંતિ છે, કે એવાં 'ટેકનિકલ' શબ્દો ગુજરાતીમાં બરોબર રીતે દરશાવતાં જો આ અદના લખનાર નિષ્ફળ થાય, તો તેઓએ તેવા શબ્દોના અધુરા અર્થ પોતેજ સમજી લેવાની તજવીજ કરવી.

## જન્મ આપવાની જીવન શક્તીનું મુળ.

આ જગત નિરજીવ અને જીવવાળી વસ્તુઓથી વસાયલી છે. નિરજીવ વસ્તુઓથી જગતની પેદાયશમાં વૃદ્ધી થતી નથી. વૃદ્ધીનું મુળ જીવવાળી વસ્તુઓમાંજ જોવામાં આવે છે નિરજીવ ( ખનીજ ) પદાર્થોને પડતી મુકી, જીવવાળી ચીજોની વૃદ્ધી જગતમાં કેમ થાય છે, તેનો જો કાંઇક આપણુ વીચાર કરશું, તો માલમ પડશે, કે આ જગતમાં એક નાંહનાંમાં નાંહાની જીવવાળી ચીજ પણુ પોતાની અંદર સમાયલી વૃદ્ધી કરવાની શક્તીને આધારે, જગતની પેદાયશમાં તે વધારો કરતી જાય છે. એ રીતે નાંહનામાં નાંહની વનસ્પતીથી મોટાં મસ્ત ઝાડો, અને ચીત્ર વિચીત્ર જાનવરો, ભીન ભીન પ્રકારની જન્મ ક્રીયાથી પોતાની ઓલાદની વૃદ્ધી કરતાં જાય છે. પણુ જગતમાં વસ્તીની આવી રેલછેલ કેવી રીતે, અને કેવા પ્રયોગે થતી

રહે છે, તેની કાંઇકિ વીગતો જાણવાની આપણે કદીબી તજવીજ કે કાળજી કરી નથી

આ વાત જાણીતી છે, કે જગતમાં જણાયલાં નાંહનામાં નાંહના જીવવાળાં જંતુઓ વટીક પોતાની ઓલાદને જન્મ આપવાની જીવનશક્તી, જન્મથીજ પોતાની અંદર લેઈ જન્મે છે કાળાં માથાંનું આદમી વીસમા સદીની કેળવણી અને વિદ્યા હુન્નરની સંપુર્ણ તાલીમ લીધા છતાં, તથા સુક્ષ્મદર્શક જેવું યત્ર તેના હાથમા હોવા છતાં, એ ગુપ્ત જીવનશક્તીના ભેદને હજી સેહજ પણ પોહોચી શકયું નથી.

## નર-માદાના મીલાપ વગર લેવાતા જન્મ.

## SEX IN PLANTS.

આહા ! સુક્ષ્મદર્શક યંત્રના કાચ ! તેં ખુદરતની રચનાના ભેદને કેવી રીતે પકડી પાડયા છે. વૈદક શાસ્ત્રને તારાથી કેવા કેવા લાભ થયા છે !

બેહેન, અગર જે ભરદરીઆના ઉડાં પાંણી તમો મેળવી શકતાં હોવો, અને તે પાણીમાંથી તમુને કાંઇ ચીકણો જેવો પદાર્થ મળે, તો, તેની તપાસ તમો સુક્ષ્મદર્શક યંત્રમાં કરી જોશો, તો તે યત્રના કાચ હેઠળ જીવતાં જંતુંઓ, હીલચાલ કરતા તમુને દેખાશે. જરા ધીરજ રાખી તમો નજર ઠેરવી જોશો, તો એજ જંતુઓ થોડીક પળમાં આપોઆપ મોટાં થતાં હોય, એમ તમારી નજરે પડશે. હજી જરા વધારે નજર ઠેરવી જોશો, તો એ જંતુઓની સંખ્યામાં એકદમ વધારો થયલો તમુને દેખાશે. અને તે કેવી વિચીત્ર રીતે ! પ્રથમ જે જંતુ તમુને એક દેખાતું હતું, તે રફતે રફતે મોટુ થાય છે, અને પોતાનો આકાર તે આપ મેળે બદલતું જાય છે, અને તે પછી વચોવચમાંથી તેના બે સરખા ભાગ થઇ, આપોઆપ છુટા પડે છે. આ છુટા પડેલા બંને ભાગો એટલા તો એક સરખા આકારના હોય છે, કે અસલ ભાગ કયો હતો, તે ઓળખી શકાતું નથી. એવી રીતે પેદા પડેલો આ નવો ભાગ પાછો

થોડી પળમાં મોટો થાય છે, અને તેમાંથી એક બીજો ભાગ છુટો પડે છે, અને એ પ્રમાણે દર પળે જતુની વસ્તીમાં ચાલુ વધારો થતોજ રહે છે. વસ્તીના વધારા માટે આવી રીતની જન્મક્રીયા ચાલુજ રેહાથી, થોડા કલાકમાં અસંખ્ય જતુઓ પેદા પડે છે આવી રીતે જન્મ લેતાં અસખ્ય જાતના જંતુઓમાં નર-માદાના સમાગમની જરૂર પડતી નથી, એમ સાફ માલમ પડી આવે છે ખુદરતની એમા શુ મતલબ હશે !

### હિજડાપણું. HERMAPHRODISM.

પણ એવાં અદ્રસ્ય જીવ જતુઓની જીદગીની વીગતો લંબાવવાનુ પડતુ મેલી, આપણુ આપણી આસપાસ નજર કરી, ખુદરતની પેદાયશ તરફ જોઇશું, તો વનસ્પતી, તથા જાનવરી દુનીયાના આપણને કાઇક ખ્યાલ આવે છે. વનસ્પતી દુનીયાની વૃદ્ધી પણ અનેક રીતે થતી રહે છે. વનસ્પતીની પેદાયશ માટે, કાંઇકિ ચઢતા પ્રકારની યોજના ખુદરતે યોજેલી જણાય છે, કેમકે વનસ્પતીમાં જન્મ આપવાની કાર્ય શકતી. તેમજ ગર્ભ ધારણ કરવા માટે અજાયબ જેવી ખુબીવાલા જનન અવયવો. માલમ પડયા છે જાનવરી દુનીયામાં, તેમજ વનસ્પતી દુનીયામા મોટે ભાગે, નર અને માદાના સમાગમથી નવી વસ્તીની વૃદ્ધી થાય છે, છતાં, વિદ્વાનોએ અવલોકન કરી એવી અજાયબ જેવી શોધ કીધી છે. કે નર તેમજ માદા બનેની જનન ઈન્દ્રીઓ (sexual apparatus), એ જુદાં જુદાં શરીરમાં હોવાને બદલે. ફક્ત એકજ શરીરમા એકજ ઠેકાંણે હોય છે. અને એકજ ઠેકાંણે તેઓ અરસ પરસના સમાગમમા આવી. ફળદ્રુપ જીંદગી ભોગવી, પોતાની વસ્તી વધારે છે. વનસ્પતી દુનીયામાં આવા દાખલા જેમ જણાયા છે, તેમજ જાનવરી દુનીયામાં પણ એવા દાખલા નોધાયલા છે. વધુ જાણવાજોગ તો એ છે, કે માનસજાતબી ખુદરતની આવી વિચીત્ર કરામતથી બેનસીબ રહી નથી. કોઇકવાર એકજ આદમીના શરીર ઉપર, પુરૂશ તેમજ સ્ત્રીના બંનેના જનન અવયવો સરજાયલાં માલમ પડયાં છે. એવાંઓ હમેફ્રોડાઇટ ( હિજડા ) ને નામે ઇંગ્રેજીમાં ઓળખાય છે.

## ફુલોમાં સમાયેલી ખુશબોનો ખરો ભેદ. Sex in Plants.

અમુક જાતના ફુલ, તેમની લંપટબાજ ખુશબોને માટે શોખીનો હંમેશાં સુંઘે છે, અને ગળે પણ ઘાલે છે. ફુલોના ગજરા, ફુલોના હાર, ફુલોના તુરા, અને 'બટન–હોલ પોતાની ખુશબોને માટેજ વાહાલાં લાગે છે પણ આ વાત જાણવાજોગ છે, કે જે લપટ અને મહેકાટભરી ખુશબો, ફુલોના શોખીનો ઉલટભેર સુંઘી, પોતાના દીલને રાહાત આપે છે, તે ખુશબો કાંઇજ નહી પણ ફુલોની જનન ઇન્દ્રીઓમાથી નીકળતો માત્ર એક સુવાસ છે, અને ફુલોની ખુબસુરતીમા વધારો કરનાર પણ એજ જનન ઇન્દ્રીઓ છે આ વાતમા સેહજબી સરાધાટ નથી, પણ પુષ્પ વિદ્યાના અભ્યાસીઓને તે જાણીતી બીના છે તો પણ નીચલો ઉતારો ફુલોના જનન અવયવોની રચનાનો ભેદ ખુલ્લો કરવા પુરતો છે.

* "It is remarkable, that the parts of plants devoted to the sexual function, are those we most prize for their beauty and fragrance. It is the flower of the plant which contains the generative organs. The centre of the flower–the home of beauty, and fragrance and sweetness–is the nuptial couch, the bower of love, sacred to the mysteries of vegetable procreation. In the centre of this bridal chamber is the [1] pistil or female organ; its tube corresponds to the [2] vagina, and below it is the [3] ovary, where the egg is formed and fecundated. This is done by one or more [4] stamens which surround the pistil, and which have the power of secreting the [5] spermatic fluid, which, in the form of [6] pollen, falls upon the stigma of the pistil The stamens corresponds to the generative organs of the higher male animals. The pollen from the 'tassel' must fall upon the 'silk' or there will be no fertilization."

* Esoteric Anthropology By T Nichols. M. D

1 ગર્ભતંતુ 2 જનંન માર્ગ. 3 સંતાન–બીજ સ્થાંન. 4 નરતંતુ 5 નરનુ વિર્ય. 6 પરાગ.

## ફુલોની જીંદગીનો ભેદ. વાંઝીયાં ફુલ.

વાંઝીયા ફુલો કાંઈ સઘળાંજ હોતાં નથી અમુક ઉંચ વર્ગ અને ઉંચ પ્રકૃતીના ફુલોની ગુપ્ત રચના વળી જુદાજ પ્રકારની રેહ છે. ફુલોનું નર-માદાનુ જોડું એકજ ઠેકાણે ઘર કરી બેઠા પછી, પોતાની વૃદ્ધી, ચાહા અને પ્રીતથી કરે, એ બનવા જોગ જણાય છે, પરંતુ ફુલોમાં કેટલીક એવીબી જાતના ફુલો પેદા થાય છે, કે એક ઝાડ ઉપર સઘળી માદા ફુલો ( female flowers ) ઉગે છે, ત્યારે તેજ જાતના સઘળાં ‡નરફુલો ( male flowers ) એક જુદાંજ ઝાડ ઉપર ઉગે છે. હવે સવાલ ઉભો થાય છે, કે કુદરતે આવાં ફુલોને કા પેદા કીધાં હશે ? આ નરફુલોના સમાગમમાં માદા ફુલો કેવી રીતે આવી શકે, કે જેથી એવી જાતના ફુલોની વૃદ્ધી થાય. એ પેહલો ખયાલ ઉતપન થાય છે. શું એવા સંજોગ વચે આ ફુલો વાઝીયાં (sterile) રહે ?

## વાઝીયાં ફુલોને ગર્ભવંત કરનાર વૈદો. (ચીત્રો સાથ.)

પણ નહી. ખુદરતે આ ફુલોની જીંદગીને વાંઝણી રાખી નથી. માદા-ફુલોને જો કે નર-ફુલોથી જુદાં પાડી તેમની જીંદગીને ઝુડાપો લગાડયો હશે ખરો, પણ તેમનુ વાંઝીયાપણુ દુર કરવા માટે કુદરતે અનેક સાધનો સરજેલાં જણાયાં છે. ઘણીક વખત પવનની લેહકી સાથ, નર-ફુલોનો ‘ પરાગ ’ (pollen ) ઉડી આવી, વાંઝણી માદાં-ફુલોમાં પડે છે, અને તેથી તે માદાં ગર્ભવંત થાય છે વળી ઘણીકવાર રંગ બેરંગીન પતંગીયાંઓ, અને નાજુક નાંહના પંખીઓ, તેમજ મધમાંખો નર, ફુલોના રંગ ઉપર ભ્રમીત થઈ-તે ઉપર ભમતી ભમતી જઈ બેસે છે, અને ત્યાંથી તેઓ ‘ પરાગ ’ લેઈ ઉડે છે, અને ત્યાંથી ઉડતી ઉડતી માદાં ફુલો ઉપર જઇ બેસતાં, ફુલ-માદાંઓ ગર્ભીત થાય છે. આવી રીતે

‡ જ્યારે એકજ ઝાડ ઉપર નર અને માદા ફુલો સાથે ઉગે છે, ત્યારે તેઓ એકજ ઝાડના જુદાં જુદાં ભાગ ઉપર એવી રીતે જુદાં જુદાં ઉગે છે, કે તેઓથી એકબીજાના સમાગમમાં આવી શકાતું નથી.

વાંઝીયાં ફુલોને ગર્ભવંત કરવાંનું કાંમ, પતંગીયાં જેવાં નિરદોશ વૈદો !કરે છે.

ફુલોના ઝાડ અને રોપાઓની જન્મ ક્રીયાની આ કાંહાંણી જેટલી ભેદ ભરી લાગે છે, તેટલીજ તે ખરી છે. પણ એવી એકજ રીતે વનસ્પતીની વસ્તી જગતમાં જન્મ લેઈ વધતી નથી. ઝાડ પાંણની વિદ્યાના અનુભવી વિદવાંનોના અવલોકન પ્રમાણે, વનસ્પતી દુનીયામાં અનેક રીતે તેમની વૃદ્ધી થતી રહે છે. એ સઘળી બાબદોનું વર્ણન અતરે થઇ શકે એમ ન હોવાથી, તે બાબદ પડતી મુકવી પડી છે. પણ આ સઘળાં ઉપરથી, વગર શકે એક વાત જે સાબેત થાય છે, તે એ કે, ચઢતી પંક્તીના જાંનવરોમાં, તેમજ માનસજાતમાં, નર અને નારીના જનંન શરીરના અવયવો, જે નવા જીવને જન્મ આપવા માટે કુદરતે સરજેલાં છે, તેને મળતાંજ, અને તેના જેવાંજ ગુણ–દોશવાલાં અવયવો. વનસ્પતી દુનીયાને પણ કુદરતે બક્ષેલાં છે

## સ્ત્રી પુરૂષના જંનન શરીરનો ખુલ્લો થયલો ભેદ.

( વિદવાંન લીનીયસના અવલોકન પ્રમાણે )

* પ્રખ્યાત ફિલ્સુફ, લીનીયસ, જેણે ફુલપાનવાલાં ઝાડોના જનન શરીર બંધનનું અથાગ અવલોકન કરયું છે, તે નીચે પ્રમાણે, ફુલના જનન અવયવોને, મનુષ્યજાતના જંનન અવયવો સાથ સરખાવે છે. તે જણાવે છે, કેઃ—

" ૧, આખું ફુલ, ' પ્યારની આરામગાહ ' સમાન છે. (Theatre of amours.)

૨, calyx, ( કેલીકસ ) યાને ફુલની હેઠલી બેઠક, બીછાંના સમાન છે. ( Nuptial bed )

૩, Corolla ( કોરોલ્લા ) યાને આખાં ફુલની પાતરીઓ, બીછાંનાની ' કુરટીન ' સમાન છે. ( curtains. )

૪, Anthers ( ઍન્થર્સ ) જેમા ' પોલન ' યાને પરાગ ભ-

* Plain Facts caputal By kellogg.

રેષો હોય છે, તે મરદના જનન અવયવ 'ગોળી' સમાન છે. ( testis )

૫, **Pollen** ( પોલન ) યાને પરાગ, તે પુરૂષના વિર્ય, યાને ધાતુ સમાન છે. ( **Fecundating fluid** )

૬, **Style** (સ્ટાઇલ) જે રસ્તે પરાગ પ્રવેશ કરે છે એ સ્ત્રીના જનન મારગ સમાન છે. ( **Vagina** )

૭, **Ovary** ( ઓવરી ) ફુલનો આ ભાગ, સ્ત્રીના ગર્ભસ્થાન સમાન છે. ( **Womb** )

**અક્કલવંત ફુલો ! બુદ્ધીવાલાં ફુલો.**

આવી રીતની કરામતભરી સરખામણી, ફુલપાન અને માનસ જાતના જનન શરીર વચ્ચે વિદવાનોએ કરેલી છે. વળી અમુક દાખલાઓમા ફુલોને કાંઇક અક્કલ યા સમજશક્તી હોય છે, એવું માલમ પડયું છે. ચોકસ વખતે આખું ફુલ આપોઆપ એવી રીતે સંકોચાઇ જાય છે. . નર ફુલના ગુપ્ત ભાગ ઉપર ફુલની પાતરીઓ ફરી વળે છે, જેથી 'પોલન' માદા–ફુલના ગુપ્ત ભાગોમા જઈ પડે છે, અને એ રીતે ફુલ–માદા ગર્ભીત બને છે.

આવી બુદ્ધિ ફક્ત જમીન ઉપર ઉગતાં ફુલોમાંજ હોય છે એમ નથી. કેટલાંક ફુલો પાણીમાં ઉગે છે, અને પાણીમાંજ વસે છે. એવાં ફુલો પોતાની વસ્તીની વૃદ્ધિ કરવાને પ્રસગે, પાણીની સપાટી ઉપર આપોઆપ ઉભાં થઇ નર–માદા સમાન અરસપરસ મીલાપ કરે છે, અને તેમનો મીલાપ કાર્યસાધક થતાંજ, તે ફુલો પાછાં પાણીમાં ડુબકી મારી પોતાની રાએતાની જગ્યાએ જઈ વસે છે.

ફુલપાન અને ઝાડ પાનની સમજશક્તિના આવા દાખલાઓ હજી બીજા ઘણા મળી આવે છે, પણ તે સઘળાની અતરે નોંધ લેવી બીન જરૂરની લાગે છે. **ડા. દુવાગીર.**

* * *



D. M. P.

# પત્ર ૯ મું.

## જન્મ જુક્તિ.

## REPRODUCTION
(SEX IN ANIMALS)



**આનવંત મીત્ર,**

વનસ્પતી દુનીયા પછી જાનવરી દુનીયાની વૃદ્ધીની તપાસ સહેજ કરશુ, તો તેમા પણ નારીજાતી મુખ્ય ભાગ ભજવતી જણાશે. અસખ્ય નાંહનાં મોટાં જાનવરો, પોતાની ઓલાદની વૃદ્ધી પોત પોતાની રીત પ્રમાણે કરતાં રેહાં છે. જાંનવરોમાં નર-માદાના ભીન ભીન પ્રકારના ભેદ છે. કેટલાંકોમાં નર અને માદા બન્નેના જનંન અવયવો, એકજ શરીરમાં હોય છે। એવાંઓ પોતાની મેળે પોતાની વસ્તીનો વધારો કરતાં રહે છે.

**જાનવરોમા નર અને માદા વચેનો તફાવત જાણવાની રીત.**

જાનવરી દુનીયામાં નર અને માદાના શરીરની રચના અને દેખાવ, અમુક બાબદમાં એક બીજાંથી જુદાં પડતાં હોવાથી, તેઓ નર અને માદા તરીકે ઓળખાઇ આવે છે. ઉચ વર્ગમાં આવતાં જાંનવરોમાં નર જાંનવરના શરીરનો બાંધો માદા કરતા મોટો, માદા કરતાં વધારે જોરાવર, અને માદા કરતાં વધારે ખડતલ, રહે છે. જેમ શરીરના બાબમાં, તેમજ બુદ્ધી બળમાં પણ તેટલોજ ફેર રહે છે,

હલકાં વર્ગના પ્રાંણીઓમા એથી ઉલટુંજ જણાય છે. કરોળીઆમાં નર કરતાં માદાનું કદ ઘણુજ મોટું હોય છે. કીડીઓના ટોળામાં તપાસ કરતાં માલમ પડશે, કે માદાઓના શરીરનાં બાંધા સાથ નરના શરીરનો બાંધો સરખાવતાં, તે કાંઇક વધારે નાંહનો જણાશે.

## જનાવરોમાં થતા ભીન ભીન પ્રકારના સ્નેહ.

જાનવરોની કેટલીક જાતોમાં, એક નર કોઈબી માદાને ભોગવી શકે છે. કેટલાંક જાનવરો હંમેશાં ભેગાં મળી, એક ટોળું બની ફરતાં રહે છે. એવાં ટોળાંબંધ ફરનારાં જનાવરોની જાતમાં, એક નર, અનેક માદાઓને ભેગીકરી તેમનુ ટોળુ બનાવી પોતાના જનાનખાંના મીસાલ, પોતાના દેખાવ અને દમામથી પોતાની હાકમી અને હુકમ હેઠલ રાખી,તેમની સાથે ફરેછે,અને કદીબી બીજા નરને પોતાની પ્રીયાઓની આગળ તે આવવા દેતો નથી. બીજા હાથ ઉપર એથી ઉલટી રીતે, કેટલીક માદાઓ (જે એક્કી વખતે અનેક બચ્ચાંને જન્મ આપે છે, તે) અનેક નરની મરજીને સેહલથી તાબે થાય છે. જાનવરી દુનીયામાં ચાલી રહેલી આવી રીતની સંસાર–ગતી, આદમીની સંસાર રીતીથી કેટલી જુદી પડે છે, અને કેવી રીતે જુદી પડે છે, તેનો કદીબી કોઇએ ખ્યાલ કીધો છે ?

માનસજાતની વસ્તીથી વસાયલાં અમુક શેહેરોમાં, અને કેટલીક સુધરેલી પ્રજા, કેળવણી અને હુનરમાં આગળ વધેલી હોવા છતાં, કોઇબી રીતે, પોતાની સંસાર રૂઢીમાં, જાનવરી ખ્યાલથી ચહડતી સાબેત થઇ નથી ! દાખલા મોજુદ છે, કે આજે એક મરદ, અનેક સ્ત્રીઓ સાથ લગ્નના ગાંઠથી જોડાઇ શકે છે, જેને Poligamy કહે છે. જાનવરોમાં એવા દાખલા શોધી કહાડવા જરાબી મુશ્કેલી પડશે નહી. આજેબી ટીબેટ મધે, એક સ્ત્રી અનેક મરદો સાથ લગ્નના ગાંઠથી જોડાઇ વસે છે. આવી જાતના લગ્નને ‡ “ પૉલીઍન્ડ્રી ” કહે છે.

જાંનવરોમાં પણ ‘ પૉલીઍન્ડ્રીઝમ ’ જેવું જણાયેલું છે, કે જેમાં એક માદા અનેક નરને રાજી રાખવાનો ખ્વાસ ધરાવે છે. વળી મધમાખની રાણી જે પોતાના મધપુડામાં સર્વે માખીઓની આગેવાન અને સરદાર તરીકે ગણાય છે, તેના એક કે બે નહી, પણ સેંકડો આશક હોય છે.

‡ એ વીશે વીગતવાર બખાંન માટે જુવો શ્રી લગ્નસાગર (બીજી આવૃત્તી) નામનું મારૂં પુસ્તક.

આ સઘળા આશકો પોતાની પ્રીયાના ઈડાંની પાસબાંની કરે છે, અને તેઓ તેણીના ઈડાંને સેવે છે, જેમાંથી અસંખ્ય વસ્તીની વૃદ્ધી થાય છે. પણ સઘળાંજ જાંનવરોમાં જાનવરી ખવાસ કુદરતે સરજેલો નથી. જેમ ફુલ અને ઝાડ પાનને જગકરતાએ કાંઈક ગુપ્ત બુદ્ધિબળ, અમુક વખતે વાપરવાની નવાજેસ કીધી છે, તેમ જાનવરોને પણ કાંઇક બુદ્ધીબળ આપ્યું છે જેમ એક સ્ત્રી સાથ એક મરદ પરણી, પોતાની સંસાર નીતી જાળવી ઉંચા પ્રકારનું બુદ્ધીબળ દેખાડી આપે છે, તેમ તેવાજ પ્રકારનુ બુદ્ધીબળ કેટલાંક જાંનવરોમાં પરમેશ્વરે ઉતારેલુ જણાય છે. હાથી જો કે ટોળામાં વસે છે, પણ હંમેશ એક માદા સાથ પ્રેમથી જોડાઇ રેહ છે, અને તેણીજ સાથે તે હંમેશાં ફરે છે. વરૂ જેવાં વિક્રાળ જાંનવરો વરશમાં ફક્ત એકજ વખત માદાની સાથ મીલાપ કરવા તેણીની શોધમાં નીકળે છે. કેટલાંક પંખીઓ એકજ નરને ચાહે છે, અને તે જો મરણ પાંમે છે, તો તેની જુદાઇથી બીજું જીવતુ નથી. સાચી વફાદારી અને ખરા પ્યારનો એના કરતાં બીજો વધારે પુરાવો કયાંથી મેળવી શકાશે ? પખી જેવાં નિરદોષ જાંનવરના સાચા પ્યારનો ખ્યાલ નીચલી લીતીઓ આપે છે.—

'This was taught me by the dove,
To die, and know no second love.'

## જાનવરી દુનીયાંનો ગુપ્ત સંસાર.

## જુદાં જુદાં જાનવરોની ગર્ભ ધારણ કરવાની અજાયબ રીતો.

વસ્તીની વૃદ્ધી ખાતર, ફુલપાન અને વનસ્પતી દુનીયા માટે કુદરતે જે જે યોજના નિરમાન કરી છે, તેના કરતાં વધારે અજાયબ અને વિચીત્ર યોજનાઓ, જાંનવરી દુનીયાંની પેદાયસ માટે જગકરતાએ સરજેલી છે. દાખલા તરીકે,

### મચ્છી કેવી રીતે જન્મ આપે છે. ( ચીત્ર સાથ.)

મચ્છીની ઓલાદનો વધારો અજાયબ જેવી રીતે થાય છે. કેટલીક જાતની માદાઓ પોતાના ગર્ભને શરીરની બાહાર કાહાડી સેવે છે, અને કેટ

બીક જાતની માદાઓ પોતાના ગર્ભને શરીરમાં પુખ્ત કરી જન્મ આપે છે. શરીરની બાહાર ગર્ભને કાહાડીને સેવનારી માદાઓના પેટમાં એક લાંબી કોથળીના જેવાં આકારની 'ઓવરી' યાને સંતાન-બીજ-સ્થાન હોય છે. આ કોથળી જ્યારે ગર્ભ યાને ઇંડાંથી ભરાઇ જાય છે, ત્યારે તે પેટનો મોટો ભાગ રોકે છે. 'ઓવરી'ની આવી અજાયબ જેવી રચનાને લીધે, એકી વખતે તેમાં હજારો ઇંડાં રહી શકે છે. જ્યાં સુધી આ ઇંડાં તૈયાર થતાં નથી, ત્યાં સુધી માદા તેમને બાહાર કાહાડતી નથી. જ્યારે માદા પોતાના બુદ્ધિબળથી સમજે છે, કે તેણીનાં ઇંડાં તૈયાર થયાં છે, ત્યારે તે ઇંડાં મુકવા લાયક કોઇ જગ્યાની શોધ કરવા કીનારે આવે છે: એજ વખતે તે માદાનો નર, પોતાની બુદ્ધિબળના જોરે, પોતાની માદાની મરજી સમજી જઇ તેણીની પછવાડે પછવાડે જાય છે, અને જેવી માદા પોતાના ઇંડાંને બાહાર કાહાડે છે, તેજ વખતે પેલો નર, તે સઘળાં ઇંડાં ઉપર, પોતાના બદનમાંથી 'જીવન પ્રવાહી' કાહાડે છે. આ જીવન પ્રવાહી પેલાં ઇંડાં ઉપર પડ્યા પછી, તે ઇંડાંમાં જીવ પડે છે; અને પાછળથી હજારો મચ્છીઓ તેમાંથી જન્મ લે છે. નર મચ્છીના બદનમાંથી ઇંડાં ઉપર રેડાયલુ જીવન-પ્રવાહી, તે (spermatic fluid) માનસનાવિર્ય, યાને ધાતુને મળતોજ પ્રવાહી હોય છે, જેમાં 'સ્પર્મેતોઝુઆ' મોટી સંખ્યામાં હોવાને લીધે, મચ્છીના ઇંડાં ગર્ભીત બને છે ઇંડાં મુકવાની હાલત ઉપર જ્યારે મચ્છી આવે છે, ત્યારે તે મોસમ 'spawning season'ને નામે ઓળખાય છે.

મચ્છીની માદાઓ, પોતાના નરની હાજરીમાંજ ઇંડાં મુકવાનું હમેશાં પસંદ કરે છે, અને તેમની હાજરીમાં તેઓ ખુશીથી ઇંડાં બાહાર કાડાડે છે. તેમજ બીજા હાથ ઉપર, નર કદીબી માદાની હાજરી વગર તેણીના ઇંડાં ઉપર પોતાના તનમાંથી 'જીવનપ્રવાહી' કાહાડતો નથી કેટલાક નર, પોતાની માદાના ઇંડાંને પોતાના મોહોંડાંમાં રાખી સેવે છે. આ એક બીજીજ જાતની જનન ક્રીયાનો દાખલો જણાય છે.

## દેડકાને જન્મ આપતી માદા. ( ચીત્ર સાથ. )

એના જેવીજ નહી, પણ કાંઇક એવીજ રીતે અમુક જાતના દેડકાની માદા પોતાના બચ્ચાને જન્મ આપતી જણાઇ છે દેડકાની માદા જ્યારે પોતાના ઇડાં મુકવાનો વખત આવેલો જાણે છે, ત્યારે તે પોતાના ઇડાં મુકવા માટે કોઈ લાયક જગ્યા શોધવા નીકળે છે તેણીની એવી હીલચાલ જોતાંજ નર દેડકો, તેણીને વળગી પડી તેણીની પીઠ ઉપર ચહડી બેસે છે, અને માદા પોતાના ઇડાં પસદ કરેલી જગ્યાએ જેવી મુકે છે, તેવોજ નર-દેડકો માદાની પીઠ ઉપરથી કુદી પડી, તેણીએ મુકેલા ઇડાં ઉપર પોતાના તન માંહેલુ જીવન પ્રવાહી રેડે છે, અને તે પ્રવાહીથી ઇડાં ગર્ભીત થાય છે દેડકાના આ જીવન-પ્રવાહીમાં spermatozoon હોય છે.

## * મધમાખની બે જાતની જનંન શક્તિ.

મધમાખની રાણી ( queen-bee )ની જન્મ આપવાની ચમતકારીક શક્તિ એક વખત અતીસય ભેદભરી માલમ પડતી હતી વિદ્વાંનોંએ એ વાશે અનેક અટકલો ચલાવી હતી, પણ કાંઈબી નક્કી સેવટ ઉપર તેઓ આવી શકયા નહીં હતા. તોપણ મધમાખના બાબમાં એટલુ તો નકી થયુ છે, કે માદા જ્યારે હવામાં ઉચે ઉડતી હોય છે, ત્યારે તેઓ હવામાં ઉંચે પોતાના નરની સાથ સમાગમમા આવે છે જ્યાં સુધી મધમાખની રાણી પોતાના મધપુડામાં હોય છે, અને તેણીની સેવામાં અનેક નર હાજર હોય છે, ત્યાં સુધી ' કવીન-બી ' મધપુડામાં કદીબી ગર્ભીત થતી નથી. જ્યારે કાંમ તેણીના જીગરમાં જોશ કરી પ્રકાશવા માંડે છે, ત્યારેજ તે પોતાનો મધપુડો છોડી હવામાં ઉંચે ઉડે છે, અને ત્યાં નર સાથ સમાગમમાં આવી, અર્ધા કલાકમાં ગર્ભ ધારણ કરી પાછી ફરે છે.

અગર જો માદા ( રાણી ) ત્રણ અઠવાડીઆમાં નરના સમાગમાં આ-

*Saxual Physiology. By R. Y. Yrall.

ચતી નથી, તો જો કે તે પાછળથી ઈંડાં મુકે છે ખરી, પણ તે સઘળાં ઈંડાંમાંથી ફક્ત નર પેદા પડે છે, અને આખી ઉમર સુધી તેવાંજ ઇંડાં મુકતી રહે છે. પરંતુ ત્રણ અઠવાડીઆ સુધીમાં (૨૧ દીવસની મુદતમાં) જો તેણીનો સમાગમ નર સાથ થાય છે, તોજ તેણીના ઈંડાંમાંથી માદાઓ જન્મ લે છે. આ એ અજાયબ જેવી શક્તિ મધમાખ જેવાં પ્રાણીમાં સરજવાની શું મતલબ જગતના કરતાએ રાખી હશે, તે કલ્પી શકાતું નથી.

## કાચબા અને શાહમુર્ગ વિશે.

માછલાંઓમાં ઘણીક જાત એવી બી હોય છે, કે માદા પોતાના ઈંડાંની જરાબી દરકાર કરતી નથી, અને ફક્ત ઈંડાં મુકી પોતે ચાલી જાય છે.

**કાચબા**ની માદા પોતાના ઈંડાં રેતીમાં મુકે છે, અને તે સારી રીતે સેવાય, એવી મતલબથી તે પોતાના ઈંડાંને રેતીમાં ડાટે છે, અને સુર્યની ગરમીથી તે પુખ્ત બને છે. **ઑસ્ત્રોચ** યાને શાહમુર્ગ પણ પોતાના ઈંડાં એવીજ રીતે સેવે છે.

**હો. ફુવાગીર.**

* * *

D. H. P.



# પત્ર ૧૦ મું.

## સ્ત્રીનો ભેદ.

### ( ચીત્રો સાથ. )

### THE MYSTERIES OF WOMAN.



**માનવંત વાંચક—**

જગતમાં નાંહનામાં નાંહની વનસ્પતીથી મોટાંમાં મોટાં ઝાડ પાન, તેમજ નાંહનામાં નાંહના જીવ જંતુથી મોટાંમાં મોટાં જાનવરોની વનસ્તીનો વધારો, નર–માદાના સમાગમથી કેવી જુદા જુદી રીતે થતો રહે છે, તેનો કાંઇક ચીતાર રજુ થઇ ચુકયો છે. એ પછી માનસજાત, જે જગતમાં સરવેથી ઉત્તમ પ્રકારની પરમેશ્વરની બનવાટ તરીકે સરજાયલી છે, તેની ઊતપંતીની હકિકત સેહજ તપાસી લેઇશું. આપણુ તેના ભીત્તરમાં ઉતરી તેની લંબાન તપાસ કરશું નહી, પણ માનસ જાતની ઉતપંતી માટે કુદરતની અણુદીઠ શકતી કેવી રીતે પોતાનું ગુપ્ત કાર્ય કરે છે, તેના ભેદને પોંહોચવાની કાંઇક તજવીજ કરશું.

**જગતમાં સ્ત્રીને મળેલો અજીત મરતબો.**

જગત જનતી ! એક સદગુણી માતા થવાને માટેજ, તારાં બાળકનું પોષણ કરવાને માટેજ, અને તારા સંસારને સુખી કરવાને માટેજ, હે સનાર, તુંને જગતમાં જગ કરતાએ પેદા કરી છે. જગતમાં વસ્તીની વૃદ્ધી કરનાર તુંને બનાવી છે. જગતની જનતીનો તુંને માન ભર્યો મરતબો મળ્યો છે. સદગુણી ફરજંદ જનવા માટે જેટલાં

ભલા ગુણ લક્ષણની તુને જરૂર હોય, ને સઘળા તારે સપાદન કરવા ધરે છે એ કાંમ ફતેહમંદીથી પાર પાડવા માટે તારાંમાં એક લક્ષણ એવુ હોવું જોઇએ, કે તારી તરફ મરદનુ આકર્ષણ થતુ રહે, તેમજ તુ પણ તેના તરફ ખેંચાતી રહે. જગતની વૃદ્ધી માટે, કાઇબી રીતે, તારે પુરૂષના સમાગમમાં આવવું જોઇએ. એટલાજ માટે પ્યારને નામે જગતમાં જણાયલી પેલી અંણદીઠ શક્તીને, તે પરમકૃપાળુ દાતારે, આદમીના અતરમાં સરજેલી છે.

બંને જાતીના સમાગમથીજ સસારનુ સ્વર્ગ હાંસલ થાય છે. એ સમાગમ ફરજીઆત હોવો જોઇએ નહી, તેમજ એ સમાગમ બળજબરી કે જોરાવરીથી પણ થવો જોઇએ નહી સતાનની વૃદ્ધી માટે નર તેમજ નારીના અંતરમાં અરસ પરસનો પ્યાર પ્રકાશી રહેલો હોવો જોઇએ એક તરફ પ્રકાશી રહેલા પ્યારથી મન માનતાં સતાનનુ સુખ જવલેજ મેળવી શકાયછે એક તરફ જોરમાં ભડકી ઉઠેલા પ્યાર અને બીજી બાજુ નબળી પ્રીત વચ્ચે થયલા સ્ત્રી-પુરૂષના સમાગમથી સતાંનની વૃદ્ધી જો કે થાય છે ખરી, પણ એક સરખી પ્રીત અને પ્રેમથી જોડાયલાં જોડાઓના જેવા ભાગ્યશાલી પરીણામ જવલેજ આવે છે

## સ્ત્રીમાં પ્રેમનીરાસી-તેનું મુખ્ય કારણ.

આદમીના ખવાસને ખુદરતના કાયદા કેવી રીતે લાગુ પડે છે, તે જાણવાજોગ છે. સંસારમાં વર-વહુના ઘણા કજોડાં અનહદ પ્યારથી જોડાયલાં હશે. જ્યાં સુધી પ્યાર બંનેના જીગરમાં એક સરખા પ્રમાણમાં પ્રકાશતો રહે છે, ત્યાં સુધી તેઓ એક બીજાની પ્રીતમાં પોતાના સ્વર્ગનું સુખ સમજે છે. પણ આ અરસપરસની પ્રીત જ્યારે બન્ને જંનમાં એક સરખાં પ્રમાણમાં હોતી નથી, માને જ્યારે એક સ્ત્રી પોતાના પતીને હદ વગરના પ્યારથી ચાહે છે, અને જો તેણીનો પતી તેણીને તેટલા પ્યારથી ચાહાતો નથી, તો તેવાં જોડાંના સુખ સંપજમા ફાટફુટ પડે છે. આવી સ્થીતીથી અરસપરસ પ્રેમ નિરાસી ભડકી ઉઠે છે, અને વર-વહુ વચ્ચે

એદીલી જન્મ લેછે. એવી રીતે હીનાયલો પ્યાર, રોગીષ્ટ બની ધીક્કારમાં બદલાઇ જાય છે. કુદરતનો આ એક અચલ નીયમ છે.

એટલાં માટે સંસાર સુખમા પ્યાર હંમેશાં અરસપરસનો હોવો જોઇએ. પરણેલાં સઘળાં જોડાં, પોતાના આચાર વિચારમાં મત ફેરી ધરાવતાં હોવા છતાં, તેઓ માબાપ થવાને ખંતી અને આતુર હોય છે ખરાં, પણ તેઓની આ ભુલ કદીબી તેઓએ જાણી છે, યા કદીબી કોઇએ તેમને જણાવી છે?

## પ્રેમવશ સ્ત્રીઓના ગુણ લક્ષણ કેવાં હોય છે?

### LOVE-CRACKED WOMEN.

**મરદનો પ્યાર** પોતાની પરણેતર તરફ જેટલો હદ વગરનો, તેટલોજ ઊદાર હોવો જોઇએ ઉદાર એટલા માટે, કે મરદ પોતાની પ્યારની પુતલીની ખામી અને કસુર તરફ હંમેશાં ઉદાર નજરે જોતો રહે. તેણીના તેમજ પોતાના ફરજંદના પાલણ પોષણ માટે, તે પોતાથી બનતુ કરવાને ચુકે નહો, અને એક નમુનેદાર ખાવિંદ અને બચ્ચાંના બાપ તરીકે તે પોતાને સાબેત કરે.

**સ્ત્રીનો પ્યાર** પોતાના ખાવિંદ તરફ તેટલોજ બલકે તેથીબી વધારે હોવો જોઇએ, કેમકે એક માતા તેમજ પરણેતર તરીકે સંસારમાં તેણીને અનેક ભોગ આપવા પડે છે સંસારમાં રહીને પોતાના ખાવિંદની સેવા કરવા ઉપરાંત, પોતાના બાળકની જતન, પોષણ અને કેળવણી વીગેરે કાર્યો તેણીને કરવા પડે છે. સ્ત્રી, એ સઘળું કયારે કરે છે? ત્યારેજ, કે જ્યારે સ્ત્રીનુ અંતર પોતાના પતી તરફ હદ વગરના પ્યારથી હુજતું હોય છે. એક પ્રસિદ્ધ લેખકના શબ્દોમાં કહુ, તો એવી સ્ત્રી, પોતાના ખાવિંદના પ્યારમાં Love-cracked હોવી જોઇએ. એવીજ સ્ત્રીઓ સંસારનું ભૂષણ ગણાય છે. એવીજ સ્ત્રીઓ સંસારને સ્વર્ગમાં ફેરવી નાંખવાને શકતીવાન હોય છે. પ્રેમવશ સ્ત્રીઓના લક્ષણ એવાંજ હોય છે.

## સંપુર્ણ સ્ત્રી અને પુર્ણ પુરૂષને જાણવાની રીત.

આ ધરતીને ધ્રુજાવતું કાળાં માંથાનું આદમી પોતાની અંદર આવી અણદીઠ શક્તીઓ હોવા છતાં, કુદરતના ભેદને હજી તે પુરેપુરૂં પોંહોંચી શકતું નથી. પોતાની ઔલાદના વધારા માટે જે અણદીઠ શક્તીઓના ગુપ્ત પ્રયોગો તેના પોતાના શરીરમાં થતા રેહા છે, તેના ભેદને તે હજી પુરેપુરા પામી શકયું નથી તોપણ ઇનસાંનજાતની વ્રદ્ધીના કાંમમાં કુદરત હમેશાં મદદ કરે છે,અને તેની ઔલાદની વસ્તીના વધારા સાથ તેનો સુધારો થતો રેહ એવી મુખ્ય નેમથીજ કુદરતે આદમીજાતની બેહતરી માટે ચોકસ કાયદા કાંનુન મુકરર કરેલા છે.

એક સંપુર્ણ સ્ત્રી અને પુર્ણ પુરૂશ જગતમાં તેજ ગણાય છે, કે જે પોતાના સંસારને કુદરતે મુકરર કરેલા કાયદાને અમલમાં મુકી, સુખી કરે. એવી સંપૂર્ણ નારી દેશભક્ત, ધર્મભક્ત, અને કુળાભીમાની બાળકોને જન્મ આપી, કોમ, ધર્મ અને દેશની સેવા બજાવે છે. એવી સ્ત્રીઓનીજ દરેક દેશ અને કોમને જરૂર છે. કવી ખરૂજ લખી ગયો છે કે.—

'જનુની જણજે ભક્તજન, કાં દાતા કાં શુર;  
નહિ તર રહેજે વાંઝણી, મત ગુમાવે નુર.'

ખરી વાત છે, કે આદમીની ઔલાદના વધારામાં પુરૂપ સર્વથી જાણવા જોગ ભાગ ભજવે છે, છતાં સ્ત્રીને ફાલે પડેલી સરજત સર્વથી વધારે જોખમભરી અને વધારે જાણવા જોગ છે. સ્ત્રીની આ સરજત કેવી છે, અને ઔલાદની વૃદ્ધિ માટે સંસારના તખ્તા ઉપર તે કેવો ભાગ ભજવે છે, તેની કાંઇક બીના અતરે રજુ થવી જોઇએ છે.

જેમ ફુલપાનમાં નર-માદાના સમાગમથી વસ્તીની વૃદ્ધિ થતી આપણ આગળ જોઇ ગયાં છીએ, જેમ જીવજંતુ અને જાનવરી દુનીયાની વૃદ્ધિ માટે નર-માદાંના મીલાપ વીશે આપણ વાંચી ગયાં છીએ, તેમ આદમીની વસ્તીની વૃદ્ધિ માટે જગતના દાતારે તેવીજ જાતની કાંઇક ગુપ્ત

યોજના યોજી છે. એ યોજના ગુપ્ત છે, સબબ તે અણદીઠ છે, અને તે અંણદીઠ હોવાને લીધેજ તેના ભેદને પોંહાચવુ મુસ્કીલ છે તો પણ વીદવાંનો એ બાબદના જ્ઞાનને જેટલા પોંહોચ્યા છે, તે સઘળું અતરે દરશાવી શકાય એમ નથી, છતાં તેના કાંઇક ભાવાર્થ દરશાવવાની હું તજવીજ કરૂ છું.

## સ્ત્રીનું ગુપ્ત શરીર. ( ચીત્ર સાથ. )

### FEMALE GENITAL ORGANS.

સ્ત્રીનુ ગુપ્ત શરીર તેણીના જનંન અવયવો છે આ જનંન અવયવો મોટે ભાગે સ્ત્રીના શરીરની અંદર, યાને પીડુમા આવેલાં હોવાને લીધે, તે અંણદીઠ રહે છે. શરીરની બાહેર રેહતાં જનંન અવયવોમાં 'યોની' અને તેની સાથની રચનાવાલા ભાગો, તથા સ્તંન વીગેરે અવયવો આવેલાં છે જે જે અવયવો ગર્ભ ધારણ કરવાની ક્રીયામાં મુખ્ય ભાગ ભજવે છે, તે સઘળાં બે વર્ગમાં વેચાયલાં છે. એક વર્ગમાં મુખ્ય અવયવો, અને બીજા વર્ગમાં મદદગાર અવયવો છે.

## સ્ત્રીના શરીરની અંદર આવેલી જનંન ઇન્દ્રીઓ.

| મુખ્ય જનંન ઇંદ્રીઓ. | મદદગાર જનંન ઇન્દ્રીયો. |
|---|---|
| ૧. Overy (ઓવરી) યાને સતાન-બીજ-સ્થાંન | ૧. Womb ( વુમ્બ ) યાને ગર્ભસ્થાંન |
| ૨. Ovum (ઓવંમ) યાને સતાન-બીજ. | ૨. Fllopian tubes ( ફેલોપીયન ત્યુબ્સ યાને ગર્ભસ્થાંનમાં ઓવંમનો આવવાનો માર્ગ |

આ ચાર જનંન ઇન્દ્રીઓ સ્ત્રીના પીડુમાં આવેલી હોવાથી, તે નજરે પડતી નથી તોપણ તબીબો, પોતાના ખાસ હથીઆર વડે એ ભીતરમાં આવેલાં અવયવો માંહેલા એક મુખ્ય અવયવ, ગર્ભસ્થાનની તપાસ, ફતેહમંદી સાથ કરી શકે છે. એ હથીઆર 'સ્પેકયુલમ 'ને નામે

જણાયલું છે. ભીતરમાં આવેલી સ્રીની મજકુર જનંન ઇન્દ્રીઓ, નીચલા ચીત્રની તપાસ કરતાં માલમ પડશે.

## સ્રીની ભીતર માંહેલી જનંન ઇન્દ્રીઓનો ચીતાર.



A, B, C, D } સ્રીના શરીરના ભીતરમા ગર્ભસ્થાંન અને બીજી ઇન્દ્રીઓ કેવી રીતે ગોઠવાયલી હોય છે, તે હાલત દેખાડે છે.

A પેર જેવા ઘાટવાલો ભાગ, તે ગર્ભસ્થાંન છે.
B. ગર્ભસ્થાંનનો વચલો ભાગ દેખાડે છે.
C. ગર્ભસ્થાંનનો મથાલેનો ભાગ
D. ગર્ભસ્થાંનના મુખ આગળનો ભાગ.
E. ગર્ભસ્થાંનના મુખનો પાછલો ભાગ.
F. જનંન માર્ગ

G. બ્રૉડ લીગમૅન્ટને નામે જણાયેલું સંધીબંધન, જે વડે આખું ગર્ભસ્થાંન પીડુની આસપાસ બંધાઈ ગયેલુ છે. [ આ ચીત્રની દાબી બાજુ ઉપરથી ' બ્રૉડ લીગમૅન્ટ એવી રીતે કાપી કાહાડેલું દેખાય છે, કે જેથી વાંચનારને ' ઓવરી ' અને ' ફૅલોપીયંન ત્યબ 'ની રચના નજરે પડે ]

H. દાબી તરફની ' ઓવરી ' યાને સંતાન બીજ-સ્થાંન.

I. I. દાબી અને જમણી બાજુએ આવેલી 'ફૅલોપીયન ત્યુબ.'
J. J. દાબી અને જમણી બાજુએ આવેલી 'ફૅલોપીયન ત્યુબના' છેડા.
K. ફૅલોપીયન ત્યુબનો, બારીક ગાળો, J આગળથી શરૂ થાય છે.
L L. સંધીબંધન, જે round ligament ને નામે જણાયલું છે.

## સ્ત્રીની બાહેરની જનંન ઇન્દ્રીઓનું વર્ણન.

સ્ત્રીની બાહેરની જનન ઇન્દ્રીઓને બારીકીથી વર્ણવાની અતરે જરૂર જણાતી નથી. સ્ત્રીની બાહેરની ઈન્દ્રી, સામાન્ય રીતે તબીબી ભાશામાં 'વલ્વા' (vulva)'ને નામે ઓળખાય છે એને ગુજરાતી ભાશામાં 'યોનિ' કહે છે બાહેરની જનન ઇન્દ્રીઓમાં 'કલીટોરીસ' (clitoris)ને નામે જણાયેલો ભાગ, અતિશય ચૈતન શક્તીવાલો હોય છે આ કલીટોરીસની ખાંસીયત અને લક્ષણ મોટે ભાગે 'પુરૂપલિંગને' મળતાં આવે છે. કલીટોરીસની આવી ખાસીયતને લીધે, તબીબો એને 'સ્ત્રીલિંગ' કહે છે એ પછી 'વૅજાઇના' (vagina)ને નામે જણાયેલો યોનીનો ભાગ, જનંન માર્ગ છે, કે જે રસ્તે બાળક જન્મ લે છે ઇંગ્રેજી વૈદક શાસ્ત્રમાં સ્ત્રીની બાહેરની જનન ઇન્દ્રીઓને ઘણી બારીકીથી વર્ણવી, જુદાં જુદા નામોથી ઓળખાવી છે, પણ અતરે તેટલી બારીકીમાં ઉતરી શકાતુ નથી, કેમકે ઇંગ્રેજી 'ટેકનીકલ' શબ્દોના ગુજરાતી અર્થ સમજ પડતી ભાશામાં કરતાં, કદાચ મરીયાદાની સીમા મને ઓલગી જવી પડે, જેમ કરવા હું જરા બી માગતો નથી.

તોપણ સ્ત્રીની જનંન ઇન્દ્રીઓનો ટુક ઇનતેખાબ અતરે આપવાની જરૂર છે, જો કે મારાં આગળાં પુસ્તક 'સ્ત્રી ભવસાગરમાં' તે વીશે લખાઇ ગયું છે. A. B C. અને D એ આખું ગર્ભસ્થાંન મજકુર ચીત્ર દેખાડે છે. પીડુની બરોબર વચોવચમાં તે આવેલું છે. આખા ગર્ભસ્થાંનનો ઘાટ પેરના આકારને મળતો આવે છે. ગર્ભસ્થાંન અંદરથી બીલકુલ પોકળ, અને મજબુત બનાવટનું છે. આખું ગર્ભસ્થાન એ ભાગમાં વહે-

ચાઈ ગયેલું છે. પેરના જેવો આખો ઘાટ ( જુઓ ચીત્રમાં A. B. અને C ) તે ગર્ભસ્થાનના અંગ તરીકે ઓળખાય છે તબીબો એને **body of the womb** કહે છે. ચીત્રમાં જે D વાલો સાંકડો ભાગ, તે ગર્ભ-સ્થાનની ગરદન, ( **neck** ) તરીકે ઓળખાયે છે તબીબો એને 'સર-વિક્સ' ( **cervix** ) કહે છે.

આવી રીતે, ગર્ભસ્થાનના અંગને તેની ગરદનથી જુદુ ગણવાની મતલબ, ગર્ભસ્થાનની અંદરના ભાગ માહેલાં અસ્તરની બનાવટમાં કાંઈક ફેરફાર હોવાની છે એક સંપુર્ણ ખીલેલાં ગર્ભસ્થાનની કુલ્લે લંબાઇ ૩ થી ૪ ઈંચ, અને પોહોળાઇ ૩ થી ૩½ ઈન્ચ જેટલી રહે છે. એટલુ નાંહનુ આ અવયવ હોવા છતાં, હમેલદાર અવસ્થામાં તેની સ્થીતીસ્થા-પક હાલત ( **elasticity** ) સર્વ સંજોગોને પોહોંચી શકે એવી હોય છે હમેલથી ફારેગ થતાજ ગર્ભસ્થાન પાછું સંકોચાઈ પોતાની અસલ હાલતમાં આવી જાય છે.

## વૅજાઇના, ગર્ભસ્થાનની ગરદન, અને મુખવાલો ભાગ.

( ચીત્ર સાથ. )

વૅજાઈના, યાને જનન માર્ગવાલી નળીને છેડે ગર્ભસ્થાનની ગરદન યાને 'સરવિક્સ' આવેલી છે. [ જુવો એજ ચીત્ર ] એ ગરદનનો ઘણો થોડો ભાગ, જનન માર્ગની નળીમાં, છેક ઉપરના છેડા આગળ નીકળી આવેલો દેખાય છે. એ ગરદનની વચોવચ ગર્ભસ્થાનનુ મુખ યાને મોહોડું આવેલુ છે, જે રસ્તે વીર્ય જતુ ગર્ભસ્થાનમાં પ્રવેશ કરે છે. વૅજાઇનાનો એક છેડો યોની આગળથી શરૂ થાય છે, અને તેનો બીજો છેડો ગર્ભસ્થાન સાથ જોડાઇ જાય છે, અને એવી રીતે જોડાઇ જતાં ગર્ભસ્થાનની ગરદન અને મુખવાલો ભાગ 'વૅજાઈનામા' કેવી રીતે નીકળી આવે છે, તે સામેના ચીત્ર ઉપરથી સમજ પડશે.

## ગર્ભસ્થાનની ગરદન અને મુખ.



## ફ્લોપીયન ટ્યુબ્સ

ચીત્ર સાથ.

આ બે બારીક નળી, ગર્ભસ્થાનના ઉપલા ભાગની બને બાજુથી નીકળી, બને બાજુની 'ઓવરી' યાને સતાન–બીજ–સ્થાનને કેવી રીતે મળે છે, તે આગળ આપેલાં ચીત્ર ઉપરથી માલમ પડે છે આ નળીઓનુ મુખ્ય કામ, સતાન–બીજ (યાને ઓવંમ)ને 'ઓવરી' માંથી ગર્ભસ્થાનમાં લાવવાનુ છે આ બને નળીઓ સુમારે ૪ થી ૫, ઈન્ચ લાંબી હોય છે, અને એનો ગાળો બાલ જેટલો બારીક રહે છે. એ ઉપરથી એ નળીને 'સતાન–બીજ–માર્ગ'ને નામે ઓળખાવી છે એ નળીમાંથી 'ઓવમ' ગર્ભસ્થાનમાં જઈ પડયા આગમજ એ નળીમાં, યા તો ગર્ભસ્થાનમાં જઈ પડયા પછી, ગર્ભસ્થાંનની અંદર તે વીર્ય જંતુ (યાને સ્પર્મેટોઝુઆ) સાથ સંબધમાં આવી, ભવીશના આદમીની હસ્તીનો

પાયો રચે છે. ત્યાં તે બરોબર દસ માસ ( Lunar months) યાને ૨૮૦ દાહાડા પુરા કરી, જગતમાં જન્મ લે છે,

**ઓવરી, યાને સંતાન બીજ સ્થાંન.** ચીત્ર સાથ.

કાંઇકિ લાંબા અને ચપટા બદાંમ જેવા ઘાટના બે અવયવો ફેલોપીયંન ટ્યુબને છેડે વળગેલાં હોય છે. એમા ઓવંમ યાને સંતાન બીજ બનતાં હોવાને લીધે, એને સંતાન બીજનુ સ્થાંન, એવું નામ આપ્યું છે. ( જુવો આગળાં ચીત્રમાં. )

સ્ત્રીની 'ઓવરીમાં' જેમ સંતાંન બીજ યાને ઓવંમ ઉતપંન થાય છે, તેમ પુરૂશની ગોળીમાં વીર્ય જંતુ યાને સ્પર્મેટોઝુઆ ઉતપંન થાય છે. આદમીની વૃદ્ધિ માટે આ બંને તત્વોનું સમેલન થવું જ જોઇએ છે. એટલા માટે વીદવાંનોએ પુરૂશોની ગોળી સાથ સ્ત્રીની 'ઓવરીની' સરખામણી કરી છે.

**સ્ત્રી-લિંગ. કલીટોરીસ.** CLITORIS.

સ્ત્રીની બાહારની જનંન ઇન્દ્રીઓમાં, આ ભાગ અતી નાજુક અને અતીશય ચૈતન શકતીથી ભરેલો રહે છે. આગળ લખ્યા પ્રમાણે એની રચના અને એની બનાવટ પુરૂશ લિંગને લગભગ મળતી આવે છે. એટલુંજ નહી, પણ એ ઇન્દ્રીની તમામ ખાસીયત પણ પુરૂશ લિંગના જેવીજ હોય છે. કામવીલાસ, પ્રસંગે જે હાલત પુરૂશ લિંગની થાય છે, તેવાંજ લક્ષણ સ્ત્રી લિંગમાં હોય છે.

**સ્ત્રીના સ્તંન.**

સ્ત્રીના બાહારના જનંન અવયવોમાં સ્તંનને એક બહુ અગત્યનું અવયવ ગણવામાં આવ્યું છે. આ બાબદ ઉપર સ્ત્રી ભવસાગરના ત્રીજા પત્રમાં મેં એટલું તો લંબાનથી લખ્યું છે, તેમજ સ્તંનને લાગુ પડતી બીમારીઓ વીશે, સ્ત્રી દરપણમાં પણ વીસ્તારી બ્યાંન કરેલું હોવાથી, તે સઘળું અતરે ફરી દરશાવી, આ પુસ્તકના સફા ભરવા હું માંગતો નથી.

આ પ્રસંગે મને એક બારીક સવાલ થઇ પડયો છે, કે પુરૂશના જનંન શરીર બંધન વીશે, મારે વીસ્તારી લખવું યા નહી. અગર જો હું આ બાબદ આ પ્રસંગે ઉપર ટપકેથીજ દર્શાવી ઉરાડી નાખું છું, તો જે નીસબત સંસારમાં સ્ત્રીજાતીને પુરૂશજાતી સાથ રેહ છે, અને તે નીસબતના ભેદને પોંહોચવા માટે જે જ્ઞાન સ્ત્રીજાતને મળવું જોઇએ, તે અતરે રજુ થઇ શકતું નથી. એટલા માટે આ બહુ અગત્યની બાબદનો ભાવાર્થ, ફક્ત ઉપર ટપકેથીજ અતરે દર્શાવી, લંબાંન વીગતો હવે પછી મારાં પ્રગટ થનાર પુસ્તક.

THE MYSTERIES OF MAN.

માટે અલાહેદી રાખું છું.

**પુરૂશના જનંન અવયવો.** ચીત્ર સાથ.

સ્ત્રીજાતમાં જનંન અવયવો જેમ બાહેર તેમજ ભીતરમાં આવેલાં છે, તેમ પુરૂશના જનંન અવયવો પણ બાહેર અને ભીતરમાં હોય છે. બાહેર આવેલાં અવયવોમાં ગોળી, અને પુરૂશલિંગ હોય છે. ભીતરમાં આવેલાં અવયવો મા ' પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ (Prostate glands) સૅમીન્લ વૅસીકલ ( Seminal Vesical ), વાસ ડૅફરન્સ ( Vas deferens), અને એ વીગેરે બીજાં પણ છે, પરંતુ આ મુખ્ય ગણાય છે. આ સઘળાંના ગુણ-લક્ષણ ટુકમાં વર્ણવી આગળ ચાલશું.

**પુરૂશના બાહેરના અવયવોની ઉડતી તપાસ.**

**ગોળી.** SCROTUM.

પુરૂશના બાહેરના અવયવોમાં ગોળીને નામે જણાયલાં બે અવયવો, ચાંમડીની એક કોથળીમાં વિટલાયલાં છે. આ કોથળીને તબીબો 'સ્ક્રોટમ' ( Scrotum ) કહે છે. એ ' સ્ક્રોટમની ' ચાંમડી ઘણીજ નાજુક અને ઘણીજ પતલી હોય છે. એ ચાંમડી પતલી અને નાજુક હોવાથી તેની ચૈતન શકતી શરીરની ચાંમડી કરતાં વધારે તેજ હોય છે. આ સ્ક્રોટમની ચાંમડી અનેક દરદોને પાત્ર હોય છે.

## ગોળીની ઉતપંતી. તેની અજાયબીઓ. TESTIS.

સ્ક્રોટમમાં બે ગોળી હોય છે. એનો ઘાટ કાંઇક ઇંડાં રેકા હોય છે. બચ્ચું જ્યારે માતાના પેટમાં હોય છે, ત્યારે પાંચથી આઠ માસની મુદત વચ્ચે, મરદ–બાળકની ગોળીઓ પેટમાંથી હેઠળ ઉતરી ' સ્ક્રોટમમાં ' દાખલ થાય છે, એવું અવલોકન વીદવાંન તબીબોએ કીધુ છે. એ મુદતની આગમજ એ બંને ગોળીઓ બાળકના પીડુમાં પુખ્ત બને છે; પણ એવા બી અનેક દાખલા તબીબી દફતરે નોધાયલા છે, કે જેમાં સારવાર માટે આવેલા દરદીઓમાં કોઇને ફક્ત એકજ ગોળી સ્ક્રોટમમાં ઉતરેલી માલમ પડી હતી, અને કોઇનિ બંને ગોળી સ્ક્રોટમમાં ઉતરેલી હતીજ નહી. અમુક દાખલામાં તો એક ગોળી સ્ક્રોટમમાં, અને બીજી ગોળી પીડુની હેઠળ આવી અટકી પડેલી હતી, અને તપાસ કરતાં તે ગોળી પુરેપુરી પુખ્ત થયેલી માલમ પડી હતી. આવી હાલત છતાં, તબીબો જાહેર કરે છે, કે એવા મરદો પરણવાને બીલકુલ લાયક હોય છે, સીવાય તેમની ગોળી સરજ્યંનોએ કાપીને કાહાડી નાખી હોય.

## મરદને ખસી કરવાનો પ્રયોગ. CASTRATION.

મરદની મરદી અને શુરવીરપણું મોટે ભાગે, આ ગોળીની સંપુરણ આરોગ્યતા ઉપર આધાર રાખે છે. જીવન પ્રવાહીને ઉતપંન કરનાર આ ગોળીઓ ઘણીક વખત અનેક દરદોનો ભોગ થઈ પડે છે. અમુક સંજોગ વચ્ચે એ અવયવોને તબીબો જડમુળથી કાપી કાહાડે છે. એ ઓપરેશનને ' કાસ્ટ્રેશંન ' કહે છે.

## ઇટલીમાં દર સાલ ચાર હજાર છોકરાઓને ખસી કરવાનો રીવાજ.

*આઢારમી સદીમાં ઇટલી શહેરમાં, રોમન કેથોલીક દેવલોમાં માસને નામે થતી ધારમીક ક્રીયામાં ગવાતાં સંગીત ગાવા માટે, દર વરશે ચાર

* Popular Medical Science. Foote M. D.

હજાર જવાંન છોકરાઓને ખસી કરવામાં આવતા હતા ! કારણ ? કારણ એજ, કે જો આ ઓપરેશંન છોકરવાંન ઉમરવાલા જવાંનો ઉપર કરવામાં આવે છે, તો તેવા છોકરાઓનો અવાજ અને કંઠ ઉમરના વધવા છતાં, કઠોર અને જોરાવર થઇ બદલાઇ જતો નથી, પણ બીલકુલ કોમળ અને નાજુક રહે છે. એટલુજ નહી, પણ એવા છોકરાઓ, ઉમરના વધવા છતાં મરદાંની વેશમાં આવવાને બદલે, સ્ત્રીઓ જેવા નાજુક અને દાહાડી તથા મુછ વગરના રહી જાય છે.

## સ્ત્રી અને પુરૂશલિંગની ફરજમાં તફાવત.

પુરૂશના બાહેરના બીજા અવયવોમાં પુરૂશનું લિગ, એ મુખ્ય અવયવ છે. તેની રચના અને તેના ગુણદોશ બાબે અતરે લખવું પ્રસંગોપાત નથી. પરતુ કેહવાની જરૂર છે, કે સ્ત્રીના અવયવથી તે એક બાબદમાં જુદુ પડે છે. અને તે એ, કે સ્ત્રીજાતમાં પીસાબની નળી ફક્ત 'મુત્રમાર્ગ' તરીકે એકજ ફરજ બજાવે છે, ત્યારે પુરૂશમાં પીસાબની નળી ( યુરીથ્રા ) મુત્રમાર્ગ' તરીકે તેમજ 'ધાતુમાર્ગ' તરીકે, બે ફરજ બજાવે છે, અને બેવડી ગરજ સારે છે.

## સીમૅન યાને ધાત. તે કેવી રીતે ઉત્પંન થાય છે, અને તે કયાં જમાવ થાય છે, તે વીશે.

ગોળીમાં જીવનપ્રવાહી યાને ધાતુ બને છે. એ પ્રવાહીને ઇંગ્રેજીમાં 'સીમૅન (Semen) કહે છે. દરેક ગોળીમાંથી એક એક નળી નીકળે છે. તબીબો એને 'વાસ ડૅફરન્સ' (Vas deferens) ને નામે ઓળખે છે. આ 'વાસ ડૅફરંન્સ' નો બીજો છેડો 'સૅમીન્લ વૅસીકલ '(Seminal Vesicle) ને નામે જણાયેલી, ધાતુનો સંગ્રહ કરનારી કોથળીને જઇ મળે છે. ગોળીમાં 'સીમૅન' જેવી એકઠી થાય છે, તેવીજ તે 'વાસ ડૅફરંન્સ' યાને ગોળીમાંથી ધાતુને લઇ જનારી નળી મારફતે 'સૅમીન્લ વૅસીકલ' ( યાને સીમૅનનો સંગ્રહ કરનારી કોથળી) માંજઈ, ત્યાં તે એકઠી થાય છે.

## સૅમીનલ વૅસીકલ યાને ધાતની કોથળી. મરદની ભીતરની એક જનંન ઇંન્દ્રી. ચીત્ર સાથ.

' સૅમીનલ વૅસીકલ,' બેથી અઢી ઇન્ચ લાંબી અને અરધો ઇન્ચ પોહોળી,એવી બે જુદી જુદી કોથળીઓ છે. એ બંને કોથળીઓ પીસાબના ફુક્કાની બંને બાજુએ ( સફરાની આગળ ) આવેલી છે. આ કોથળીમાં ' સીમૅન ' યાને ધાતુનો જમાવ હમેશાં થતો રહે છે. કહેવાની જરૂર છે, કે આ બંને કોથળીઓ, ઘણીક વાર કાતીલ દરદોનો ભોગ થઈ પડે છે, અને બાજે વખત તેથી પુરૂશ મરદાઇમાં હોવા છતાં, અને લગનના હક ભોગવતો હોવા છતાં, તે ફરજંદથી બેનસીબ રહે છે.

## પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ. PROSTATE GLANDS. ચીત્ર સાથ.

ભીતરમાં આવેલાં પુરૂશના જનંન અવયવોમાં, સરવેથી વધારે અને જાણવા જોગ અવયવ, તે ' પ્રોસ્ટેટ ગ્લૅન્ડ ' છે. આ અવયવ ' સૅમીનલ વૅસીકલ 'ની પડોસમા આવેલું છે, અને તેના છીદ્રો મુત્ર માર્ગ, યાને પીસાબની નળીમાં નીકળેલાં હોય છે. પ્રોસ્ટેટ ગ્લૅન્ડમાંથી, અમુક ખાસીયતનો રસ, યાને ' સીક્રિશંન ' ( secretion ) ઝરતો રહે છે. આ રસ જ્યારે પુરૂશના બદનમાંથી ધાત નીકળે છે,ત્યારે તે મોટાં પ્રમાણમાં ધાતુ સાથ મળી જઇ બાહાર પડે છે. આ પ્રોસ્ટેટ ગ્લૅન્ડ પણ અનેક દરદને પાત્ર હોય છે, અને ઘડપણમાં એની બીમારી ઘણીક વાર જીવ લેણ થઈ પડે છે. પુરૂશ જાતના આ અને બીજાં અગણીત જનંન ઇન્દ્રીના દરદો વીશે, મારૂં પુરૂશ શાસ્ત્ર નામનું પુસ્તક વાંચવાથી ખુલાસો મળી શકશે. સાંમે આપેલાં ચીત્રની ખુલાસા સમજણ નીચે દરશાવી છે.

## પુરૂશના ભીતરમાં આવેલાં જનંન અવયવોના ચીતાર, અને તેની સમજણ.

**૧, યુરીટર, યાને જે નળી મારફતે પીસાબ, ' કીડની ' યાને ગુરદામાંથી નીકળી, ' બ્લેડર ' યાને ફુકકાંમાં જઇ એકઠી થાય છે. બે ગુરદામાંથી નીકળે-**

## પુરૂષના ભીત્તર માંહેલી જનંન ઇન્દ્રીઓ.




ચીત્રની થોડીક સમજણ.—1, ગુરદામાથી ઉતપન થતી પીસાબને ફુકકામા લેઈ જનારી—યુરીટર્સ—ને નામે જણાયલી નળીઓ. 2, વાસ ડૅફરૅન્સ 3, સૅમીનલ વૅસીકલ. 4, પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ વધુ સમજણ માટે જુવો પાનુ ૯૦ મુ, અને પુરૂશોને લગતું કરતાનુ પુસ્તક

લી બે નળીઓ સામસામી દેખાય છે. ૨, ' વાસ ડૅફરંન્સ ' યાને ધાતુને ગોળીમાંથી ' સૅમીનલ વૅસીકલ 'માં લઈ જનારી નળી. 3, સૅમીનલ વૅસીક્લ'-યાને ધાતુનો સંગ્રહ કરનારી કોથળીઓ, પીસાબના ફુક્કાની બાહારની બાજુ એ સામસામી આવેલી જણાય છે 4, પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ. 5‡ કુપર્સ ગ્લૅ-ન્ડસ 6 મુત્ર માર્ગ, યાને પીસાબની નળી.

લા. દુવાગીર.

* * *

D. H. P.



---

‡5 તેમજ 6 તેમજ 1, ૨, 3, 4, ચીત્રવાલી બાબદો, પુરૂશશાસ્ત્ર નામના મારા પુસ્તકમાં લંબાનથી દરશાવવામા આવેલી છે. અતરે એ બાબદની ફકત નોધલેવા માટે એટલી હકીકત દાખલ કરી છે. કરતા.

# પત્ર ૧૧ મું.

## *ધાતુ યાને 'સીમૅન'

## SEMEN.



આનવંત મીત્ર—

પુરૂશની ધાતુને તબીબો 'સીમૅન' કહે છે પુરૂશની ધાતુ કરામતી ભેદો જાણવા જોગ છે. સ્ત્રીને ગર્ભ ધારણ કરવા માટે પુરૂશનું વીર્ય, અને સ્ત્રીનુ સંતાંન બીજ બંનેનો સમાગમ, આગળ લખ્યા પ્રમાણે થવો અવશ્ય જરૂરનો છે. પણ શું આ બીના એક મોજેજા જેવી નથી, કે આ બે તત્વોના સમાગમથી, ભવીશનું આદમી પોતાનો પ્રાથમિક આકાર, માતાના પેટમાં ધારણ કરે છે? વીચાર કરો, જરા ખ્યાલ કરો કે જગતમાં આદમીજાતની વસ્તીના વધારા માટે તે કીરતારે કેવી મોજેજાભરી યોજના રચી છે, કે પીતા પોતાની તોખમનું ખુંન પોતાના બદનમાં લેઈ ફરે છે, અને માતા પોતાના બાળકને જન્મ આપનારૂં તત્વ (ઓવમ), પોતાના પીડુના એક અંધકાર ખુણામાં (ઓવરીમા) સેવે છે! એ બંને તત્વોની બનાવટ, અને એ બંનેની રચના કેવી છે, અને બંને તત્વો કેવી રીતે એક બીજાના સમાગમમાં આવે છે, તે જાણુવાની કે સમજવાની સેહજબી તજવીજ કોઇએ કદી બી કરી છે?

---

*પુરૂશાર્થ માટે લખાયલાં પત્રમાંથી ખેંચી કાહાડેલા થોડાક ટુકડા, આ પત્રમાં પ્રસંગાનુસાર હોવાથી રજુ કીધા છે. કરતા.

## સ્પર્મેટોઝુઆ. SPERMATOZOA.

## પુરૂશની ધાત માહેલાં જતુંની ઉડતી તપાસ. ચીત્ર સાથ.

પુરૂશના બદનમાંથી નીકળતો જીવનપ્રવાહી જેને ઈંગ્રેજીમાં 'સીમૅન' કહે છે, તે 'ટૅસ્ટીસ'ને નામે જણાયલાં બે ગોળ અવયવોમાં બને છે. આ સીમૅનમાં ભવીશના આદમીને જન્મ આપનાર જતુઓ વસે છે. આ જંતુઓ જો સીમૅનમાં હોય નહી, તો સ્ત્રી કદી બી ગર્ભ ધારણ કરી શકે નહી. તેમજ બીજા હાથ ઉપર, 'ઓવંમ' જો સ્ત્રીના બદનમાં સેવાઇને તૈયાર બનેલાં હોય નહી, તો સીમૅનમાં જતુઓ હોવા છતાં, સ્ત્રી વાઝણી રહે છે.

એટલાં માટે પ્રથમમાં સીમૅન, અને તેમાં વસ્તાં જંતુઓ વીશે કાંઇક જાણવું જરૂરનુ છે. ઓલાદની આબાદી માટે, જેમ બાપ તેમજ માતા બને એક સરખાં જવાબદાર હોય છે. પણ જ્યારે કુટુંબમાં ઓલાદની આબાદી અટકી પડે છે, યાને બીજા બોલોમાં કહીએ તો તો એક પરણેલી સ્ત્રી વાંઝણી રહે છે, ત્યારે મોટે ભાગે સ્ત્રીનેજ કપાલે વાંઝીયાપણાનો કલંક લાગે છે. કમનસીબે મોટે ભાગે સંસારમાં વાઝીયાપણુ સ્ત્રીનીજ ખાંમીભરી હાલતને આભારી રહે છે, છતાં મરદો પણ ઘણીક વાર એ માટે જવાબદાર ઠરે છે. મરદોની એવી જવાબદારી અનેક વિચીત્ર પ્રકારની રહે છે, તેમાં મુખ્ય આધાર સીમૅનની તંદરોસ્ત હાલત ઉપર હોય છે. એટલાં માટે આ બહુ અગત્યના તત્વની કાંઇક ઉડતી તપાસ વૈદક જ્ઞાનની નજરે લેવી જરૂરની છે.

## સીમૅન યાને ધાતુથી હસ્તીની હકીકત.

પુરૂશના બદનમાંથી નીકળતો આ પ્રવાહી, કાંઇક ચીકાસદાર અને તારવાલો હોય છે. રંગે તે 'ઓપાલ' જેવો સફેદ હોય છે. એની ખાસીયત સેહજ 'આલ્કેલાઇન' (ખારાસ) હોય છે. એની બનાવટમાં મુખ્ય ભાગે પાણી, સોડા, અને કેટલીક જાતના ખનીજ પદાર્થો સમાયલા છે, કે જે આદમીના શરીરની રચનામાં ભાગ લેતા કહેવાય છે.

## સીમૅન યાને ધાતુની અજાએબ શક્તી.

અનુભવી અવલોકન કરનારાઓના મત પ્રમાણે, સીમૅનના સદ્-ઉપયોગથી તેમજ ગેર-ઉપયોગથી થતા લાભ અને ગેરલાભ જાણવા જોગ છે. કુટેવ, હવસપરસ્તી, નિંદ્રાવસ્થામાં થતી સીમૅનની ખરાબી, વીગેરે ટેવ અને ઇલ્લતથી શરીર ઉપર જે જે ખરાબ આસરો થાય છે, તેમાં મુખ્ય કરી બીહીકણપણુ, ડામાડોલપણું, મનની અસ્થીર હાલત, કમતાકત, શરીરના મસ્લ્સ ઢીલાં પડી જવાં, હાડકાંના સાંધા નબળા પડી જવા, અને જો પુરૂશ ઘણી જવાંન ઉમરે મજકુર ટેવ અને ઇલ્લતને વશ થઇ પડયો હોય છે, તો તેવો

## પુરૂશ બરમુછીયો, અને દહાડી વગરનો

થઇ પડે છે. એટલુંજ નહી, પણ તેનો અવાજ પણ કઠોર અને ફાતેલાં ઢોલ જેવો થઇ જાય છે. સીમૅન જેવી વસ્તુ જે જીવન પ્રવાહી કેહવાય છે, તેને જીંદગી અને જીવન સાથ કેટલો ઘાડો સંબંધ છે, તે આ ઉપરથી માલમ પડે છે.

આ પ્રવાહીની અંદર ચોકસ જાતના જીવતાં જંતુઓ અસંખ્ય પ્રમાણમાં વસે છે. પણ તે કેવાં હોય છે ? તે ખુલ્લી નજરે દેખાય એવાં મોટાં હોતાં નથી. સુક્ષમદર્શક યંત્રની મદદ લીધાથી, આ જીવતાં જંતુઓને આપણ આપણી નજર સાંમે સીમૅનમાં ઘણીજ ચપલાઇથી, પોતાની લાંબી બાલ જેવી બારીક પુછડી હીલવતાં, અને ફરતાં-હરતાં જોઇ શકીએ છીએ.

## સ્પર્મૅટોઝુઆ. તે કેવાં હોય છે ? તેના ચીત્રો.

હવે આ જીવન જંતુઓના ગુણ લક્ષણની હકીકત ઉપર આપણ આવી પુગ્યે છીએ. આ જંતુઓને વૈદક ભાશામાં સ્પર્મૅટોઝુઆ' (Spermatozoa ) કેહછે. આકારમાં એ જંતુ જેટલું નજીવું તેટલુંજ

પુરૂષની ધાતુની અંદર વસ્તાં જંતુ સ્પર્મેટોઝુઆ.




સુક્ષ્મદર્શક યંત્રમાંથી નજરે પડતો બંને બાજુ દેખાવ.

વિચીત્ર છે. સુક્ષ્મદર્શક યંત્રના કાચ વડે જોતાં, એનો આકાર આ સાથ આપેલાં ચીત્ર જેવો દેખાય છે એને એક છેડે માથું અને બીજે છેડે પુછડી આવેલી છે. ના, એટલુંજ નહી, પણ એના માથા અને પુછડી-વાલા છેડાની વચે આવેલો ભાગ, એના શરીરના જુદા જુદા ભાગો દેખાડી આપે છે. આ જતુઓ એટલાં તો નાજુક હોય છે. કે તેમને સ્પર્શ થતાંજ તેઓ તત્કાલ મરણ પાંમે છે. એની લંબાઇ એક ઇંચિના, $\frac{1}{500}$ થી $\frac{1}{625}$ મા ભાગ જેટલી નાંહની હોય છે. એ સઘળી બારીકીમાં ઉતરવા માટે આ પુસ્તકમાં જગ્યા નથી, પણ એટલુ તો નક્કી સાબેત થયુ છે, કે ભવીશના આદમીનો પીતા આ વિચીત્ર જીવન જતુ છે

## સ્પર્મેટોઝુઆ સ્ત્રીને કેવી રીતે ગર્ભીત કરે છે.

*સીમૅનના એક ટીપાંમાં આ સ્પર્મેટોઝુઆ હજારોની સખ્યામાં હોય છે. વીદવાંનોના આવલોકનનુ પરીણામ તબીબી દફતરે એવું નોધાયુ છે, કે પુરૂશની ધાતુમાં, ફક્ત એકજ સગ–પ્રસંગે જયારે કરોડો સ્પર્મે-ટોઝુઆ ગર્ભસ્થાંનમાં પ્રવેશ કરે છે, ત્યારે સ્ત્રીની ' ઓવરી ' માથી ફક્ત એકજ સેવાઇને તૈયાર થયેલું ' ઓવમ ' ( સંતાંન બીજ ) બાહાર પડે છે. આ એક ઓવમને પકડી લઇ ગર્ભીત કરવા માટે અસંખ્ય સ્પર્મે-ટોઝુઆ દોડાદોડીમાં પડે છે. એ દોડાદોડીમાં જેનાથી સમાગમમા તે ઓવંમ આવે છે. તેમાં તે મળી જાય છે. અને હિંયાથી જનંન પ્રયોગની ક્રીયા આગળ વધે છે

પણ દૈવ સંજોગે અગર જો સ્ત્રીની ઓવરીમાં બે યા ત્રણ ઓવમ સેવાઇને તૈયાર બનેલાં હોય છે, અને જો હમબીસ્તરી દરમ્યાંન તે બંને યા ત્રણે ઓવંમ, ઓવરીમાંથી બાહાર પડેલાં હોય છે, અને જો તે માંહેલુ દરેક ઓવમ, જુદાં જુદાં સ્પર્મેટોઝુઆ સાથ સમાગમમાં આવે છે, તો તેવા સંજોગ વચે સ્ત્રી બે યા ત્રણ બાળકોનો એકકી વખતે જન્મ આપે છે.

* The Sexual Instinct, By James Foster Scott. M. D.

## મરદના શરીરમાં સ્પર્મેટોઝુઆ કેવી રીતે પેદા થાય છે.

આ અજાયબ જંતુ માટે સવાલ ઉઠે છે, કે આદમીના શરીરમાં તે કેમ અને કેવી રીતે પેદા થવા પાંમે છે. બેશક આ સવાલ જાણવા જોગ છે, પણ આ સવાલનો ખુલાસો આ નાંહનાં પુસ્તકમાં વીગતવાર થઇ શકે એટલી જગ્યા નથી. સ્પર્મેટોઝુઆની પેદાયશ આદમીના શરીરમાં કેમ થાય છે, અને ઇનસાનની હસ્તીનું આ મુળ, શરીરમાં કેવી ભેદભરી રીતે જન્મ લેય છે, એ સઘળું વીદવાંનાએ કેવી રીતે સમજાવી સાબેત કીધું છે, તેનો વીગતવાર ચીત્રયુક્ત હેવાલ મરદોના ગુપ્ત દરદોવાલાં મારા પુસ્તકમાં દરશાવવા ધારયું છે.

## મરદની સીમૅન ઓલાદની વૃધ્ધીને લાયક ક્યારે હોય છે, અને ક્યારે હોતી નથી.

*આ જીવન પ્રવાહી યાને સીમૅન, મરદના શરીરમાં ૨૦ થી ૨૫, વરશની ઉમરે ઉતપંન થવા માંડે છે, કે જે વખત જવાંનીનો બહાર, ખીલવાની તૈયારીમાં હોય છે. પણ આ બીના ધ્યાંનમાં રાખવા જોગ છે, અને વીદવાંન તબીબોનું એવું મત છે, કે મરદના શરીરમાં, વીસ અને પચીસ વરશની ઉમરે ઉતપંન થયેલી ' સીમૅન ' માહેલાં સ્પર્મેટોઝુઆ, કદીબી ઓલાદની વૃદ્ધીને લાયક હોતાં નથી. એક મરદ પચીસથી ત્રીસ વરશની જવાંનીમાં પોતાની ઓલાદને હસ્તીમાં લાવવાને લાયક ગણાય, એ બનવા જોગ છે, પણ વીસથી પચીસ વરશના જવાન મરદને માટે, લગનના હક ભોગવવાની મુદત ઘણીજ કાચી, અને ભવીશની ઓલાદને નુકસાંન કરનારી ગણાવી જોઇએ છે.

## જવાંનીમાં સ્પર્મેટોઝુઆની હાલત.

જવાંનીનો બહાર મરદમાં શરૂ થયા પછીજ, સ્પર્મેટોઝુઆ શરીરમાં ઉતપંન થવા માંડે છે, અને, તે ઘડપણ સુધી પેદા થતા રહે છે. જેમ

---

* Plain Facts, Kellogg.

જવાનીના બહારની આગમજ, શરીરમાં એ જતુનું જોર નબળું, યાને નકામાં જેવું હોય છે, તેજ રીતે.

## ઘડપણમાં સ્પર્મેટોઝુઆની હાલત

પણ તેવીજ નીરબળ, અને તેથી ઓલાદની વૃદ્ધીને માટે બીલકુલ નકામી જેવી હોય છે. ઘડપણની તરફ ઘસડાતા મરદોના શરીરમા આ જંતુ બીલકુલ નકામા હોવાને લીધે, ઓલાદની વૃદ્ધી બધ પડવાનો મોટો સંભવ રહે છે. એવા સજોગો વચે જ્યારે સ્પર્મેટોઝુઆ શરીરમાંજ રહે છે, અને તેમને બાહાર નીકળવાનો લાગ કે પ્રસગ જ્યારે મળતો નથી, ત્યારે તેઓ શરીરમાં સોપાઈ ( absorbed ) જતા ધારવામાં આવે છે. પણ અપવાદનો કાયદો કુદરતમાં જેમ દરેક બાબદને લાગુ પડે છે, તેમ ઘણીક વાર ૬૦ થી ૬૫. વરશની ઉમરે પુગેલા પુરૂશો બબ્બે અને ત્રણ ત્રણ બાળકોના બાપ થયલા જેમ જણાયલા છે, તેમ વૃદ્ધ ઉમરની સ્ત્રીઓ પણ ઘડપણમાં બાળકોને જન્મ આપતી માલમ પડી છે. એવા બનાવો અપવાદના વર્ગમાંજ મુકાવા જોઇએ છે.

## સ્પર્મેટોઝુઆની ચળવળનો ચીતાર. ( ચીત્ર સાથ. )

સીમૅનના એક ટીપામાં આ અજાયબ જેવાં જંતુઓ તરતાં હોય, એમ સુક્ષમદર્શક યંત્રમાં ત આપણી નજરે પડે છે. એટલી નાહની જગ્યામાંથી તેઓની હીલચાલ અને ચપલાઈ જોઈ અવલોકન કરનારાઓ કહે છે, કે આ જંતુઓ ' ઓવંમની ' શોધમાં ફરતા હોય, અને તેના મીલાપ માટે તેઓ વલખાં મારતા હોય, એમ દેખાય છે. આ જંતુઓની ચપલાઇ ભરી હીલચાલ અને તેમની ફરવાની ગતી, તેમની પુછડીને આભારી હોય છે. આવી તેમની હીલચાલને લીધેજ, હમ બીસ્તરી પછી, જનંન માર્ગમાંથી તેઓ ગર્ભસ્થાંનમાં આગળ વધી શકે છે, અને ગર્ભસ્થાંનમાં ' ઓવંમની ' શોધ કરતાં તેઓ ફૅલોપીયંન ત્યબ'ના બારીક ગાળામાં પ્રવેક્ષ કરી, ત્યાં ઓવમ સાથ મીલાપ કરે છે. સીમૅનની અંદર સ્પર્મેટોઝુઆની આ ચળવળ અને હીલચાલ સુક્ષમદર્શક યંત્રમાંથી કેવી

દેખાય છે, તેનુ ચીત્ર આ સાથ આપેલુ તપાસ્યાથી, એ જંતુની જીંદગીનો ખ્યાલ આવે છે.

આ ચીત્ર સુક્ષ્મદર્શકમાં નજરે પડતો દેખાવ છે જે ગોળ દાનાદાર છુટાં રજકણો ચીત્રમાં દેખાય છે, તે સીમૅનના રજકણો ( cells ) છે. અને તેની ચોતરફ પુછડીવાલાં જતુઓ, તે સ્પર્મેટોઝુઆ છે

## ઘરડા પુરૂશો મરદઇમાં રહેવાના કારણ.

આ સવાલનો જવાબ, ઘણીકવાર સ્ત્રીને કપાલે વાંઝીયાપણા માટે લાગતું કલંક દુર કરાવે છે ઘણીકવાર સ્ત્રી પોતાની પુર તંદોરસ્તીમાં હોવા છતાં, અને લગ્નના હક ભોગવતી હોવા છતાં, તે વાંઝણી રહે છે ગરીબ બીચારી ! પોતાના વાંઝીયાપણા માટે તેણીનો પોતાનોજ કસુર હોવો જોઇએ, એમ માની લેવા. તે તૈયાર થાય છે. પણ સ્ત્રી શાસ્ત્રના જ્ઞાંનનો તેણીએ અભ્યાસ કરેલો ન હોવાને લીધે, કદીબી તે પોતાના પતીની ખરી હાલત કેવી હોય છે, તેનો તેણીને સેહજબી ખ્યાલ આવતો નથી *કેમકે આ બાના તેઓ જાણતી નથી, કે ઘરડા પુરૂશો સાથ લગ્નના ગાંઠથી જોડાયલી સ્ત્રીઓના ધણીઓના શરીરમાં ઉતપન થતા સ્પર્મેટોઝુઆ, કદમાં ઘણા નાંહના હોય છે, તેમજ તેમના માથાં પણ ઘણાજ પતલાં અને નાંહનાં હોવા સાથ તેમની પુછડીવાલો ભાગ પણ ઘણોજ ટુંકો હોય છે. આ સઘળા સબબોને લીધે એ જંતુઓની મુળ શક્તી, તેમજ તેમની ચળવળ અને હીલચાલ મોટે ભાગે ઘટી ગયલાં હોય છે, અને એ સબબોને લીધે તેઓ સ્ત્રીને ફળદ્રુપ બનાવવાની પોતાની શક્તી મોટે ભાગે ખોઈ દે છે. પરીણામમાં એવું એક કજોડું લગ્નના હક ભોગવતું હોવા છતાં વાંઝીયું રહે છે, અને આ બનાવના ખરા ભેદથી લોક અંજાણ હોવાને લીધે, વાંઝીયાપણાનું આળ સ્ત્રીને કપાલે ચોંટે છે, જો કે ખરો દોશીત તો મરદ પોતે હાય છે.

* **Sexual Disorders, By Taylor.** M. D.

## સ્પર્મેટોઝુઆ તે કેવાં હોયછે?



લંબાઈમાં આ જંતુ એટલાં તો નાહનાં હોયછે, કે સુક્ષ્મદર્શક યંત્રની મદદ
વીના આપણી નજરે તે કદીપણ દેખાતાં નથી

## નબળાં, તેમજ 'એનીમીક' મરદો વાંઝીયા રહેવાના કારણ.

એજ રીતે નબળાઇની બીમારીથી રીબાતા જવાન પુરૂશો, તેમજ લોહી વગરના યાને એનીમીયાની બીમારીવાલા જવાંન પુરૂશોની 'સીમૅન' ની હાલત પણ ઘરડા પુરૂશોના જેવીજ બની જાય છે, અને તેઓ રાહ તવાતના હક જો કે ભોગવતા રહે છે છતાં પોતાના બદન માંહેલા સ્પર્મેટોઝુઆ દુરબળ હોવાને લીધે પોતાની ઓલાદની વૃદ્ધીથી તેઓ બેનસીબ રહે છે, અને તેવાઓની પરજુત્તરો વાંઝીયાપણાને લીધે નાહક બદનામ થતી જાય છે.

## સ્પર્મેટોઝુઆની શકતી વધારવા તેમજ ઘટાડવાની રીત.

બીજા હાથ ઉપર જોબનમા આવેલા જવાંન મરદો, અને મજબુત બાંધાના તંદરોસ્ત પુરૂશોના બદનમાં પેદા થતા સ્પર્મેટોઝુઆનુ કદ ઘણુજ મોટુ હોય છે, અને તેમની ચલવલ અને હીલચાલની ગતી પણ તેવીજ અસાધારણ ચપળ માલમ પડી છે. એવુ રસાયણીક અવલોકન થયુ છે, કે આ સ્પર્મેટોઝુઆ પાણીમાં બીલકુલ હીલચાલ કરી શકતા નથી. પાણીમાં તેમની તમામ ચલવલ અને ગતી મદ થઇ જાય છે. પણ ખારાસવાલાં પાણીમાં (alkaline solutionમા,) તેમજ મીઠાસ અને એવા ચોકસ પ્રકારનો અશ ધરાવતાં પાણીમાં, આ જીવન બક્ષનાર જંતુઓની ચલવલ અને ગતી ઘણીજ જોરથી ખીલી નીકળેલી જણાઇ છે.

આ ઉપાયથી જેમ સ્પર્મેટોઝુઆની ગતી ખીલી નીકળે છે, તેમ વળી બીજા હાથ ઉપર એવાંબી રસાયણીક સાધન માલમ પડ્યાં છે, કે જેથી સ્પર્મેટોઝુઆનો તતકાળ નાશ પણ થાય છે. એવાં સાધનોમાં મુખ્ય કરી ઠંડક, કેટલીક જાતની ઍસીડ, અમુક જાતની ધાતુના ખાર, અને એવી જ બીજી કેટલીક વસ્તુઓ છે, જે આ જતુનો પ્રાણઘાત કરે છે. આ એક તબીબી બાબદ છે, અને વાંઝીયાપણુ દુર કરવા માટે, તેમજ વસ્તીની આબાદી ઘટાડવા માટે, અનેક રીતે એ ઉપ્યોગી થઈ પડે છે.

## વૃધ ઉંમરના પુરૂષોની જનંન શકતી.

પુરૂષોની જનન શકતીને અપવાદનો કાયદો લાગુ પાડીશુ. તો થોડાક નોધ લેવા જોગ દાખલા વીદ્વાન તબીબ ટેલરના દફતરમાથી મળે છે

## ૭૦ થી ૮૦ અને ૯૦ વરશના ઘરડા મરદોની મરદાઇ વીશે.

સતા વાર રીતે એવી નોધ લેવાઈ છે. કે કેટલાક ઘરડા મરદોના સીમૅનની અંદર સ્પર્મેટાઝુઆ તંદરૂસ્ત હાલતમા માલમ પડયા હતા તેમજ એથીબી વધારે મોટી ઉમરના, લગભગ નેવુ વરશથી વધારે ઉમરવાલા પુરૂષો બચ્ચાંના બાપ તરીકે નોધાયલા છે પણ એ સઘળા અપવાદના વર્ગમાંજ મુકાયા છે વીદ્વાંન ટેલરના મત પ્રમાણે જયાં સુધી મરદની જનંન શકતીને. સ્પર્મેટાઝુઆ સાથ લાગે વળગે છે ત્યાં સુધી, ૬૦ થી ૭૦ અને ૭૫ વરશ સુધી ઘણીક વાર તે શકતી કાયમ રહેતી જણાઇ છે. જો કે ઘણાંકો એવાબી હોય છે, કે તેમની શારીરીક કમતાકતને લીધે, એ શકતી એથીબી વધારે જલદી બંધ પડે છે.

## સુવેલા મરદના શરીરમાં વસ્તા સ્પર્મેટાઝુઆની હકીકત.

આ ઉપરથી જોઈ લીધુ છે, કે પુરૂષના બદનમા બનતો આ જીવન પ્રવાહી, અને તેમાં વસ્તા સ્પર્મેટાઝુઆ બેશક કાંઇક ચમતકારી જીવન શકતી ધરાવે છે આ સ્પર્મેટાઝુઆની જીવનશકતી પણ તેટલીજ તાજુબી ભરી માલંમ પડી છે અનુભવ મેળવનારાઓએ એવુ અવલોકન કીધુ છે, કે ગુનેહગાર મરદોને ખુનના બોહતાંન માટે ફાંસી દીધા પછી તેમની લાસને ચોથે દીવસે (ફાંસી દીધા પછી ૮૨ કલાક) ચીરી જોતાં માલમ પડયુ હતુ, કે તેમના બદન માંહેલા સ્પર્મેટાઝુઆ બીલકુલ જીવતા હતા. જયારે આદમીનું આખું શરીર મરણ પછી કોહી ગયુ હતુ, ત્યારે આ જંતુ જેવા અને તેવા મરનારના શરીર અંદર જીવતી હાલતમાં તંદરોસ્ત માલંમ પડયા હતા ! એ કાંઇજ નહી. પણ સ્પર્મેટાઝુઆની જીવનશકતીની અજાયબ ભરી હાલતનો કાંઇક ખ્યાલ આપે છે.

આ બહુ અગત્યની બાબદ એકદમ ખતંમ થઇ શકે એમ નથી. તોપણ સીમૅન જેવું તત્વ આદમીની જીંદગી સાથ કેવો અગત્યનો સંબંધ ધરાવે છે, તેનો કાંઇક ખ્યાલ વાંચકોને આપવા માટે, આ જગે તેની કાંઇકિ ઉડતી તપાસ રજુ કરી છે. આ તત્વ, આદમીના શરીરને લાગુ પડતી અનેક પ્રકારની બીમારીઓ મીસાલ, જાતજાતની પીડાકારીનો ભોગ થઇ પડે છે એટલુજ નહી, પણ ઘણીક વખત એ તત્વની બીમારી, દરદીને જીવલેણ થઈ પડે છે એ સઘળાંને વર્ણવા આ પુસ્તક પુરતું નથી. અને તેટલાં માટે વાંચક મેહરબાંનોને હુ મારાં પુરૂશાસ્ત્રવાલા પુસ્તકનો હવાલો આપી આગળ ચાલુછું.

લા. દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૧૨ મું.

## સ્ત્રીનું બીંજ!

## OVARY AND OVUM (ie. Egg.)



માનવંત વાંચક—

વનસ્પતી તેમજ જાનવરી દુનીયાની વસ્તુની આબાદી, નર–માદાના સમાગમથી કેવી જુદી જુદી રીતે થાય છે, તે આપણે જોઈ લીધું છે. ઉચ્ચ વર્ગમાં વહેંચાયલાં જાનવરોમાં કેટલાંકોનો જન્મ ઇંડાંની અંદરથી થાય છે. આ ઇંડાં માદાના પીડુમાં આવેલી એક નાંહની કોથળીમાં ઉતપન થાય છે. એ ઇંડાંને તબીબી ભાશામાં 'ઓવંમ'–ovum–કહે છે. જે કોથળીમાં એ ઇંડું ઉતપંન થાય છે, તે કોથળીને 'ઓવરી' કહે છે. એ સઘળું આગળ વાંચી લીધુ છે.

સ્તંનવાળાં જાનવરોના વર્ગમાં મુકાયલાં જાનવરોની વસ્તીની વૃદ્ધીની રીત, માનસજાતની રીતને મળતી આવે છે. વસ્તીના વધારા માટે તેઓમાં નર–માદાના મીલાપની ખાસ જરૂરત રહે છે. એ મીલાપના પરીણામ ખાતર, માદાની 'ઓવરીમાં' 'ઓવંમ' ઉતપંન થાય છે, અને માદાના નર સાથના મીલાપથી, નર–માદાના તત્વોનું સંમેલન થતાંજ, એક નવી જીંદગી જગતમાં અવતરવાનો પાયો સ્ત્રીના ગર્ભસ્થાનમાં રચાય છે.

સ્રષ્ટી રચનામાં, પ્રગટીકરણના કાયદાની રૂએ, જેમ જેમ જાનવર ચઢતી પંકતીએ આવતુ જાય છે, તેમ તેમ તેઓ સંતાંન જનવામાં

ઘણાજ ઓછાં ફળદાયક થતાં જાય છે એ કારણને લીધે તેમની ઓલાદને રક્ષણ મળવું ઘટે છે, અને એ સબબને લીધેજ, માદાના ઇંડાં (ova) તેણીના શરીરની બાહાર સેવવાને બદલે, તે શરીરની અંદર સેવાઈ, કુદરતનું રક્ષણ મેળવી શકે છે

## સ્ત્રીનું 'ઓવમ' અને પુરૂશના 'સ્પર્મેટોઝુઆ.'

માનસજાતની વૃદ્ધીની યોજના કુદરતે એજ ધોરણે ગોઠવી છે. જેમ પુરૂશના બદનમા 'સ્પર્મેટોઝુઆ'ની ઉતપંતી થાય છે, તેમ સ્ત્રીના બદનમાં 'ઓવમ'ની ઉતપંત થાય છે. પણ આ બને તત્વોની ઉતપંતીમાં જે જાણવા જોગ ફરક છે, તે એ કે પુરૂશના બદનમાં રોજ લાખો બલંક કરોડો 'સ્પર્મેટોઝુઆ' ચાલુ ઉતપંન થતાં જાય છે, ત્યારે સ્ત્રીની 'ઓવરીમા' દર માસે ફક્ત એક યા બે 'ઓવંમ' અને કોઈ વખત જવલેજ ત્રણ કે ચાર 'ઓવમ' સેવાઇને પુખ્ત બને છે. સ્ત્રીની 'ઓવરીમાં' તેણીની હમેલદાર હાલત દરમ્યાંન, આ 'ઓવંમની' ઉતપતી, થતી અટકે છે, તેમજ સ્ત્રી જ્યાં સુધી પોતાના બાળકને ધવાડવું ચાલુ રાખે છે, ત્યાં સુધી એ ઓવમની ઉતપતી થતી બંધ પડે છે.

## સ્ત્રીને ખસી કરવાનો પ્રયોગ.
## સ્ત્રી મરદમાં કેવી રીતે બદલાઈ જાય છે!

સ્ત્રીના તમામ જનન અવયવોમાં 'ઓવરી' સર્વેથી વધારે અગત્યની ઇન્દ્રી ગણાય છે, કેમંકે બીજાં સઘળાં જનન અવયવો કરતાં તે વધારે કિમતી ભાગ બજાવે છે.

## સ્ત્રીની કોમળતા અને ખુબસુરતી શાંને આધારે છે.

આ અજાયબ જેવાં અવયવમાં કેવી કરાંમતભરી શક્તી છે, તે એટલા ઉપરથીજ જણાય છે, કે સ્ત્રીજાતની તમામ કોમળતા, તમામ લાવણ્યતા, અને તમામ સુંદરતા એ 'ઓવરી'ને આધારે રહે છે. સ્ત્રી જાતની કોઇબી બીજી જનંન ઇન્દ્રીમાં એટલી બધી શક્તી હોતી

નથી. આ. ' ઓવરી 'ને સ્ત્રીના શરીરમાંથી કાપી કાહાડો, અને જુવો કે તેનું પરીણામ શુ આવે છે

## સ્ત્રીની ઓવરી કાહાડી નાંખ્યા પછી તેણીમાં કેવા ફેરફારો થાય છે.

સ્ત્રીની 'ઓવરી'ને કાપી કાહાડવાથી સ્ત્રીની હાલતમા મોટા ફેરફારો થઈ જાય છે એ ઓવરી વીના સ્ત્રીને ઘણીક વાર (૧) દસ્તાંન જતુ એકદમ બધ પડે છે. (૨) સ્ત્રીનુ સ્ત્રીપણું જતુ રહે છે, (૩) અને સ્ત્રી વાંઝણી બને છે (૪) એ ઉપરાંત રફતે રફતે એવી સ્ત્રી મરદના વેશમાં આવતી જાય છે. (૫) દેખાવમાં તે એક મરદના જેવી દેખાવા માંડે છે. (૬) તેણીનો કોમળ અવાજ બદલાઈ મરદના જેવો ઘાડો થતો જાય છે, અને બાજે વખત (૭) એવી સ્ત્રીને મુછ અને દાહાડીના બાલ પણ ઉગવા માંડે છે એટલુજ નહી, પણ ઓવરી કાપી કાહાડયા પછી, (૮) સ્ત્રીના સ્તન ઘણીક વાર ચીમરાઇ જવા માંડે છે. અને કેટલીક વખત (૯) એવી સ્ત્રીઓ અંગે જાડી થતી જાય છે. ઓવરી કાહાડી નાખ્યા પછી (૧૦) ગર્ભસ્થાંન, જનંન માર્ગ, તેમજ યોની ધીમે ધીમે પોતાનુ આગળ સ્વરૂપ બદલી-એટ્રફી-(atrophy) યાને ચીમરાઈ જાય છે. (૧૧) સ્ત્રીની કામવાસના બીલકુલ જતી રહે છે સામાન્ય રીતે જોતાં એવી સ્ત્રીનુ સ્ત્રીપણું તમામ જતું રહે છે,

## સ્ત્રીનું રંગ રસ વીનાનું સ્ત્રીપણુ !

અને એવી સ્ત્રીઓ એક જુદીજ જાતના રંગરસ વીનાના આદમીના અવતારમાં બદલાઈ જાય છે. ખરૂં જોતાં જેમ મરદને ખસી કરવામાં આવે છે, તેમ આ પ્રયોગથી સ્ત્રીને પણ ખસી કરવામાં આવી હોય એમ લાગે છે.

આવું એક નવુંજ સ્વરૂપ ઓવરી વીના સ્ત્રી, ધારણ કરે છે. જનાના સ્વરૂપમાંથી ફેરવાઇ જઇ, મરદાના સ્વરૂપમાં બદલાઈ જવાનો આ એક વૈદક પ્રયોગ છે. પણ એ એક પરીણામ માત્ર છે. સ્ત્રીની ' ઓ-

વરી ' અનેક દરદોનો ઘણીવાર ભોગ થઈ પડે છે, અને અમુક સંજોગ વચ્ચે સરજ્યનોને એ ' ઓવરીને ' કાપી કાહાડવી પડે છે શસ્ત્રવૈદો એને

## ઓવેરીયોટોમીનો પ્રયોગ. OVERIOTOMY.

કહે છે તબીબોના મત પ્રમાણે ઓવરીને જડમુળથી કાપી કહાડયા પછી, સેંકડે ૯૫ સ્ત્રીઓ માસીક માંદગી ભોગવતી બધ પડે છે અમુક દરદના ઇલાજ તરીકે ઓવરીને કાહાડી નાંખવામાં આવે છે. કેટલીક વાર ઓવરીને કાહાડી નાખ્યાથી, કોઇ નવી પીડાકારીની નીશાણીઓ પ્રગટી નીકળે છે. એ નવી પીડાકારીની નીશાણીઓમાં મુખ્ય કરી *મોહોડાં ઉપર આગ બળવી, બેહદ પસીનો પડવો, પાલ્પીટેશન લાગુ પડવું, ફેર આવવાની બીમારી લાગુ પડવી, જીવનુ ઝીમાઈ જવુ વીગેરે ' નરવસ ' પ્રકારની નીશાંણીઓ લાગુ પડે છે

## સ્ત્રીને ' ઓવરી ' વીના ચાલી શકે કે નહી ?

( સ્ત્રીના બાબમાં બનેલા ખરા બનાવની અજાયબ જેવી નોંધ )

†સુમારે ૩૯ વરશની એક સ્ત્રીને જતુ દસ્તાન બધ કરવાની નેમથી તબીબોએ તેણીના બને ' ઓવરી ' કાપી કાહાડી નાખી હતી આ ' ઓપરેશન ' કીધા પછી ધારયા પ્રમાણે તે સ્ત્રીને જતુ દસ્તાંન બધ પડયું હતુ, પણ બીજી કેટલીક ' નરવસ ' પ્રકારની નીશાંણીઓ તેણીને લાગુ પડયાથી, તે સ્ત્રીનો જીવ અતીસ્ય ઝીમાઈ જવા લાગ્યા. આ ઉપરથી તબીબોએ વીચાર કીધો, કે કોઈબી રીતે તે સ્ત્રીને તેણીની કાપી કાહાડેલી ' આવરી ' ફરીથી તેણીના શરીરમાં લાગુ કરી સાંધી આપવી. આ વાત બનવી મુસ્કીલ હતી, કેમકે આ સ્ત્રીને માટે જોઇતી એ નીરોગી ઓવરી, કેવી રીતે મેળવવી, એ સવાલ ઉઠયો. પણ સારા

---

* **Dr. Christopher Martin.**

† **The Medical News of April 29, 1899.**

નસીબે એ પ્રસંગે તે તબીબની પાસે એક બીજી સ્ત્રી આવી લાગી, જે દર સાલ એક એક બાળકને જન્મ આપતાં કંટાળી જવાથી તે વાંઝણી બનવાનો ઇલાજ કરાવવા તૈયાર થઇ હતી. આ તકનો લાભ પેલા તબીબે તુરતજ લીધો. તેણે આ ઓરતની ઉપર ' ઓવેરીયોટૉમી ' નું ઑપોરેશન કરી તેણીની બને 'ઓવરી' કાપી કાહાડી, અને તે બંને ઓવરી, પેલી પેહલ્લી દરદીને, ઘણીજ કુશળતાથી, શસ્ત્ર વિદ્યાના નિયમો જાળવી, લાગુ કરી સાંધી લીધી. આ ઓપરેશન અંતે ફતેહમંદ નિવડ્યુ, અને પેલી સ્ત્રીને લાગુ પડેલી નવી પીડાકારીની નીશાંણીઓ બીલકુલ જતી રહી; દસ્તાંન પણ તેણીને પાછું જવા લાગ્યુ, અને તેણીની જતી રહેલી કામવાસના પણ પાછી પ્રગટ થઇ.

વાંચક મહેરબાંનો, આપણી તરફના જે કોઈ તબીબો આ પ્રયોગની સચાઈ ઉપર શક લઈ જતા હોય, તેમને માટે ડા ફુટની નીચલી ટીકા રજુ કરૂં છું.—

" Were this not reported in journals of high standing, and seemingly credited by their editors, I should not relate the case here, for it reads not like a " fairy story " and yet has nothing positively incredible about it."

## જાનવરોને ખસી કરવા વીશે.

સ્ત્રીને વૃદ્ધ ઉમરે, તેમજ જવાંની ખીલી નીકળ્યા પછી લાગુ પડતાં અનેક ગુપ્ત દરદોના છેલ્લા ઇલાજ તરીકે, તબીબો 'ઓવેરીયોટોમીનુ' ' ઓપરેશન ' આજકાલ ફતેહમંદી સાથ કરે છે પણ તેથી ઉપર વર્ણવેલા સઘળા ફેરફારો દરેક દરદીમા થવાજ જોઇએ, એમ માની કે સમજી લેવુ નહી.

સ્ત્રીની ઓવરી કાહાડી નાખ્યાથી થતા મજકુર ફેરફારો જાનવરોમાં પણ થાય છે, એમ અખતરા કરી તબીબોએ સાબેત કીધું છે. એક વખત એક મુરગી ( hen ) ના શરીરમાંથી ઓવરી કાપી કહાડ્યા પછી,

તેણીના શરીર ઉપર મરઘાના જેવાં પીછાં અને મોટાં નખ ઉગી નીકળ્યાં હતાં. એટલુજ નહી પણ તે મુરગી, મરઘાના જેવા મોટા અવાજે બુમ પાડતી થઇ હતી

કેનેડાના મુલકોમાં આજેઆ ખેડુતો નાંહની ઉમરની વાછરડીઓ ઉપર એવાં ઓપરેશન કરાવે છે એ ઓપરેશનથી તેમના શરીરમાં બલદના જેવા ફેરફારો થાય છે, જેથી ખેડુતો બલદ તરીકે ખેતીના કામમાં તેમનો ઉપ્યોગ કરે છે એ ઓપરેશનને 'સ્પેઇંગ' ( spaying ) કહે છે. સ્પેઇંગનો અર્થ પણ ' ખસી કરવું ' થાય છે

## સ્ત્રીઓને ઓવરીના દરદને લીધે કઇ કઇ દસ્તાંનની પીડાકારીઓ લાગુ પડે છે.

સ્ત્રીઓની ઓવરીને લાગુ પડતાં દરદોથી, દસ્તાંનની બીમારી થોડે યા ઘણે ભાગે લાગુ પડતી કહેવાય છે જ્યારે ઓવરીને સોજાની, યા ગાંઠની બીમારી લાગુ પડી હોય છે, ત્યારે તેની કાંઇક અસર દસ્તાંનની ઉપર થાય છે. અને કોઇકિ વાર તેથી દસ્તાંન ઘણું વધારે પડવા માંડે છે પણ યાદ રાખવુ, કે દસ્તાંન જ્યારેબી વધારે પડ, ત્યારે ઓવરીમાં ગાંઠ થાય છે, યા ઓવરીને સોજાની બીમારી લાગુ પડી છે, એમ કદીબી માની લેવુ નહી. તેમજ જ્યારે ઓવરીમાં પાણી ભરાય છે, ( પાણીની ગાંઠ ) ત્યારે, દસ્તાંન પાંણી જેવું વેહવા માંડે છે, અને તે રગે પીલાસ ઉપર રેહ છે; પણ પાછુ ધ્યાંન રાખવું, કે એજ દરદને લીધે એવા રગનું દસ્તાંન પડે છે, એમ સમજી લેવું નહી આવી કીસમની પાંણીની ગાંઠ, યાને જળંદરની બીમારી ( dropsical ovaries ) થી દરદીનુ પેટ કોઇવાર એટલું તો મોટું લાગે છે, કે બીન અનુભવી તબીબો બાજે વખત એવી દરદીને હમેલદાર સમજવાની ભુલ કરે છે.

## સ્ક્રોફ્યુલસ સ્ત્રીઓની ઓવરી.

તવાઇને તાવદાંન થઇ ગયેલી સ્ત્રીઓ, જેને તબીબો ' સ્કોફ્યુલસ ' તરીકે ઓળખે છે, તેમનું લોહી એટલું તો બગડી ગયેલું હોય છે, કે

તેમની 'ઓવરી' બીલકુલ નકામી અને નબળી થઈ પડેલી કેહવાય છે. ઓવરીની આવી ખામી ભરી હાલતને લીધે, એવી સ્ત્રીઓ હમેલ ધારણ કરી શકતી નથી. પણ જો એવી કોઈ સ્ત્રી હમેલ ધારણ કરે છે, તો તે હમેલ નવ માસ સુધી નીભી શકતા નથી, અને કેટલીક વખત એવા હમેલ, એજ કારણને લીધે અધુરે પડી જાય છે.

## આદમીનું બુન! યાને 'આવમ.' તેની ઉડતી તપાસ.

માનસની ઉતપંતી, આ ઓવરીમાંથી ઉતપન થતા ઓવમને આભારી હોય છે. વિદવાંન તબીબ બાર્ન્સ લખે છે કે:—

"Man like the vast majority of animals is developed from an *egg, or ovum.*

આ ઓવમ અને તેની રચનાની બારીકીમાં ઉતરી વાંચનારને ગુંચવાડામા નાખવાની જરૂર નથી સ્પર્મેટાઝુઆની હસ્તી, અને આ 'ઓવમ' ની ઉતપંતી જાણ્યા પછી, એની ખાસીયત અને એના ગુણ-લક્ષણ તપાસી, આ બંને તત્વોની તપાસ પુરી કરશું

ઓવંમ, એ લેટીન શબ્દ છે. એનો અર્થ ઇંડું (egg) થાય છે. આદમી પણ એક ઇંડાંમાથી જન્મ લે છે. એમ જાંણી વાંચકે અજાયબ થવું નહીં, પણ કુદરતની રચના પ્રમાણે, વૃદ્ધીની આબાદીના જે જે પ્રયોગો આપણ શરૂઆતથી તપાસતા આવ્યા છીએ, તે જોતાં આદમીની પેદાયશ અને ઉતપતી એક ઓવમ (ઇંડાં) માંથી થાય છે, એમાં હવે નવાઇ જેવું કાંઇ લાગતું નથી

## સ્ત્રીનું બુંન યાને ઓવંમ ક્યારે તૈયાર થાય છે.

આદમીનું 'ઓવમ' (ઇંડું) કેવા ઘાટનું હોય છે? એનો ઘાટ દાણાદાર હોય છે. તે ઘણુંજ બારીક હોય છે. તેની વચોવચમાં એક cell (સૅલ) યાને દાણા જેવું રજકણ હોય છે, જેમાંથી, ભવીશનુ આદમી પેદા પડે છે. કદમાં તે એક ઈન્ચના $\frac{1}{120}$ મા ભાગ જેટલું હોય છે.

આ ઓવમની ઉતપતી સ્ત્રીની ઓવરીમાં કયારથી થવા માંડે છે, એ એક અગત્યનો સવાલ છે આપણ જોઈ ગયાં છીએ, કે સ્ત્રીના પીડુની બને બાજુએ બે ઓવરી આવી છે આ બંને ઓવરીમા 'ઓવા'(એક વચન ઓવમ)ની ઉતપતી બાળક-સ્ત્રીમા તેણીના બાળપણથીજ, બલકે જન્મથીજ થતી જણાઈ છે આ 'ઓવમ' સ્ત્રી પોતાના જોબનના બહારમાં આવ્યા પછી ખીલવા માંડે છે દર માસે એક ઓવમ સ્ત્રીની ઓવરીમા ખીલીને તૈયાર થાય છે જયારે ઓવમ, ઓવરીના પડમા સેવાઇને તૈયાર થાય છે, ત્યારે તે ઓવરીમાંથી બાહાર પડવાની તજવીજ કરે છે, અને ઓવરીના પડને ફાડી, તેમાથી ફેલોપીયન ત્યુબવાલી નળીમા તે પડે છે.

જવાંનીના બહારમાં આવેલી ઓરતોની પ્રકૃતી, અને તેમની મનોવાસનાના પ્રમાણ પ્રમાણે, તેમની ઓવરીમાં દર ચાર અઠવાડીઆંની મુદતમાં એક, ( અને કોઈજ વખત બે યા ત્રણ ) ઓવમ તૈયાર બની, ઓવરીમાંથી બાહાર પડે છે એવે વખતે જો એ ઓવમનો મીલાપ પુરૂશ વિર્ય યાને 'સ્પર્મેટોઝુઆ સાથ થઈ જાય છે, તો પરીણામમાં સ્ત્રી હમેલદાર બને છે, અને જો તેમ થતું નથી, તો તે ઓવમ માસીક પ્રવાહ પ્રસંગે દસ્તાંન સાથ મળી જઇ, વ્યર્થ જાય છે

## સ્ત્રીના ગુપ્ત સંસાર ઉપર અજવાળું.

ઘણીક વાર આ સવાલ તકરારી થઈ પડે છે, કે 'સ્પર્મેટોઝુઆ' અને 'ઓવમ' એ બંનેમાંથી, આદમીની ઉતપતી કરવાની શકતી કોણ ધરાવે છે. અગર જો બંનેમાં એવી શકતી મોજુદ હોય, તો એ બે તત્વોમાંથી આદમીને પેદા કરવાની શકતી, વધારે પ્રમાણમાં, કયાં તત્વમાં હોય છે ? આગળા વખતમાં વિદ્વાંનો એવું માનતા હતા, કે 'સ્પર્મેટોઝુઆ' આદમીને ઉતપંન કરવાની સર્વથી વધારે શકતી ધરાવતા હતા, અને સ્ત્રીનું 'ઓવંમ' ફકત પેટ માંહેલા ગર્ભનું પોષણ કરી તેને ખીલવવાની શકતી ધરાવતું હતું. પણ આધુનીક વિદવાંનો અને શોધકો,

હવે એ મતને ટેકો આપતા નથી તેઓના મત પ્રમાણે, આ બને તત્વોમાં કોઇબી તત્વ એક બીજાથી શકતીમાં જેમ ચઢતું નથી, તેમ તેઓ પોતાની શકતીમાં એક બીજાથી સેહજબી ઓછાં નથી. ભવીશના આદમીની ઉતપતી કદીબી એકલાં એક તત્વથી થઇ શકતી નથી આદમીની ઉતપતી માટે આ બને તત્વોના મીલાપની જરૂર પડે છે.

સ્ત્રીના માસીક પ્રસંગની થોડાક દીવસ આગમજ, ઓવરીમાંથી 'ઓવંમ' તૈયાર બની છુટું પડે છે, એ હમણાંજ વાંચ્યુ છે. ઓવરીમાંથી છુટું પડી, તે 'ફેલોપીયન ત્યુબ' માં પડે છે, અને ત્યાંથી તે પ્રવેશ કરી ગર્ભસ્થાનમાં આવી વસે છે એક સ્ત્રી એવે વખતે જો હમબીસ્તર બને છે, તો હમેલ ધારણ કરવાનો મોટો સંભવ ખાસ કરી રહે છે. કારણ ખુલ્લુ નજરે પડે છે, અને તે એ, કે સ્પર્મેટાઝુઆનો મીલાપ ઓવંમ સાથ તુરતજ થઇ જાય છે.

અગર જો એ પ્રસંગે. આગળ જણાવ્યા પ્રમાણે એકથી વધુ 'ઓવંમ' ઓવરીમાંથી નીકળી પડયાં હોય. તો તેવે સમે જોડ, યા ત્રણ બાળકને તે સ્ત્રી જન્મ આપે છે. જોડ બાળકના જન્મનુ આ એક કારણ સ્ત્રીના ગુપ્ત સંસાર ઉપર મોટું અજવાળુ નાખે છે. *તો પણ કેહવાની જરૂર છે, કે જોડ બાળકનો જન્મ, એક ઓવંમથી ચોકસ સંજોગ વચે પણ થાય છે.

## સ્ત્રી–પુરૂશના તત્વોના મેલાપની ગુપ્ત હારમાળા.

ઓવરીમાંથી, જેવું ઓવંમ ખરી પડે છે, તેવુજ તે ફેલોપીયંન ત્યુબમાં જઈ પડે છે. ફેલોપીયન ત્યુબના બાલ જેવા બારીક ગાળામાંથી તે પ્રવેસ કરતું આગળ વધે છે, અને અંતે તે ઓવમ પોતાના વસ્વાટ માટે નક્કી કરેલી જગ્યા–ગર્ભસ્થાનમાં આવી વસે છે. હીયાં આવી વસ્યા

***આ વીશે વધુ લંબાન વીવેચન માટે વાંચો કરતાના શ્રી ભવસાગર અને શ્રી દરપણવાળાં પુસ્તકો. કરતા**

## સ્પર્મેટોઝુઆની ચળવળનો ચીતાર




ગર્ભસ્થાન અંદર સ્ત્રીના ઋુનની શોધમાં નીકળેલા સ્પર્મેટોઝુઆની ચળવળ'

પછી, આઠથી દસ, યા બાર દીવસની મુદ્દત સુધી, તે ગર્ભસ્થાંનની દેવાલના પડ ઉપર–જડ ઘાલી બેસે છે, અને ત્યાં તે પુરૂશ તત્વના મીલાપ માટે ગોયા ઈતિજાર રહે છે એવે પ્રસંગે, પુરૂશ તત્વ, જો ગર્ભસ્થાંનમાં ઓવમને આવી મળે છે, તો એક નવા આદમીની એક નવી જીંદગીની શરૂઆત તેજ ઘડીથી ગર્ભસ્થાંનમાં ચાલુ થાય છે. આ બને તત્વોનો મીલાપ થતાંજ તેજ પળે કરામતભરેલા ગુમ ફેરફારોની હારમાળા ચાલુ થાય છે. અને તે ફેરફારોના છેવટના પરીણામમાં આદમીની ઉતપંતી થાય છે.

## ગર્ભસ્થાંનમાં સ્પર્મેટોઝુઆ અને ઓવંમનો મીલાપ કેવી રીતે થાય છે. (ચીત્ર સાથ.)

ઓવરીમા સેવાઈને તૈયાર બનેલુ પેલુ ઓવમ, ગર્ભસ્થાંનની દેવાલના પડમાં જડ ઘાલી બેઠા પછી તે જગ્યા, સામે આપેલાં ચીત્રમાં દેખાડ્યા પ્રમાણે સહેજ ઉપસી આવે છે હમબીસ્તરી પ્રસંગે, જે અસખ્ય સ્પર્મેટાઝુઆ ગર્ભસ્થાંનમા ઓવમની શોધમાં વળખાં મારતા ફરે છે, તેઓ એકદમ ઓવમ ઉપર ભેગો ધસારો કરે છે આ બનાવ માટે જુવો સામેનુ ચીત્ર અને આ ઓવંમને પકડી લેવામાં, હજારો માહેલો એક સ્પર્મ માત્ર ફતેહમંદ નીવડે છે

કેટલીક વખત ઓવમ ગર્ભસ્થાંનમાં જઈને વસવાટ કરવાને બદલે ફૅલોપ્યંન ત્યુબમા વસવાટ કરી પડે છે. એવા સજોગ વચે તે ઓવમ ફૅલોપ્યન ત્યુબ મધે સ્પર્મેટાઝુઆના સમાગમમા આવવાથી, રાબેતા પ્રમાણે માતા હમેલદાર બને છે ખરી, પણ કમનસીબે આ ફૅલોપ્યન ત્યુબમા રહેલા હમેલ, મોટે ભાગે પ્રાણઘાતક નીવડે છે.

એ રીતે માતાનુ ભુંન (ઓવંમ) અને પુરૂશના વિર્યજતુ (સ્પર્મ) ના સમેલનથી માતા હમેલદાર બને છે. આ ઉપરથી માલમ પડે છે કે સ્રીને હમેલદાર બનવા માટે એક પુખ્ત બનેલા ઓવમની સર્વથી પહેલી જરૂર છે. આ ઓવંમ, સ્રી જોબંનના બહારમાં પુરેપુરી આવ્યા

પછીજ દર માસે સેવાઈ તૈયાર બને છે, અને દરેક તંદરોસ્ત પરણેલી ઓરત, જો હમેલદાર બનતી નથી, તો તે ઓવંમ માસીક માંદગી પ્રસંગે રક્તસ્રાવ સાથ નીકળી જાય છે.

## સ્ત્રીને હમેલ રહેવાનો પ્રસંગોપાત વખત કયો ?

ફીઝ્યોલોજીના કાયદા તે ગોયા કુદરતના કાયદા છે. એ કાયદાનુ ઉલ્લંઘન કીધાથી આદમીને દુખ, દરદ, અને પીડાકારી વેઠવી પડે છે. શરીરશાસ્ત્રની રચનાના ગુણ-લક્ષણ સાથ આ કાયદા નીકટનો સબંધ ધરાવતા રહે છે. સ્ત્રીની ઓવરીમાંથી સેવાઇને બાહાર પડેલું ઓવંમ, ફીઝીયોલોજીના કાયદા પ્રમાણે, પુરૂશના વિર્ય ( સ્પર્મ ) સાથ સમાગમમાં આવવાનો સર્વથી અનુકુલ વખત, માસીક માંદગીની બે ચાર દીવસ આગમજ, યા રક્તસ્રાવ પછી દસ દીવસનો વખત ઘણોજ અનુકુળ કહેવાય છે. એ વિશે હું મારાં સ્ત્રી-ભવસાગર અને સ્ત્રી-દરપણવાલાં પુસ્તકમાં વીગતવાર લખી ગયો છું.

## દસ્તાંનનું અનીયમીતપણું શા કારણે બને છે.

આદમી તકલીદી મોજ શોખના સુખ આગળ પોતાની આરોગ્યતાની સહેજબી પરવા કરતાં નથી, અને પરીણામમાં અસંખ્ય પીડાકારીના પોતે ભોગ થઈ પડે છે. દીલ ઉસ્કેરનારાં જાતજાતના ખાંનપાંન, અને દેહની ખરાબી કરનારી ક્લિતો, કામવાસનાના ખ્યાલો, તેમજ હવસપરસ્તીના શોખોને લીધે, સ્ત્રીની સામાન્ય તબીયતની રીતભાત બદલાઈ જાય છે. પરીણામમાં સ્ત્રીના ' ઓવંમ ' હવસપરસ્તીના કારણે કવખતે દુર્બળ બને છે. માસીક માંદગીને વખતે રાબેતા જેટલું દસ્તાંન જવાને બદલે રક્તસ્રાવ ( hemorrhage ) લાગુ પડે છે, અને માસીક માંદગીનો વખત બીલકુલ અચોકસ અને અનિયમીત બની જાય છે. એવા સંજોગ વચ્ચે ફીઝીયોલોજીના કાયદાનુ ઉલ્લંઘન થવાથી, ગર્ભ નિષ્ફળ જાય છે. એટલા માટે નોંધ લેવી પડે છે, કે હમેલ ધારણ કરવા માટે સંસાર

વહેવારમાં નિયમીત બનવાની ખાસ જરૂર રહે છે, અને તે મતલબ ફીઝીયોલોજીના કાયદાને અમલમાં મુકયાથી પાર પડે છે.

## સ્ત્રીની શારીરીક આરોગ્યતાની ખરી કસોટી.

માસીક પ્રસંગે રક્તસ્ત્રાવ થાય છે. આ રક્તસ્ત્રાવ શું છે, તે વીશે ઘણીક સ્ત્રીઓ અજાંન હોય છે તેઓની જાણ માટે અતરે નોંધ લેવી જરૂરની છે, કે માસીક માંદગી પ્રસંગે જે પ્રવાહી સ્ત્રીઓના બદનમાંથી વહે છે, તે કાંઇજ નહિ પણ સ્ત્રીના ઓવંમને પુખ્ત બનાવવાના કામ માટે, શરીરમાં જે પ્રયોગ ચાલુ રહે છે. તેમાં વપરાતો એ પ્રવાહી છે. એક તંદરેસ્ત સ્ત્રીને પોતાની માસીક માંદગી પ્રસંગે, દર માસે ઘણાજ થોડા જથ્થામાં દસ્તાંન જાય છે, એ ધ્યાન રાખવુ. અને આ વાત પણ ધ્યાંનમાં રાખવી, કે એવી તંદરેસ્ત સ્ત્રીને જતાં દસ્તાંનમાં લોહીનો સહેજબી અશ હોતો નથી પણ સ્ત્રીની તંદરેસ્તી જયારે ઉપર જણાવેલાં એક યા બીજાં કારણે બગડેલી હોય છે ત્યારે, અને ફક્ત ત્યારેજ દસ્તાંનની ખાસીયત બદલાય છે, યાને તેમાં લોહીનુ પ્રમાણ દાખલ થવા પામે છે. તેના રંગમાં ફેરફાર થવા પામે છે: અને બાજે વખત રક્તસ્ત્રાવ, યાને તબીબી ભાશામાં જેને hemorrhage કહે છે, તે લાગુ પડે છે. એ પ્રવાહ ત્રણથી ચાર દીવસ અને કોઈ વખત તો તેથીબી વધારે દીવસ ચાલુ રહે છે, જેમાં ખરાં દસ્તાંનની સાથ શરીર માંહેલાં કીમતી લોહીનો મોટો ભાગ વહી જાય છે. સ્ત્રીજાતની તબીયત અને તંદરેસ્તીની ખરી કસોટી એ ઉપરથીજ થાય છે. એના જેવી બીજી કસોટી મળવી મુશ્કીલ લાગે છે.

## ગુપ્ત સંસાર ભેદ પ્રકાશ.

ભવીશના આદમી! તારી હૈયાતીનું અવલ બીજું, કાળાં માથાંના આદમીએ અંતે શોધી કાહાડી, જગને તેના જ્ઞાનથી જાણીતી કરી છે. માતાનું ખુંન, અને પીતાનું વિર્ય, એ બેમાંથી તારી ઉતપંતી થાય છે,

પરંતુ એ બેમાં તું કોણને તારા જન્મ માટે વધારે આભારી છે, તે તો હજી અંધકારમાં રહી ગયલી એક શોધ છે સુક્ષમદર્શક યંત્રનો રાતદીન ઉપ્યોગ કરનારાઓ કહે છે, કે સ્પર્મેટોઝુઆ. ઓવંમના ભીત્તરમાં એક છીદ્રને રસ્તે દાખલ થાય છે વીદવાનો એવું માને છે, કે આ સ્પર્મેટોઝુઆનુ શરીર અને તેની પુછડી. એ બંનેમાંથી ભવિશના આદમીનુ ભેજુ. અને બરડાનો કાંઠો બને છે ! કયાં સુધી આ બીના ખરી તરીકે પુરવાર થઇ છે, તે અતરે નક્કી કરી શકાતુ નથી

કોઇબી રીતે જોતાં આ બને તત્વોના મીલાપથી. એક નવાં આદમીની જીંદગીનો પાયો રચાય છે, એમા જરાએ શક નથી. એ બંને તત્વો માહેલા દરેકમાં, શરીરના બાંધાના, તેમજ નીતી વિવેક અને બુદ્ધીબળના મુળ તત્વોના અશ સમાયલા હોય છે. ના, એટલુજ નહિ, પણ એથીબી કાંઇક વધારે એ બને તત્વોના સમેલનથી બનેલી બનાવટમાં સમાયલુ હોય છે ચેહરાના ઘાટઘટમ અને ડોળડાળના, પ્રમાણીક નિષ્ટાના, દયાના, મયાના, તેમજ બદમાસી, બદગુમાની, તોછડાઇ, હેમકાઈ અને લબ્બાડી વિગેરે ગુણોના અશ પણ એમાં સમાયલા હોય છે. વળી એ ઉપરાંત, એ બનાવટમાં માથાંના ઘાટ અને ચેહરાના રૂપના, હાથ, નાક, આંખ, કાંન, અને બાલ વિગેરેના રૂપ અને રગ, તથા કદ અને આકારના મુળ તત્વો, બહુ પ્રાથમીક અંશમાં હોય છે. એ સઘળાં ઉપરાંત બાપના વિર્યજંતુ, તેમજ માતાના ખુંનમાં સઘળી ઓઘે ઉતરતી ખાસીયતો, અને ઓધે ઉતરતાં દરદો, જેવાં કે ગાઉટ, સ્ક્રોફ્યુલા, ક્ષય, દીવાનગી, હવસપરસ્તીથી હાસલ કીધેલા રોગના ચેપ પણ સમાયલા હોય છે.

એ સઘળાંનું બ્યાંન આ પ્રસગે કેમ થઇ શકે ? અને તે છતાં આપણુ તે સઘળું મંજુર કરી માની લઇએ છીએ. જે જે મહાંન ગુણો અને લક્ષણોથી હિન્દુઓના કૌરવ અને પાંડવ જેવા વિરપુરૂશો ધરતીની ધરણીને ધ્રુજાવી ગયા છે; જે જે મહાંન ગુણોથી ઇસલામી સુરવીરો

જગતને જાણીતા થઈ ગયા છે; જે જે ગુણોથી સીઝર, અને નૅપોલીયૅા જેવા બળવંત અને કળવંત વીરો તવારીખમાં નોંધાઇ ગયા છે; અને જે જે ગુણ લક્ષણોના અંશ પોતાની રગોમાં ફરતાં લોહી અંદર જમશેદની ઓલાદના જરથોસ્તીઓ, રૂસ્તમ અને સોહરાબ જેવા પહેલવાનો, અને કૈખુશર્વ અને ગુસ્તાસ્પ જેવા બાદશાહો, શાહાનામાના જેવી તવારીખના સફા ઉપર પોતાના નામ અંમર કરી ગયા છે, તે સઘળાઓ, તેમના માબાપના બદન માંહેલાં આ બે ગુપ્ત તત્વોમાં સમાયલા ગુણ લક્ષણને આભારી હતા

એમ માની લેવું નહી, કે આદમીની હાલત ઓધે ઉતરના ગુણ લક્ષણને આભારી છે. વળી એમ પણ માની લેવું નહી, કે માતાના પેટમાં હમેલ દરમ્યાંન બાળકના મન ઉપર કાંઇબી અસર થતી નથી. કેળવણીની શકતી ન્યારી છે, અને તેટલાં માટે બાળકના ગુણ લક્ષણને ખીલવવા માટે કેળવણીની વધારે જરૂર છે, તે ના પાડી શકાય એમ નથી. મનની તેમજ તનની ભલી તેમજ બુરી ખાસીયતો અને વર્તનુંકના મુળ તત્વો, જનકના સ્પર્મેટોઝુઆ અને જનીતાના ઓવંમ બંનેમાં હૈયાત હોવાંજ જોઇએ, અને તે બને તત્વોના સમાગમથી થતી ઇનસાનની ઉતપંતીમાં તે ગુણ લક્ષણ અવતરવાંજ જોઇએ, અને કેળવણીની મદદથી તે વધારે ખીલી–પ્રકાશી નીકળવાં જોઇએ.

**લા. દુવાગીર.**

*  *  *

*D. H. P.*



# પત્ર ૧૩ મું.

## સ્ત્રીનું જોબંન.



**મારાં સહ્ગુણી મીત્ર—**

આ વાત તો આપણ સઘળાં જાણીએ છીએ, કે નાંહના છોકરાઓ અને છોકરીઓ પોતાની બાળાવસ્થા એક સરખી રીતે પસાર કરે છે. છોકરાઓ તેમજ છોકરીઓની શારીરીક રચનામાં સમાયલા સઘળા તફાવતો, કુદરતે જો કે જન્મથીજ સરજેલા હોય છે, છતાં તેમની બાળ–જીંદગીની મુદત દરમ્યાન તેઓમા કાંઇ પણ જાણવા જોગ કે નોધવા જોગ શારીરીક કે માનસિક તફાવત કે ફેરફાર થતા હોય, એમ હજી સુધી જણાયું નથી. બાળકોની બચગી ખરૂ જોતાં તમામ પાક અને તમામ નિરદોશ હોય છે, પણ આ બચગીની અવસ્થાની મુદત જેવી પુરી થાય છે, કે તુરતજ બંને જાતીમાં અમુક ચિન્હો પ્રગટી નીકળવા માંડે છે.

### સ્ત્રી તેમજ પુરૂશની જીંદગીના સાત તબક્કા.

દુનીયામાં દરેક સ્ત્રી તેમજ પુરૂશની જીંદગી સાત જુદા જુદા તબક્કામાંથી પસાર થાય છે.

૧—નવથી દસ ચંદ્ર માસ સુધી બાળકને માતાના પેટમાં ગર્ભાધીન અવસ્થામાં વસ્વાટ કરવો પડે છે. એ મુદત દરમ્યાંન માતાના પેટમાં વસ્વાટ કરતું બાળક, જીવવાને માટે બાહારની હવા દમમાં લેતું નથી, એ જાણવા જોગ છે.

**બાળાવસ્થા.** INFANCY.

૨-**બાળાવસ્થા,** એ જીંદગીનો બીજો તબકકો કહેવાય છે. જ્યારે બીજાં વરશની છેવટે, યા સુમારે તે પ્રસગ સુધીમાં બાળકના મોહોડામાં સઘળા દુધિયા દાંત આવી રહે છે, ત્યારે બાળાવસ્થાની જીંદગીનો તબકકો પુરો થાય છે. આ આખી મુદત, બાળક માતાનુ દુધ પીઇ પુરી કરે છે. ઇંગ્રેજીમાં જીંદગીના આ તબક્કાને 'ઇન્ફંન્સી' કહે છે. એ પછી જીંદગીનો ત્રીજો તબકકો શરૂ થાય છે.

**બચપણ.** CHILDHOOD.

૩-બચપણ એ જીંદગીનો ત્રીજો તબકકો કહેવાય છે. બે વરશ પુરાં કરી, દુધિયા દાંત આવી રહ્યા પછી, બચપણની શરૂઆત થયેલી ગણાય છે. આ ત્રીજો તબકકો ૭ થી ૮ વરશની ઉંમરે પુરો થાય છે. એ પ્રસગે સઘળા દુધિયા દાંત ખરી પડી જાડુકના દાંત આવી રહે છે. આ તબક્કાને ઇંગ્રેજીમાં 'ચાઇલ્ડહુડ' ( childhood ) કહે છે. આઠ વરશ પછી જીંદગીના ચોથા તબક્કાની શરૂઆત થવા માડે છે.

**કન્યાપણ.** GIRLHOOD.

૪-આઠ વરશ પુરાં થયા પછી બાળાનુ કન્યાપણ શરૂ થાય છે. છોકરાઓને માટે અત્રે કાંઇ પણ ન બોલતાં, બાળા માટે કહીશું, કે આ કન્યાપણ જે ગર્લહુડને ( girlhood ) નામે ઇગ્રેજીમાં બોલાય છે, તે તબકકો. જવાંની 'પ્યુબરટી' ( puberty ) શરૂ થતાંજ પુરો થાય છે, અને હિંયાથી પાંચમા તબક્કાની શરૂઆત થાય છે.

**તરૂણાવસ્થા યાને મુગ્ધા.** PERIOD OF ADOLESCENCE

૫-સ્ત્રીની જીંદગીનો પાંચમો તબકકો તેણીની જવાંનીનો બહાર ( પ્યુબરટી ) શરૂ થતાંજ ચાલુ થાય છે. જીંદગીનો આ તબકકો ઇંગ્રેજીમાં period of adolescence ને નામે ઓળખાય છે. ગુજરાતીઓ એ તબક્કાને મુગ્ધાને નામે ઓળખે છે.

૬—એ પછી છઠો તબક્કો,

**પ્રૌઢા.** PERIOD OF WOMANHOOD.

ને નામે ઇંગ્રેજીમાં બોલાય છે. સ્ત્રીની જીંદગીની આ મુદતને આપણ 'સ્ત્રીપણુ' કહીએ છીએ ભર જોબનના બહારમાં આવેલી એવી સ્ત્રીને ગુજરાતી હીંન્દુઓ 'પ્રૌઢા'ને નામે ઓળખે છે એક સ્ત્રી ૩૦ થી ૫૫ વરશની ઉંમર સુધી પ્રૌઢા કહેવાય છે એ પછી સ્ત્રીની જીંદગીનો સાતમો તબક્કો ચાલુ થાય છે, જેને

**સ્ત્રીનું ઘડપણ.** OLD AGE.

૭—એવે નામે ઓળખીએ છીએ. એ તબક્કો સ્ત્રીની જવાંની અને જોબંનની સાંજ સમાન ગણાય છે એ મુદતની શરૂઆત આગમજ સ્ત્રીની ખુબસુરતીનો સૂર્ય અસ્ત થઇ ચુકેલો હોય છે.

સ્ત્રીની જીંદગીના પાંચમા અને છટ્ઠા તબક્કા, જોબંન અને જવાંનીની બાબદમાં બેશક ઘણાજ કિમતી અને ઘણાજ જાણવા જોગ છે. સબબ એ મુદત દરમ્યાંન સ્ત્રી જાતને કુદરતે જે પવિત્ર સંસારી કાર્યો માટે સરજેલી છે, તે સઘળાં કાર્યો બજાવવા માટે જીંદગીના ભવસાગરમાંથી તેણીને પસાર થવું પડે છે. બાકી રહેલા ૧, ૨, ૩, અને ૪, તબક્કા, જીંદગી દરમ્યાન મોટે ભાગે કાંઇ પણ જાણવા જોગ કર્તવ્ય બજાવતા નથી, અને ૭મો તબક્કો જીંદગીના પાછલા ભાગ દરમ્યાંન, સ્ત્રી તેમજ પુરૂશમાં એક સરખી રીતે બીલકુલ નકામો, નિરબળ, સીથીલ, અને કાંઈ પણ ચળવળ વગરનો થઇ પડે છે.

**સ્ત્રીની જવાંનીનો બહાર.** PUBERTY.

સ્ત્રી જાતની હૈયાતીનો બીજો દાએકો ખાસ કરી ઘણો અગત્યનો ગણાય છે, કેમકે એ બીજા દાએકાની અધવચમાં તેમજ તેના આખરી ભાગમાં, સ્ત્રીની અંદર માનસીક, અને શારીરીક ફેરફારો થવા માંડે છે, તેમજ નીતી સંબંધી ગુણોની ખાસીયતો અને લક્ષણો

બંધાવા અને ખીલવા માંડે છે ધ્યાન રાખવું કે એજ પ્રસંગે સ્ત્રી તેમજ પુરૂષોના જનંન અવયવો, શિશુ અવસ્થામાંથી તરૂણાવસ્થામાં આવવા માંડે છે. એ પ્રસંગને ઇંગ્રેજીમાં puberty યાને 'જવાંનીનો બહાર' કહે છે.

## સ્ત્રી અને પુરૂષોની જવાંની ખીલી નીકળવાના કારણો.

પુરૂષોમાં, જવાંનીનો બહાર, સ્ત્રીઓના કરતાં બે ચાર વરશ અસુરે શરૂ થાય છે. જુદી જુદી જાતોમાં, અનેક કારણોને લીધે, મરદ તેમજ ઓરતોની જવાંનીની મુદત, મોડે યા વેહલેથી શરૂ થાય છે. દાખલા તરીકે શારીરીક શકતી, શરીરનો બાંધો, આબો હવાની અસર, ઓધે ઉતરતી કસર, તેમજ સંસારી સજોગો વીગેરે બીજા અસખ્ય કારણોથી, ઇનસાંનની જીદગી ઉપર જે જે અસરો થાય છે, તે અસરોના પ્રમાણમાં, જવાંનીનો બહાર, વેહલો યા અસુરો શરૂ થાય છે. એ રીતે ગરમ દેશોમાં વસ્તી સ્ત્રીઓ, હવાની અસરથી જવાનીના બહારમાં વહેલી આવે છે. સંસારી સજોગોની અસરથી પણ એવુજ પરીણામ આવે છે.

એ રીતે જોતાં જવાંનીના બાબમાં જે બે સવાલ આપનુ ખાસ ધ્યાંન ખેંચે છે, તે [ ૧ ] જવાંનીના બહારનુ વહેલુ શરૂ થવુ. [ ૨ ] અને જવાંનીના બહારનું અસુરે શરૂ થવું. આ બંને પ્રસગ અનેક કારણે થતા હોવાથી, તેની ટુંક તપાસ લેવાની જરૂર છે.

આપણ જોઈ ગયાં છીએ, કે ગરમ દેશની સ્ત્રીઓમાં જવાંની વહેલી શરૂ થાય છે. એનું કારણ આબો હવાની અસર જણાય છે. અમુક સંસારી સંજોગો અને અમુક રીતભાત તથા વસવાટથી પણ સ્ત્રીઓ જવાંનીમાં વહેલી આવે છે. દાખલા તરીકે મોજ શોખ, અને રંગરાગમાં જે બાળાઓ પોતાની જીદગી ગુજારે છે, તેથી તેઓમાં પણ જવાંનીનો બહાર ઠંડા મુલકોમાં વસ્તી સ્ત્રીઓ કરતાં વહેલો શરૂ થાય છે. એથી ઉલટોજ બનાવ, ઠંડા મુલકોમાં વસતી બાળાઓ, અને ગરીબ વર્ગની છોકરીઓમાં

બને છે. એવા મુલકોમાં વસ્તી સ્ત્રીઓની જવાંનીનો બહાર. બહુ ધીરે અને ધીમે ખીલવા માંડે છે.

## સ્ત્રીજાતની જવાંની ઉપર જુદી જુદી આબોહવાથી થતી અસર.

એ પ્રમાણે જોતાં એવું સિદ્ધ થાય છે, કે " *સમધાત આબોહવા વાલાં મુલકોમાં, એક બાળાની જવાંનીનો બહાર, તેર, ચૌદ યા પંદર વરશની ઉમરે શરૂ થાય છે, જ્યારે બીજા ઠંડા દેશો યા મુલકોમાં, દાખલા તરીકે નૉરવે અને સાઇબીરીયામાં વસ્તી બાળાઓ, સતર, અઢાર, અને ઓગણીસથી લગભગ વીસ વરશ સુધી જવાંનીના બહારમાં આવતી નથી. તેમજ બહુ ગરમ દેશોમાં વસ્તી છોકરીઓ બાર યા તેર વરશની ઉમરે, અને કેટલીક વાર તો આઠ વરશની કાચી ઉંમરે જવાંનીના બહારમાં આવે છે. આબો હવાની આવી અસર જેમ છોકરીઓ ઉપર થાય છે, તેમજ છોકરાઓ ઉપર પણ થાય છે. "

## વર્ણસંકર સ્ત્રીઓની જવાંની અને પ્રકૃતિ.

વળી જુદી જુદી ન્યાત અને જાત પણ જવાંનીના બહાર ઉપર તેવીજ અસર કરે છે. એના દાખલા પણ તબીબી દફતરે અવલોકન ઉપરથી નોધાયલા જણાયા છે. દાખલા તરીકે યહુદી જાત, જેમનુ લોહી બીલકુલ કોઇબી પરકોમ સાથ ભેળાયલું નથી, તેઓની સ્ત્રીઓ કોઇબી મુલકમાં ૧૪ યા ૧૫ વરશની ઉંમરે, પ્રાથમીક માસીક માંદગી ભોગવતી થાય છે. વર્ણસંકર પ્રજાની સ્ત્રીઓમાં, પ્રાથમીક માસીક માંદગીના પ્રસંગો અમુક ફેરફારે દરશન આપે છે. એ વીશે એક વિદ્વાન તબીબ નીચે પ્રમાણે લખે છે:—

‡ "Race plays an important part; thus Jewesses, who

* Landois and Stirling's Physiology, p. 112

‡ Sexual Instinct. By Foster scott. M. D., C. M.

belong to an unmixed people, menstruate at about the same age in all latitudes, *i.e.*, at fourteen or fifteen years of age Commingling of races developes a mean; thus Eurasians, or Anglo-Indians, *i. e.*, half-castes with European fathers and Hindu mothers, arrive at puberty earlier than pure Europeans and later than pure Hindoos."

## સ્ત્રીના જોબંન અને જવાંની ઉપર તેણીના ખાંનદાનની અસરો.

વળી ખાંનદાંનથી ઉતરી આવતી કેટલીક અસરો પણ ઓધે ઉતરતી આવે છે, કે જેથી કોમળ બાળાઓ બહુ કોમળ ઉમરે સ્ત્રીવેશમાં આવેલી માલમ પડે છે. એવી ઓધે ઉતરતી અસરને લીધે, જેમ કોઈ કોઇ વાર બાળાઓ મોટી ઉમરે અમુરેથી સ્ત્રીપણામાં આવે છે, તેમ કોઇ કોઇ વાર જવાંન કોમળ બાળાઓ કવખતે, કોમળ વયમાં સ્ત્રીવેશમાં આવવા માંડે છે, અને તેમનો શારીરીક તેમજ માનસીક ઉધર ભાવ એકદમ ખીલી નીકળે છે આ અગત્યની બાબદ વીશે લંબાણ વીવેચન મારાં સ્ત્રી ભવસાગરમાં કરેલુ હોવાને લીધે, અતરે લંબાવવાની જરૂર નથી.

## સ્ત્રીનાં જોબંન અને જવાંની ઉપર તેણીની તબીયતથી થતી અસરો.

વળી સામાન્ય તબીયતની હાલતના પ્રમાણ પ્રમાણે, સ્ત્રીના જોબંન અને તેણીની જવાંની ઉપર જુદી જુદી રીતે જુદી જુદી અસરો થતી રહે છે, તેનું પણ ધ્યાંન રાખવું.

જો બાળા બચપણમાં એવાં કોઇ દરદથી હેરાંન થઇ રેહી હોય, કે જેથી તે લેવાઈ ગઇ હોય, યા તેવાં કોઇ 'ક્રૉનીક' દરદથી તે ચાલુ લેવાતી જતી હોય, યા ચાલું નબળાઈ થતી રહેતી હોય, તો તેવી બાળાઓમાં

જવાંનીનો બહાર ઘણીક વાર ખીલતો અટકી પડે છે, યા તેણીનો શારીરીક ઉઘર ભાવ ઘણોજ હાલહવાલભરી રીતે માલમ પડે છે. તેમજ જો કોઈ છોકરી, સખત અભ્યાસના બોજા તળે દબાઈ જતી હોય, તો તેણીનો શારીરીક ઉઘરભાવ પણ ખીલતો અટકી પડવાનો, અને શરીરનો બાંધો પણ તેવોજ નબળો અને દુર્બળ થવાનો સંભવ રહે છે

આ અને એવીજ રીતના અનેક કારણોને લીધે, સ્ત્રીની જવાંની જેમ ઉઘરતી અટકે છે, તેમ તે કવખતે ખીલી પણ નીકળે છે. એટલાં માટે દીકરીઓના ભવીષને સુખી કરવા માતાઓએ પોતાની દીકરીઓ જ્યારે કન્યાપણમાં હોય, ત્યારથીજ તેમની ઉપર ચાંપતી દેખરેખ રાખવી ઘટે છે. માતાઓ પોતે અગર જો સ્ત્રી–શાસ્ત્રથી અજ્ઞાન હોય, તો એ શાસ્ત્રના ભેદોથી તેઓએ જાણીતાં થવું ઘટે છે. પોતાની દીકરીઓના ભવીષને સુખી કરવા માટે દીકરીઓની માતાઓએ, દીકરીઓ પોતાનું કન્યાપણ પુરૂં કરી તરૂણાવસ્થામાં આવે તે આગમજ, તેમને સ્ત્રીજાતની સઘળી *ગુપ્ત ફરજોથી માહિતગાર કરવી ઘટે છે.

## ‡ એક ઉંમરે પુગેલી સ્ત્રીનો તબીબી દફતરે નોધાયલો જનંન શરીરનો વિરૂપ 'કેસ.'

નીચલી હકીકત સહેલથી સાબેત કરે છે, કે જવાંનીમાં આવવા આગમજ, દરેક દીકરીને, સ્ત્રી–શાસ્ત્રના જ્ઞાનની ઘણી નહીંતો થોડીબી જરૂરત છે. "એક નાંહની ઉમરની બાળા, બચપણમાં પોતાની માતાના મરણ પામ્યાથી બીલકુલ નિરાધાર, અને નિરાશ્રીત થઇ પડી હતી. કોઈ બી સગાં યા સ્નેહી કે મીત્રની મદદ વીનાની થઇ પડવાથી, દુનીયાદારીની કાંઈ પણ સમજ તેણીને કોઇ પણ આપનાર હતું નહી. આવા નિરાધાર

*આ સઘળી ગુપ્ત ફરજો, અને તેના નિયમો વીશે શ્રી ભવસાગર(બીજી આવૃત્તી) વાળાં મારાં પુસ્તકમાં મેં લંબાંણીથી લખ્યું છે.

‡ Guide in Health and Disease., By J. H. Kellogg M. D.

સંજોગ વચ્ચે તે બાળા ઉધરી મોટી થઈ, અને સ્ત્રીવેશમાં આવ્યા છતાં, સ્ત્રીપણાની ખરી હાલતથી તે કેવળ અજાંન રહી હતી. સ્ત્રીવેશમાં આવ્યા છતાં, ઘણોક વખત સુધી, માસીક માંદગીના દરશનની કાંઇ પણ નીશાંણીઓ તેણીએ અનુભવી નહી, છતા તેણીને તે વીશે કાંઈ પણ અજાયબ જેવુ લાગ્યુ નહી. સ્ત્રીશાસ્ત્રના જ્ઞાંનથી અજાણ હોવાને લીધે, આ સ્ત્રીએ પોતાની આવી હાલતની કાંઇ પણ ચીતા કે દરકાર કરી નહી પણ કોઇક અચાનક સંજોગ વચ્ચે, તેણીનુ ધ્યાન પાછલથી પોતાની કફોડી હાલત તરફ ખેચાવાથી, તેણીએ એક કાબેલ 'સરજયન' ની સલાહ લીધી આ સલાહનુ પરીણામ, પેલા કાબેલ તબીબે એવું જાહેર કીધુ, કે મજકુર સ્ત્રીના સઘળાં બાહેરના જનન અવયવો હોવા છતાં, તેણીના ભીત્તરના જનન અવયવો, ( ઓવરીસ, યુટરસ, તેમજ વૅજાયના ) ની કાંઇબી નીશાણી તે તબીબને મળતી નહી હતી. બીજા બોલોમાં કહીએ, તો આ સ્ત્રીમાં સતાન-બીજ-સ્થાંન, ગર્ભસ્થાંન, અને જનન માર્ગ બીલકુલ હતાંજ નહી આ દરદીમાં તેણીની આવી ખાસમની ગુપ્ત શરીરની વિચીત્ર હાલત છતાં જે વિષેશ અજાયબપણું જોવામાં આવ્યુ હતુ, તે એ હતુ કે, તેણીની છાતી, અને કેડ, તથા કમર વિગેરે શરીરના ભાગો સંપુર્ણ રીતે ખીલી રહેલા હતા, જે ભાગો તબીબોના મત પ્રમાણે, એવાં દરદીમાં બીલકુલ ખીલવા જોઇતા નહિ હતા

## સર્વ નાતજાતની સ્ત્રીઓને જાણવા જોગ શીખ.

આજના વખતમાં આપણા દેશમાં સર્વ ન્યાતજાતની ઘણીક જવાંન બાંનુઓ, પોતાને કેળવાયલી અને હુશીયાર સમજી, પોતે સસાર ચલાવવામાં કુશળ છે, એમ માની લેતી હશે. તેઓ પોતાની કામને કદાચ ઉપયોગી પણ થઈ પડતી હશે. વળી ઘણીક જવાંન બાંનુઓ, કુશળતાભરી રીતે સંગીત ગાઇ-વગાડી જાણતી હશે, ભરી, સીવી

અને ગુંથી જાણતી હશે કોઇ કોઈ તો ચીતાર પણ ચીત્રી જાણતી હશે; તેમજ ઘણીકો ઉત્તમ પ્રકારના 'ટેસ્ટ' થી વસ્ત્રાલંકાર પણ સજી જાણતી હશે. એ ઉપરાંત તેઓ ઇંગ્રેજીમાં અને ફ્રેંચમાં વાતચીત કરી. મીત્ર મંડલને છક્ક કરી નાખતી હશે, પણ એ સઘળા ગુણો છતાં, તે સ્ત્રી-શાસ્ત્રના જ્ઞાનથી મોટે ભાગે અજ્ઞાંન તો હશેજ હશે. કદીબી તેણીએ 'ફિઝીયોલોજી' ના કાયદાનો અભ્યાસ કરવાની તજવીજ, કે કાળજી કીધી નહિ હશે કદીબી તેણીએ એવો ખ્યાલ નહિ કીધો હશે, કે આ શાસ્ત્રના જ્ઞાનથી જીંદગીના ભવસાગરનુ ભવિષ્ય સુખમાં પસાર થાય છે, માટે તેના વાંચનનુ મનંન કરવુ જોઇએ. એ ગફલતીનું પરીણામ દરેક સ્ત્રીને જીંદગીમાં ભોગવવુ પડે છે. અને તબી અપવાદ વિના ભોગવવું પડે છે.

## સ્ત્રીનું જોબંન તેની. ઉતપતી. તેના પરાક્રમો.

સ્ત્રીના જોબંન વિષે મારાં પુસ્તક સ્ત્રી-ભવસાગરમાં હું લંબાનથી લખી ગયો છું, એટલે આ પ્રસંગે તે બાબદ વિસ્તારી લખવા કરતાં, તે પુસ્તક વાંચવાની હુ વાંચક મીત્રને ભલામણ કરીશ. આ પ્રસંગે આ વિષય અતરે પડતો મુકાય એમ ન હોવાથીજ ઉપર ટપકેથી કાંઇક ઇશારા કરેલા ઠીક થઈ પડશે,

## સ્ત્રીના જોબંનની સલામતી જાળવવાની રીત.

૧, સખત પ્રકારની 'ઍકસરસાઇઝ' જો એક જવાંન છોકરી પોતાના કન્યાપણ દરમ્યાંન કરતી હોય, તો તે સબબે તેણીની જવાં-નીનું જોબંન ખીલતું અટકે છે.

૨, ગાંમડાંમાં વસ્તી છોકરીઓની જવાંની, શહેરમાં વસ્તી છોક-રીઓ કરતાં વધારે અસુરેથી ખીલવા માંડે છે. કોઇ કોઈ વખતે તો ગાંમડે વસ્તી છોકરીઓ એકથી બે વરશ અસુરે ઓરૈસમાં આવવા માંડે છે.

૩, મનના જુસ્સા ઉશ્કેરાઈ આવે એવાં કોઈબી કારણોને ચાલુ ઉત્તેજન આપ્યાથી, જવાંન છોકરીઓ સ્ત્રી વેશમાં વહેલી આવવા માંડે છે આવાં કારણો શહેરી જીંદગી ભોગવનારી છોકરીઓ સહેલથી મેળવી શકે છે. નાટક, જલસા, પારટી, અને બીજી એવી મોજશોખ શહેરમાં જેટલી મેળવી શકાય છે, તેટલી ગાંમડામાં મળી શકતી નથી, અંને એ સબબને લીધે, શહેરી જીંદગી ગુજારનારી છોકરીઓના મન ઉપર જે અસરો થાય છે, તેના પરીણામમાં તેઓ જવાંનીના બહારમાં વહેલી આવવા માંડે છે, આ સબબોને લીધે જવાંન બાળાઓને, શહેરમા મળતી મોજશોખ ભોગવવાની તકથી દુર રાખવાની ભલામણ માતાઓને કરવામાં આવે છે. કેમકે આવી રીતે ખીલી નીકળતી જવાંની જેમ છોકરીઓના મનને તેમજ તનને અને નીતીને નુકસાંન કરતા થઇ પડે છે.

૫, ખોરાકની વસ્તુઓ પણ કેટલીક રીતે સ્ત્રીના જોબંન ઉપર અસર કરી શકે છે. લોહી ઉશ્કેરનારો ખોરાક, તેમજ એવીજ અસરવાલી ચીજોનો ચાલુ ઉપયોગ કીધાથી, જવાંન છોકરીઓ સ્ત્રીવેશમાં વહેલી આવે છે. દાખલા તરીકે, મરી, રાઈ, સરકો, અને ગરમ મસાલાવાલો ખોરાક, તથા ચાહે અને કાફી, વિગેરેનો ચાલુ ખોરાક લીધાથી, જવાંની વહેલી ફુટી નીકળે છે. માંસનો ખોરાક ઘણો લીધાથી પણ એવીજ અસર થાય છે. એ સબબને લીધેજ જવાંન બાળકોને મસાલેદાર ખોરાકનુ ભોજન આપવાની, તથા ચાહે અને કાફીનો ઉપયોગ કરવાની મનાઇ કરવામાં આવે છે. જેઓ બાળકોને મોટા જથ્થામાં માંસનો ખોરાક આપવાની હીમાયત કરે છે, તેઓ આ બાબદથી કેવળ અજાણ્યાં હોવાં જોઇએ, આ ઉપરથી માતાઓએ એમ સમજી લેવું નહી, કે માંસનો કે મચ્છીનો ખોરાક બાળાઓને ખવાડવાની બીલકુલ મનાઈ કરવામાં આવે છે. સહેજસાજ યા સમધાત પ્રમાણમાં એવો

ખોરાક સલામતી સાથ આપી શકાશે, પણ હદ બાહાર પ્રમાણમાં એવો ખોરાક ખવાડવાની તો ખચીત મનાઈ કરવામાં આવે છે. એક બાહોશ તબીબ એ વીશે નીચે પ્રમાણે લખે છે:-

* "At the same time, it is possible to obtain the same desirable nitrogenous elements in oat meal, unbolted wheat flour, peas, beans, and other vegetable productions, which are wholly free from injurious properties. We are positive from numerous observations on this subject, that a cool, unstimulating vegitable or farinaceous diet would deter the development of the sexual organism for several months, and perhaps for a year or two."

## સ્ત્રીઓને એક ચોંકાવનારી સાહુચેતી.

જવાંનીનો ઉછળી નીકળતો ઉધર ભાવ, આવા ઇલાજે ચાંપતી રીતે અમલમાં મુકયાથી અટકે છે, એ વાતમાં જો કે સરાહગાત તો નથીજ, પણ એ ઇલાજો કયારે અમલમાં મુકવા ઘટે છે, તેનો બરોબર દુરંદેશીથી વિચાર કરવો ખાસ જરૂરનો છે, એમ વાંચક મિત્રોએ ધ્યાનમાં રાખવું. જેઓમા જવાંની વહેલી ખીલી નીકળવાનુ ઓધે ઉતરયું હોય, તો તેવાં સંજોગ વચે આવા ઇલાજે ચાંપતી રીતે અમલમાં મુકવાથી સારૂ પરીણામ આવવાની ફરેક વકી રહે છે. પણ ધ્યાન રાખવું, કે જેઓને ઓધે એવું ઉતરયું હોય, કે જવાંની અસુરેથી ખીલવા માંડે છે, યા શરીરનો ઉધર ભાવ શરૂઆતથીજ કંટાયલો, કે તવાયલો હોય છે, યા એકાદ લાંબા વખતના ચાલુ દરદ ( chronic disease ) થી શરીર લેવાતું જતું હોય, તો તેવા સંજોગ વચ્ચે મજકુર ઇલાજો અમલમાં મુકવાની સહેજબી ભલામણ કરવામાં આવતી નથી.

* Plain Facts For Old And Young, By Kellogg. M. D.

તેમજ આ ઈલાજો અમલમાં મુકતાં જે બીજી સાહુચેતી રાખવાની જરૂર માતાને છે, તે એ કે સાદો અને સુતરો ખોરાક આપવાને બાંહાને એટલી બધી હદ ઉપર નહી જવું, કે જેથી બાળાની ઉપર ભુખમરો પડે, અને નફો મેળવવાની આશામાં, શરીરને બીજી પીડાકારી વેઠવી પડે. આ ખોરાકની અને ખાંનપાંનની બાબદ વીશે કાંઈબી લંબાનથી લખવા કરતાં, વાંચકને મારા છેલ્લાં પુસ્તક 'જીવનશાસ્ત્રના ગુપ્ત ભેદ' ના ગુપ્ત દસ્તાવેજો તપાસવાની ખાસ ભલામણ કરૂં છું.

## સ્ત્રીના જોબંનમા સમાયલી એક કરાંમત.

સ્ત્રીની જવાંનીના બાબમા બોલતાં એક બાબદ જે વીદવાંન તબીબોએ અવલોકન ઉપરથી અનુભવી છે, તે અતરે દરશાવવી ખાસ જરૂરની છે. એક મતે એવું જાહેર થયું છે, કે કોઈબી કારણે જવાંન કન્યાંઓમાં જ્યારેબી જવાંનીનો ઉધર ભાવ જેટલો વેહલો બીલી નીકળે છે, ત્યારે યા તો જવાંનીનો ઉધર ભાવ જેટલો કવખતે (premature) પ્રગટી નીકળે છે ત્યારે, તે તેટલોજ વેહલો કરમાઇ પણ જાય છે. જે ઓરતો દસ યા બાર વરશની ઉમરે જવાંનીના બહારમા આવે છે, તે ઓરતો તેટલાંજ બીજાં વરશો ભાગ્યેજ પોતાની જવાંની ભોગવી શકે છે. બાર વરશની ઉમરે સ્ત્રીવેશમાં આવેલી એક ઓરત ચોવીસ કે પચીસ વરશની ઉમરે પુગતાંજ પોતાની જવાંની ખોવા માંડે છે, તેણીની જવાંનીનો બહાર કરમાવા લાગે છે, ખુબસુરતી બગડવા માંડે છે, અને કવખતે શરીર ઉપર કરચલીઓ પ્રગટી નીકળે છે. જીંદગીનો જે વખત ખુબસુરતી ભોગવવાનો હોય છે, અને જે વખતે દેહની આરોગ્યતા સંપુર્ણ રહેવાનો પ્રસગ હોય છે, તે પ્રસંગે તેઓ નબળાં, અને ઘરડાં થવા માંડે છે. એ પરીણાંમ કવખતે બીલી નીકળેલી જવાંનીના હોય છે.

બીજા હાથ ઉપર જે સ્ત્રીઓમાં જવાંની અસુરેથી બીલેલી હોય છે, તેઓ પોતાની કાંતી, અને ખુબસુરતી તથા દેહનુ સુખ, લાંબો વખત

ભોગવે છે. એ બીનામાં સરાહગાત નથી, કેમકે આપણ જોઇએ છીએ, કે ઠંડા મુલકની ૬૦ અને ૪૦ વરશની બાંનુએ આજે સોલથી વીસ વરશની જવાંન બાંનુઓ કરતા દેખાવ અને કાંતીમાં વધારે ચઢીઆતી દેખાય છે. એટલા માટે આ બાબદને ખાસ વજન આપવામાં આવે છે. જેઓનો ઉધર ભાવ વેહલો ખીલે છે, તેમને માટે એમ કદીબી સમજવું નહી, કે 'શરીરનો ઉધર ભાવ તંદરેસ્તી ભર્યો છે.' ના, ખરૂં જોતાં એ ઉધરભાવ, 'કમબખ્તીની નીશાંણી' સમાન ગણાવો જોઇએ છે. એવા સંજોગ વચે ક વખતે ઉછરી નીકળતા ઉધર ભાવને આગળ દરશાવેલા ઇલાજો અમલમાં મુકી કાબુમાં લેવો જોઇએ છે.

લા. દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૧૪ મું.

---

## દસ્તાંન, યાને રજો દર્શન.

## MENSTRUATION.



**માનવંત સજની—**

કન્યાકાળ પુરો થતાંજ બાળામાં જવાંનીના ચીન્હો દેખાવા માંડે છે. એમ છેલ્લાં પત્રમાં જોઇ ગયાં છીએ. સ્ત્રીની જવાંનીના અસંખ્ય ચીન્હો વીશે સ્ત્રી-ભવસાગરમાં તેમજ સ્ત્રી-દરપણવાલાં મારા પુસ્તકોમાં મેં લંબાનથી દરશાવ્યુ છે, એટલે તે લખાઇ ગયેલી બાબદને ફરી લખવાની હવે જરૂર નથી.

### સ્ત્રીની જવાંની, એક ગુપ્ત શક્તી.

એક બાળા જ્યારે જવાંનીમાં આવવા માંડે છે, ત્યારે તેણીની જવાંનીનો બહાર કુદકે અને ભુસકે વધ્યો જતો માલમ પડે છે. પુરૂષોના બાબમાં એમ એકદમ બનતું નથી, એ એક જાણવાજોગ બીના છે. પુરૂશોની જવાંની ઘણી ધીમે ધીમે વધતી જાય છે, તેમજ પુરૂશોમાં જવાંનીની શરૂઆત પણ સ્ત્રીઓના કરતાં અસુરેથી થવા માંડે છે. આ સબબોને લીધે, એક જવાંન છોકરા કરતાં તેનીજ ઉમરની એક છોકરી સ્ત્રીવેશમાં આવી જનમંડળનું જ્યારે ધ્યાંન ખેંચે છે, ત્યારે તેજ ઉમરનો એક જવાંન છોકરો, પેલી જવાંન બાળા, જે સ્ત્રી વેશમાં હમણાજ આવી છે, તેના કરતા ઘણોજ ઓછો, અને આછો દેખાવ, જવાંનીના બાબમાં કરે છે.

ઇનિસાંન માત્રમાં જવાંની, એ એક ગુપ્ત શક્તી કહેવાય છે. કન્યાવેશ દરમ્યાન, એક છોકરીમાં આપણુને જે કાંઇ જણાતું ન હતું, તે સઘળું જવાંનીની પેહલી શરૂઆતની ચીગારી તેણીના શરીર અંદર પડતાંજ, નવી નવી શક્તીઓ આપણુને દેખાવા માંડે છે, અને નવા નવા શારીરિક તેમજ માનસિક ફેરફારો, તે ઉધ્વરતી બાળા અનુભવે છે. એ, સઘળું કોઈ ગુપ્ત શક્તીને આભારી હોવુ જોઇએ, કેમકે જે નવી નવી પ્રેરણાબુદ્ધી, જવાંની પ્રકાશતાં એક બાળામાં પ્રગટે છે, તેનું મુળ કારણુ બીલકુલ ગુપ્ત રહેલુ જણાય છે. કન્યાવેશ દરમ્યાંન જવાંની પ્રગટ થતાં, નીચલા શારીરિક ફેરફારો આપણુને માલમ પડે છે

## સ્ત્રીની જવાંની ખીલતાંજ શરૂ થતા શારીરિક ફેરફારો.

૧, જોતાં જોતાંમાં કન્યાઓમાં કાંઇક નવી ઉલટ અને નવો ઉમગ, તેમજ નવી ઝમક અને નવું એન ખીલેલું આપણને દેખાય છે

૨, જોતાં જોતાંમાં છોકરીઓ દીન જતે ઉંચાઇમાં વધતી જાય છે. અને વરશ બે વરશમાં તેમની છાતીનો ઉધર ભાવ ખીલવા માંડે છે.

૩, કંમરના થાપા પોહોળાઇમાં વધવા માંડે છે,

૪, પીડુવાલો ભાગ મોટા થઈ ખીલતો જાય છે.

૫, બાહારની તેમજ બીત્તરની જનંન ઇન્દ્રીઓ ખીલવા માંડે છે, અને તેમનાં કદમા પણુ વધારો થતો જાય છે.

૬, * પગના ટેંટા ઉપર અને બગલના સાંધાની વચે આગળ ચાલતાં બાલ ઉગવા માંડે છે.

૭, ‡ ઘાંટી ખીલી નીકળે છે, અને અવાજ બદલાઈ સ્ત્રીપણાને છાજતો અને જોરદાર બને છે, તેમજ ગાવાના સરોદમા મધુર ફેરફાર થાય છે.

---

* Human Physiology, By Carpenter.

‡ જુવો કળાવંત નામનું મારૂં પુસ્તક; જેમાં મુંબઇની જ્ઞાનપ્રસારક મંડળી તરફથી આર્ય સંગીત ઉપર આપેલાં મારાં સઘળાં જાહેર ભાષણો પ્રગટ કરેલાં છે. કરતા.

## સ્ત્રીઓમાં જવાંની દરમ્યાંન ખીલી નીકળતી કેટલીક ગુપ્ત પ્રેરણા બુદ્ધી.

૮, સ્ત્રીને છાજતી મરીયાદા, અને લાજની ગુપ્ત પ્રેરણા બુદ્ધીનું તેણીને હવે પેહલીજ વાર ભાંન આવવા માંડે છે.

૯, શરમાળપણું પણ એજ વખતે પ્રગટી નીકળે છે, અને જવાંનીનો બહાર ખીલતાંજ, જવાંન પુરૂશોને જોઇને હવે તે પેહલીજ વાર શરમાવા માંડે છે.

૧૦ *રમતીઆળ ખવાસ હિયાંથી ખતમ થાય છે, અને તેને બદલે હવે તેણીમાં સ્ત્રીપણાને છાજતી હીલચાલનાં તમામ લક્ષણ આવવા માંડે છે, તેમજ તેણીના જીગરમાં નવા જુસ્સાઓ, નવી લાગણીઓ, નવી કલ્પનાઓ અને નવા શોખો, તેમજ નવી નવી આશાઓની પ્રેરણા બુદ્ધી રફતે રફતે ખીલવા માંડે છે,

## સ્ત્રીઓમાં જવાંની શરૂ થતાંજ એક નવી શક્તીનું પ્રગટ થવું. ' પ્યાર–પ્રેમ. '

૧૧, જવાંની શરૂ થતાંજ સ્ત્રીઓમાં પ્રીત અને પ્યારની ગુપ્ત લાગણી સરવેથી પેહલાં ખીલવા માંડે છે. પ્યાર અને પ્રીતની અતરાફમાં આવેલા સઘળા માનસીક જુસ્સાઓ પણ એજ પ્રસગે ખીલી રહે છે

૧૨, ખવાસ પણ બદલાય છે. એનું કારણ મનની હાલતમાં થતા ફેરફારને આભારી હોય છે. એવી રીતે એક કહ્યાગરી દીકરી, જવાંનીમાં આવતાંજ, ચીરડાઉ અને તુંદી, તથા બાજે વખત તકરારી બની જાય છે. બાજે વખત તે ગુસ્સાવાલી યા મીજાજી બને છે. આસા અને નીરાસા વચેનો ફરક તે ઘણી સહેલથી સમજવા માંડે છે.

એ ઉપરાંત અનેક બીજા ફેરફારો થવા માંડે છે. અલબતાં આ સઘળા ફેરફારો કાંઈ એકદમ જવાંની શરૂ થતાંજ સ્ત્રીઓમાં થવા જોઇએ એમ

* Landois and Stirling's Physiology. p. 113

સમજવું નહી. તેમજ દરેક બાળા, પોતાનો કન્યાકાળ પુરો કરી સ્ત્રી-વેશમાં આવવા માંડે એટલે તેણીમાં એ ફેરફારો થશેજ થશે, એમ પણ માનવું નહી પણ એટલું તો નક્કી છે, કે કોઇમાં અમુક લક્ષણવાળા ફેરફાર થવા પામે છે, તો કોઇમાં જુદીજ પ્રકારના ફેરફારો ખીલવા માંડે છે. કોઇમાં વેહલેથી કોઇક લાગણી પ્રગટે છે, તો કોઇમાં અસુરેથી પ્રગટે છે. સ્ત્રીની જવાંનીના બહારની આ એક ફક્ત ઉડતી તપાસ દરશાવી છે.

પણ એ સરવે ફેરફારોમાં એક મુખ્ય બનાવ જે કન્યાકાળ પુરો થતાંજ, અને સ્ત્રીવેશનું પ્રથમ દર્શન દેખાતાંજ જે બને છે, 'રજો દર્શન' ને નામે જણાયલો બનાવ છે. 'રજોદર્શન' એ ગુજરાતી શબ્દ છે, જેને ઇંગ્રેજી તબીબો, *menses* ને નામે ઓળખે છે. પારસીઓમાં એ શબ્દ 'દસ્તાંન' ને નામે ઓળખાય છે, અને સાધારણ રીતે એને 'માસીક માંદગી' કહે છે એ બાબદનું જ્ઞાન દરેક સ્ત્રીને ખાસ જરૂરનુ છે, અને તે વીશે બે બોલ અપ્રસંગોપાત કહેવાશે નહી.

## દસ્તાંન, યાને રજો દર્શન. માસીક માંદગી !

તબીબોના અવલોકન પ્રમાણે, સ્ત્રીના જનંન શરીરની રચના, મરદના જનંન શરીર કરતાં વધારે ગુંચવાડાભરી હોય છે. સ્ત્રીની બાહારની તેમજ ભીતરમાં આવેલી જનંન ઇન્દ્રીઓના પોષણ માટે વધારે લોહીની જરૂર હોવાને લીધે, મરદના કરતાં વધારે મોટાં પ્રમાણમાં તેમને લોહી પુરૂં પાડવાની કુદરતે યોજના રચી છે. મરદના પીડુવાલા ભાગમાં સમાયલાં જનંન અવયવો કરતાં, સ્ત્રીના પીડુવાલા ભાગમા સમાયલાં અવયવો વધારે અગત્યના તેમજ ભેદ ભરેલા હોય છે, જે ઓલાદની વૃદ્ધિનું કાંમ જગતમા કરી રહ્યાં છે. મરદોના પીડુમાં તેવાં અવયવો બીલકુલ ગેરહાજર હોય છે. સ્ત્રીનાં એવાં અગત્યનાં અવયવોને પુરતું પોષણ અને પુરતી તાકાત મળે, માટેજ તેમને મોટાં પ્રમાણમાં લોહી મળતું રહે છે. આવી રીતે ગર્ભસ્થાન યાને *Uterus*, સંતાંન–બીજ–

માર્ગની નળી યાને *Fellopean tubes*, સંતાંન-બીજ-સ્થાંન યાને *overies*, અને સ્તંન યાને *Breasts*, એ સઘળાંને પુરતા જથ્થામા લોહી મળ્યાથી, તે તૃપ્ત બની, જવાંનીના બહારનો પ્રસંગ આવી પુગતાંજ, સ્ત્રી વેશની નીશાંણીઓ દેખાવા માંડે છે. પુરૂશની જવાંની સ્ત્રી કરતાં અસુરેથી શરૂ થવાતુ, આ મુખ્ય કારણુ ગણાય છે.

## દસ્તાંન અને હમેલ વચ્ચે શું સબંધ હોય છે.

એ સર્વ નીશાંણીઓમા બહુ અગત્યની નીશાંણી જે દેખાવ દે છે, તે રજો દર્શન, યાને દસ્તાંનની નીશાંણી છે. દસ્તાન, યાને રજો દર્શન, બાળા સ્ત્રી વેશમા આવ્યા પછી, દર માસે બનતો એક સાધારણ બનાવ છે. દસ્તાંન આવવાનો બનાવ, સ્ત્રીની સંપુર્ણ જવાંની દેખાડે છે. એટલુંજ નહી પણ એ નીશાંણી, સ્ત્રી ફરજંદની વૃદ્ધી કરનારી છે, એવું અચુક દેખાડે છે. આપણા દેશ જેવી આબોહવાવાલાં દેશમા, સ્ત્રીની જવાંનીની શરૂઆત થતાંજ, સુમારે ચૌદથી પંદર વરશની ઉંમરે, દસ્તાંન યાને રજો દર્શન દેખાવ દે છે, અને તે લગભગ ૪૦ થી ૪૫ વરશ સુધી ચાલુ રહે છે. ગરમ આબોહવાવાલા દેશમા, તે એથી વેહલુ બંધ પડે છે

આ એક જાણવા જેવું છે, કે દસ્તાંન જેઓમા વેહલુ દેખાવ દે છે, તેઓમા તે વેહલું બંધ પણ પડે છે. સાધારણ રીતે એવી માન્યતા સ્ત્રીઓમા હોય છે. એ સીધાંત ઉપરથી જણાય છે, કે જે સ્ત્રીઓમા દસ્તાંન વેહલું દેખાવ દે છે, તે સ્ત્રીઓ ભર જવાંનીમા, એટલે સુમારે ૩૦ વરશની ઉમરમા બાળકને જન્મ આપતી બંધ પડે છે. સબબ, આગળ જણાવ્યા પ્રમાણે જે સ્ત્રીઓ જવાંની શરૂ થતાંજ અતી વેહલી માસીક માંદગી ભોગવવા માંડે છે, તેઓ ૩૦ કે ૩૫, વરશની ઉમરે માસીક પ્રસંગોની પીડાકારી ભોગવતી અટકે છે, અને પરીણામમા તેઓ ગર્ભધારણ કરતી નથી. આ ઉપરથી એવું સાબેત થાય છે, કે દસ્તાંન અને હમેલ એ બંને વચ્ચે અતી ઘાડો સંબંધ રહે છે.

## દસ્તાંન એટલે શું.

કન્યા કાળ પુરો થતાંજ સ્ત્રીવેશ શરૂ થવા માંડે છે. સ્ત્રી વેશની પેહલ્લી અને મુખ્ય નીશાંણી, તે માસીક માંદગીને નામે જણાયલો પ્રસંગ છે. એ માસીક માંદગી પ્રસંગે, લોહી જેવા રતાસવાલો પ્રવાહ, ગર્ભસ્થાંનમાથી ઝરફવા માડે છે. એ પ્રવાહી રજો દર્શન, યાને દસ્તાંનને નામે ઓળખાય છે. ઇંગ્રેજી જબાંનમા એ પ્રવાહ 'મેન્સીસ' *menses*, અથવા તો 'કેટેમેનીયા'-*catamenia* ને નામે બોલાય છે. સ્ત્રીની આવી હાલતને સાધારણ શબ્દોમા '*Being unwell* એમ કહેવાય છે.

## દસ્તાંન વીશે તબીબોની તકરાર. તે શરીર માહેલું લોહી છે કે નહી.

ફિઝીયોલોજીસ્ટોએ એવું સાબેત કીધું છે, કે આ પ્રવાહ જે વહે છે, તે ફક્ત ગર્ભસ્થાંનમાથીજ ઝરફવા માંડે છે, અને જેમ કેટલાકો કહે છે, તેમ એ પ્રવાહ કાંઈ શરીર માહેલું લોહી નથી. પણ વીદવાંન તબીબ પેન્કોસ્ટ ભાર મુકી કહે છે, કે એ પ્રવાહ જે ઝરફે છે, તે ખરેખર સ્ત્રીના શરીર માહેલું લોહી છે.

બીજા વીદવાન તબીબો, જેઓ મજકુર તબીબના મતને મળતા નહી હતા, તેઓએ દસ્તાંનના લોહીની ખાસીયત સાથ શરીર માહેલાં લોહીની ખાસીયતની રસાયણીક અખતરા કરી સરખામણી કરી જાહેર કીધું, કે દસ્તાંનના લોહીની બનાવટમા ખટાસનુ તત્વ (* acid reaction) માલમ પડે છે, અને શરીર માહેલાં લોહીમા ખારાસ (alkeline reaction) હોય છે; એ સબબને લીધે દસ્તાંનનુ લોહી શરીર માહેલુ લોહી હોઇ શકે નહી. આ તકરારનો રદીઓ, ડા૦ પેન્કોસ્ટે એવું કહી

* કેટલાક તબીબોના મત પ્રમાણે એ પ્રવાહમા 'ફોસ્ફરીક,' અને 'લૅક્ટીક' એસીડ હોય છે. Obstetric Medicine and Surgery, By Robert Barnes. M. D.

જાહેર કીધો, કે દસ્તાંનના લોહીમા જે ખટાસનુ તત્વ માલંમ પડે છે, તે જનંન માર્ગે–*Vagina*–મા ઉતપંન થતા ખટાસવાલા પ્રવાહીના સમાગમમા આવ્યાને લીધે હોય છે.

## દસ્તાંનની ખાસીયતો.

દસ્તાંનના પ્રવાહની ખાસીયત વિચીત્ર રહે છે. શરૂઆતમા તેમજ આખેરીના પ્રસંગે તે સહેજ ચીકટ હોય છે. દસ્તાંનની શરૂઆતમા એ પ્રવાહનો રંગ સહેજ રતાસવાલો હોય છે, પણ આગળ ચાલતાં ધીમે ધીમે તે ઘેરા રાતા રંગનો બને છે, આખેરીના દીવસ ઉપર તે બીલકુલ ફીકકો રંગ પકડે છે

## અનીમિયા અને કલોરોસીસના દરદવાલી સ્ત્રીઓના દસ્તાંનની ખાસીયત કેવી હોય છે.

જે સ્ત્રીઓના શરીરમા લોહી હોતું નથી, યાને 'લોહી સુકાઈ ગયલુ' હોય છે, એટલે જેઓને 'એનીમીયા કે કલોરોસીસની બીમારી લાગુ પડેલી હોય છે, તેઓને માસીક બીમારી પ્રસંગે જે પ્રવાહ જાય છે, તેનો રંગ મોટે ભાગે ઘણોજ ફીકકો, યા તો ફીક્કા લીલા રંગનો હોય છે.

## માસીક પ્રસંગે દસ્તાંનના ગુણ-લક્ષણ.

આ માસીક પ્રવાહનો જથ્થો, દરેક માસીક પ્રસંગે, દરેક સ્ત્રીમા એક સરખા પ્રમાણમા જવો જોઇએ એમ સમજવું નહી. જુદી જુદી દેહ યાને પ્રકૃતીવાલી સ્ત્રીઓમા, તેમજ તબીયતના નિરોગીપણાના પ્રમાણમા, તથા શરીરના બાંધા, અને કાયનાતના પ્રમાણમા, એ પ્રવાહ વધતો તેમજ ઓછો જવો જોઇએ. એક મોટા બાંધાવાલી તંદરોસ્ત સ્ત્રીને માસીક પ્રસંગે જેટલા જથ્થામા એ પ્રવાહ જવો જોઇએ, તેટલોજ જથ્થો, એક તવાયલી અને નબળા બાંધાવાલી સ્ત્રીને જો જાય, તો તે વાજબી કહેવાય નહી. સારી તંદરોસ્તી અને રૂષ્ટ પુષ્ટ બાંધાવાલી

એક નિરોગી સ્ત્રીને, દર માસીક પ્રસંગે, ચારથી ૭ ઔંસ જેટલો પ્રવાહ ઝરફે છે. અમુક રોગીષ્ટ હાલત દરમ્યાંન, એ પ્રવાહ મોટા જથ્થામા ઝરફે છે. કેટલાંક અજ્ઞાંનો એવું માને છે, કે 'એક સ્ત્રીને માસીક પ્રસંગે જેટલું વધારે દસ્તાંન જાય, તેટલો તેણીને વધારે ફાયદો થાય છે; તેણીના તનની સુખાકારી તેટલી વધારે વધે છે; તેણીના શરીર માંહેલું લોહી વધારે ચોખું થાય છે; અને તેણીનુ શરીર તેટલું હલકું પડે છે!, આ વીચાર બીલકુલ ભુલ ભરેલા છે. આળસુ અને અઇઆસી જીંદગી ગુજારનારી સ્ત્રીઓને, એ પ્રવાહ ઘણીકવાર મોટા જથ્થામા જાય છે.

## માસીક માંદગીની ખરી મુદ્દત વીશે.

આ માસીક માંદગીની મુદ્દત પણ તેટલીજ અચોકસ રહે છે. દરેક સ્ત્રી કાંઇ ચોકસ દીવસ સુધી આ બીમારી ભોગવતી નથી. પણ આ બીમારીની મુદત મોટે ભાગે પ્રવાહના જથ્થા સાથ સંબંધ રાખે છે, એ બીના જાણવા જોગ છે. કેટલીક વાર એ બીમારી એક અઠવાડીઆં સુધી રહે છે. પણ એટલું ધ્યાંનમા રાખવું, કે કોઇબી વખત આ બીમારીની મુદત, એક અઠવાડીઆંથી વધુ ચાલુ રહે, તો તે જરૂર કોઇક પીડાકારીને લીધેજ હોય છે. માટે તેવે પ્રસંગે જેમ બને તેમ, કોઇ કુશળ તબીબની સલાહ લેવી ઘટે છે.

બીજા હાથ ઉપર, ધ્યાંન રાખવું, કે એ પ્રવાહ ધીમે ધીમે બંધ થવો જોઇએ, અને જેમ જેમ તેના જથ્થાનુ પ્રમાણ ઓછુ થતું જાય, તેમ તેમ, આગળ લખ્યા પ્રમાણે તેના રંગમા પણ ફેર પડતો જવો જોઇએ. દસ્તાંન જો અચણુચ એકદમ બંધ પડી જાય, તો જાણવું કે કાંઇક ગંભીર બનાવથી તેમ થયું છે. ઘણીકવાર સરદીનો ચટકો લાગ્યાથી, યા મનની ઉપર કાંઇક મજબુત અસર થયાથી, યા કાંઇક દરદથી એ પ્રવાહ એકદમ અટકી પડે છે.

માસીક માંદગીની ખરી મુદ્દત ઓછાંમા ઓછી બે કે ત્રણ દીવસથી વધતાંમા વધતી પાંચથી સાત દીવસ સુધીની ગણાય છે. પણ સરેરાસ લેતાં આ મુદ્દત ચાર દીવસની વાજબી રીતે અંકાય છે.

સ્ત્રીઓમાં આ માસીક માંદગીની મુદત દર માસે શરૂ થાય છે. પણ ખરૂં જોતાં, દર ૨૮ દીવસે એ માંદગીની મુદત શરૂ થાય છે. એટલે દર ૨૮ દીવસેને આંતરે, આ માંદગી પાછી લાગુ પડે છે. પણ કેટલીક વાર એમ પણ બને છે, કે એ પ્રસંગ ૩૦, દીવસે પાછો શરૂ થાય છે, અને પાછું એમ પણ બને છે, કે કોઈ કોઈ સ્ત્રીઓ ૨૭ દીવસે, અને કોઈ કોઈ ૨૧ દીવસે પણ એ બીમારી ભોગવતી રહે છે. એક પુર તંદરોસ્ત સ્ત્રી, અગર જો નિયમીત તબીયત ગુજારતી હોય, તો આખાં એક વરશમાં તેણી ૧૩ માસીક પ્રસંગ ભોગવે છે.

જ્યારે એક બાળા પેહલ વેહલી એ બીમારી અનુભવે છે, ત્યારે તેની બીમારી કેટલા દીવસ સુધી લંબાશે, તે પ્રથમમા કેહી કે કલ્પી શકાતું નથી. કેટલીક વાર તો એવી બાળાઓ રજો દર્શન પેહલીવાર અનુભવ્યા પછી, કેટલાક મહીના સુધી તેઓ એ માંદગી બીલકુલ ભોગવતી નથી. પણ બે યા ત્રણવાર માસીક માંદગીનો અનુભવ મેળવ્યા પછીજ તેઓ પોતાની મુદત નક્કી કેહી શકે છે.

## દસ્તાંન ઉપર આબોહવાથી થતી જુદી જુદી અસર.

તબીબોના મત પ્રમાણે, ગરમી દસ્તાંનને વધારે છે, અને ઠંડી દસ્તાંનને અટકાવે છે. એમાં સરાહગાત જેવું હોય એમ મનાતું નથી, કેમ કે વીદવાંન તબીબ રોબર્ટ બાર્ન્સ લખે છે, " કે ઇંગ્લંન્ડમાં ઘણીક ઓરતો ફકત ઉન્હાળાની મોસમમાંજ માસીક માંદગી ભોગવે છે. બીજા હાથ ઉપર, જે સ્ત્રીઓ હિંન્દુસ્થાંનમાં વસી રાબેતા પ્રમાણે એ માંદગી ભોગવે છે, તેઓ જ્યારે ઇંગ્લંન્ડ પાછી ફરે છે, ત્યારે જવલેજ માસીક માંદગી અનુભવે છે."

## દસ્તાંન ઉપર ધંધા, અને ખોરાકથી થતી જુદી જુદી અસર.

જે વર્ગની સ્ત્રીઓ પૈસા અને દોલતના પ્રતાપથી રંગ રાગમા પડી મોજીલી જીંદગી ગુજારે છે, તેઓ માસીક માંદગી વેહલી ભોગવે છે.

બીજા હાથ ઉપર મેહનતુ વર્ગવાલી સ્ત્રીઓ, જેઓ પોતાનું ગુજરાન કરવા માટે પોતાનું તંન રગડી પેટની વેઠ કરે છે, તેઓ માસીક માંદગી અસુરેથી અનુભવે છે.

### દસ્તાંન પ્રસંગે શરીરમા થતા વીચીત્ર ફેરફારો.

આ બીના અબળાઓથી અજાંણી નથી, કે દસ્તાંન પ્રસંગે, યા તે પ્રસંગ આવી પુગવાની આગમચેતી તરીકે શરીરમાં ચોકસ પ્રકારના ફેરફારો થયલા તેઓ અનુભવે છે. થોડીક સાધારણ 'નરવસ' પ્રકારની લાગણીઓ સ્ત્રીઓને જે અનુભવવી પડે છે, તેમા અવાછી યાને બગાસાં, ઉંઘણસીપણું, ગરદનનું સેહજ અકડી જવુ યા રેહી જવું, ભુખ ભાગી જવી, ઘાંટુ પડવું ( hoarseness ) અડગરી, ( hic–up ), ઉલટી, આંકરાં ( cramp ) પીસાબ ઘડી ઘડી લાગવી, અને પેટ આવવા, ( diarrhœa ), આ સઘળી નીશાંણીઓ મોટે ભાગે દસ્તાંન પ્રડવામાં કાંઇક અટકાવ થયાથી, અનુભવવી પડે છે. પણ એ ઉપરથી એમ સમજવું નહી, કે આ સઘળી નીશાંણીઓ દરેક સ્ત્રીએ માસીક પ્રસંગે ભોગવવીજ જોઇએ. તેમ કાંઇ છેજ નહી, પણ કોઇમાં એક, તો કોઇમાં બીજી, અને કોઇમાં ત્રીજી, એમ જુદાં જુદાં દરદીમાં જુદી જુદી નીશાંણીઓ દેખાવ દે છે.

### દસ્તાંન પ્રસંગે સ્ત્રીની જુદી જુદી ઇન્દ્રીઓ ઉપર થતી વીચીત્ર અસર.

આદમીના શરીરના બંધારણમા અમુક જાતના અવયવોનો વર્ગ, જેને તબીબો glandular system એવે નામે ઓળખે છે, તે માહેલુ એક ખાસ અવયવ, જે સ્ત્રી જાતમા સ્તંનને નામે ઓળખાય છે, તેમા માસીક માંદગીને પ્રસગે મોટો ફેરફાર થઇ જાય છે. બને સ્તંન એ માંદગી પ્રસંગે એટલાં તો નાજુક થઇ પડે છે, કે તેને સહેજ સ્પર્શ થતાં તે દુખાય છે. પ્રખ્યાત તબીબ રોબર્ટબાર્ન્સે એ વીશે નીચે પ્રમાણે લખે છે.

" *The entire glandular system of the body undergoes stimulation.* The glands of the alimentary canal, of the skin, all exhale or secrete more actively. But the breasts exhibit the clearest phenomena. They swell, become tender to touch, even painful, and rarely, a little serous oozing may flow from the nipples."

## દસ્તાંન પ્રસંગે આંખ ઉપર કેવી અસર થાય છે.

*આ બહુ નાજુક પ્રસંગે આંખની અંદરના રંગમા પણ કાંઇક ફેરફાર થતો કેહવાય છે. આ ફેરફાર ધારી ધારીને જોતાં તુરત માલમ પડે છે. એજ રીતે સ્તંનના મુખનો રંગ પણ વધારે ઘેરો રંગ પકડે છે. જનંન શરીરના રંગમાં પણ તેવોજ ફેરફાર થઇ જાય છે

## જુદી જુદી જાતના જાનવરોની માદામા 'માસીક પ્રસંગ' ની અજાયબ જેવી હકીકત.

માસીક માંદગીની આ સઘળી અજાએબીઓ, સ્તંનવાલાં પ્રાણીઓમા પણ વધતા ઓછા ફેરફાર સાથ આપણને જણાય છે. હલકાં વર્ગમા આવેલાં સ્તંનવાલાં જાનવરો, જેઓ પોતાના બચ્ચાંઓને દુધ પાઈ ઉધારે છે, તેઓમા પણ માસીક પ્રસંગોની અજાએબીઓ એવીજ રીતે હસ્તી ભોગવતી, વીદવાંનોએ અવલોકન કરી નોધી છે.

જાનવરોમા એવી માંદગીને પ્રસંગે તેમના જનંન શરીરને લગતાં અવયવો, લોહીથી ભરાઇને ધાઇ આવે છે. કુત્રાની માદાઓમા એવે પ્રસગે જાણવા જોગ ફેરફાર જનંન શરીરમા થયલો જણાય છે. એવે સમે જનંન માર્ગ લોહી ધાઈ આવવાને સબબે વધારે રતાસ ઉપર ચહડેલો, અને સુજી આવેલો હોય છે, અને સહેજ લાલ રંગનો પ્રવાહ મોટા જથ્થામા વહેવા માંડે છે. આ પ્રવાહમા એક ખાસ ગુણ

* Obstetric Medicine and Surgery, By Robert Barnes.

જે કુદરતે મુકેલો છે, તે બેશક જાણવા જોગ છે. તે ગુણ એ પ્રવાહમા સમાયલો વાસ છે આ વાસ નર જાનવરનું ધ્યાંન તુરતજ ખેંચે છે, અને નર જાંનવરને એ વાસ આવતાંજ તેનો કામ પ્રગટે છે.

વીદવાંનોએ લગભગ એવીજ કીસમના ફેરફારો, સસલાં અને વાંદર નારીઓમા અનુભવ્યા છે. ચોકસ જાતની વાંદર નારીઓમા એવે પ્રસંગે, જનંન શરીરવાલી જગ્યાઓ અંદર લોહી ભરાઇ આવ્યાથી, તે જગ્યા લાલ સુરંગ જેવા રંગની દેખાય છે; એટલુંજ નહી, પણ કુલાં ( buttocks ), જાંગ અને પુંછડીની હેઠલનો ભાગ વટીક લાલચોલ થઈ આવે છે.

સામાન્ય તબીયતમા પણ કાંઇકિ એવાજ ફેરફાર થતાં નોંધાયા છે. દાખલા તરીકે, ગાયમા મજકુર પ્રસંગ આવી લાગતાં, તેણીની ભુખ એકદમ મરી જાય છે, અને તે ઘણીજ બેચેન જેવી દેખાય છે. અગર જો તે ખેતરમા ચારો ચરતી હોય છે, તો એકદમ અને અચાનક એવો પ્રસંગ અનુભવતાંજ, તે ચારો ખાતી અચકી જાય છે, અને કાંઇબી કારણ વગર ખેતરમા યા કોઇ ખુલ્લી જગ્યામા તે ભડકીને આડી અવલી દોડવા માંડે છે. આવી ઉસ્કેરાયલી હાલત, બે ત્રણ દીવસ સુધી, વધતી યા ઓછી તે જાનવરમા જોવામા આવે છે, અને તે પછી તે પાછી અસલ જેવી શાંત હાલતમા આવી જાય છે. સ્તંનવાલાં જાનવરોની માદામા, સ્ત્રીજાતની માસીક માંદગીને મળતી હાલતનું વીદવાંનોએ અવલોકન કીધા પછી, તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા છે, કે જાનવર તેમજ મનુષ્ય જાતની માદાઓમા બનતા આ કુદરતી પ્રયોગ એક સરખાજ છે. જાનવરોમા એ પ્રયોગની કીયા "oestrum" "heat" અથવા તો "rut" એવે જુદે જુદે નાંમે ઓળખાય છે. સ્તંનવાલાં જાનવરોની માદામા માસીક પ્રસંગે, મનના તેમજ તનમા થતા ફેરફારો કાંઇબી રીતે જોતાં મુળ બાબદમા, સ્ત્રીઓમા થતા ફેરફારથી જુદા પડતા નથી, એવું અવલોકન થયુ છે. આ સઘળાં અવલોકનની મુળ મતલબ,

એકજ સેવટનુ પરીણામ રજુ કરે છે, અને તે એજ, કે દસ્તાંનના પ્રવાહની ગુપ્ત ક્રીયા, જાનવર તેમજ ઇનસાંનની માદાઓના શરીર અંદર જે ચાલી રહી છે, તે કાંઇજ નહી પણ ઔલાદની વૃધ્ધી માટેજ છે.

સ્ત્રીજાતની ગુપ્ત શકતીનો આ એક ભેદી સવાલ છે. આ માસીક માંદગીના સવાલે વીદવાંન તબીબોના ખાસ ધ્યાંન રોકયા છતાં, હજી કાંઇ પણ નક્કી છેવટ ઉપર તેઓ એક મતે આવી શક્યા નથી. પણ સઘળી મતફેરી છતાં, એક સેવટ ઉપર તેઓ જે એક મતે આવી ચુકયા છે, તે આગળ દરશાવ્યુ છે. જુદાં જુદાં તબીબો જુદાં જુદાં વીચારો પોતાની શોધ અને અવલોકનને આધારે હજીબી આદમી જાતનાં ભલાં માટે રજુ કરચા જાય છે. એ સઘળાં અવલોકન, અને એ સઘળાં અનુમાન તથા સીદ્ધાંત જેટલાં તબીબોને જાણવા જોગ છે, તેટલાંજ સ્ત્રીજાતને સમજાવવા લાયક છે, છતાં આ નાહનાં પુસ્તકમાં તે ગોઠવી શકાતાં નથી, તેમજ સરલ ભાશામાં મર્યાદા રૂપે તે લખી શકાતાં પણ ન હોવાથી, સ્ત્રી–શાસ્ત્રના સાહિત્યનો તે બહુ કીમતી ભાગ, દલગીરી સાથ અતરેજ પડતો મુકવો પડયો છે.

લા. દુવાગીર.

* * *

*D. H. P.*



# પુસ્તક-બીજું.

## *કામ-શાસ્ત્ર.

## ( ભાગ-બીજો. )

## પત્ર ૧૫ મું.

### કાંમ વીકાર યાને હવસ પરસ્તી.

### AMATIVENESS.



**મીત્ર મેહરબાંન—**

સ્ત્રી-શાસ્ત્રનો આ ભાગ સ્ત્રીની હાલત ઉપર અનેક રીતે નવું અજવાળું નાંખે છે. આ એક નવીજ બાબદ છે, અને જો કે મારાં આગળાં પુસ્તકોમાં મે એ વીષય ઉપર કાંઇક ઉપર ટપકેથી ટીકા કીધી છે, પરંતુ આ પ્રસંગે, આ બાબદ ઉપર વીવેચન કીધા વીના ચાલે એમ નથી.

**કામશાસ્ત્ર એટલે શું ? તબીબી નજરે તેનો તપાસ.**

કામ યાને પ્રેમનું શાસ્ત્ર વીશાળ અને વીકટ છે. સંસારમાં તે બહુ

---

* જેઓને આ કામ-શાસ્ત્રના સાહિત્ય વીશે લંબાન લખાંન વાંચવું હોય, તેઓને, સ્ત્રી-હરપણુવાળાં મારાં પુસ્તકના ૧૩ ચીત્ર મુક્ત પત્રો વાંચવાની ભલામણ કરૂં છું. કરતા.

અગત્યનો ભાગ ભજવે છે. આદમીની જીંદગી સાથ પ્રેમ ઘણોજ નીકટનો સંબંધ રાખે છે. એ શાસ્ત્રનું બીજું નામ ' કાંમશાસ્ત્ર ' છે.

ઇનસાંન માત્ર પ્રેમને વશ થઇ પડે છે. એમ સમજવું નહી, કે આફ્રીકામાં વસ્તા જંગલીઓજ પ્રેમને વશ થઈ અઘટીત અને અકુદરતી કર્મો કરતા હશે ? ના, તેમ નથી. સુધરેલી પ્રજા જેટલી એ લાગણીને વશ થઇ પડે છે, તેટલીજ એ લાગણી જગલી પ્રજામાં વસે છે. કુધરેલાં, તેમજ સુધરેલાં, અર્ધ સુધરેલાં તેમજ જંગલી, સર્વે પ્રકારનાં અને સર્વે પકતીના આદમીઓ, એ મરજને આધીન થઇ પડવા સરજાયલાં છે. એમ સમજવું નહી કે પુરૂશોજ એ મરજને આધીન થઈ પડે છે. તેમ નથી. સ્ત્રીઓ પણ એ પીડાકારીને પાત્ર હોય છે એટલા માટે એ બાબદ તબીબી નજરે જોતાં, કેટલી હદ સુધી સ્ત્રી-પુરૂશના સંસારને સુખી અને દુખી કરે છે, તેનો કાંઇક ચીતાર અતરે દરશાવેલો યોગ્ય થઈ પડશે.

## આદમીનું નાંહનું અને મોટું ભેજું. તેના કાર્યો.

આદમીની સરજત સાથ જનંમથી સંધાયલા અનેક જુસ્સાઓમાં અમુક સંસારી જુસ્સાઓ, જે સંસાર વહેવાર દરમ્યાંન કુટુંબના સ્નેહમાં વધારો કરે છે, તે સઘળા જુસ્સા આદમીની ખોપરીની અંદર સમાયલાં ભેજાંના પાછળા ભાગમા પોતાનું * મથક કરી પડેલા છે. દાખલા તરીકે પ્રેમ, પ્રીત યાને પ્યારના સંબંધમાં ઉત્પંન થતી ભીન ભીન પ્રકારની લાગણીઓ યાને જુસ્સા, મરીયાદાપણુ, પ્યાર કરવાની મન્છા, દૃઢતાપણું, વફાદારી, સાચવટપણું, બચ્ચાં તરફનો પ્યાર, મીત્રો તરફનો ચાહા, ઘરબારની પ્રીત, દેશ તરફનો પ્યાર, વીગેરે એવાજ બીજા જુસ્સાઓ, આદમીના ભેજાંની પાછળી બાજુની હેઠલા ભાગમાં આવેલાં છે. ભેજાનો આ ભાગ, જે મધે ઉપર વર્ણવેલા જુસ્સાઓનાં મથક આવેલાં છે, તે, નાંહના ભેજાં-Small Brain,-ને નામે ઓળખાય છે.

* આ વીશે લંબાન વીવેચન માટે વાંચો મારૂ પુસ્તક 'સ્ત્રી-દરપણ'. કરતા.

નબીબી ભાશામાં ભેજાનો એ ભાગ 'સેરીબેલમ' ( cerebellum ) ને નામે જણાયલો છે.

**સ્ત્રીનુ નાંહનું અને મોટુ ભેજું.**



**આ ચીત્રમા નંબર ૨, વાલી જગ્યાના ભીતરમાં 'પ્યારની ઇન્દ્રી'નું સ્થાંન છે.**

ભેજાનો આ ભાગ દરેક આદમીમાં કાંઈ એક સરખાંજ કદનો હોતો નથી, એ બીના ધ્યાંનમાં રાખવી જુદાં જુદાં આદમીઓમાં તે વધતાં ઓછાં કદમાં ખીલેલો હોય છે આ કદના પ્રમાણ પ્રમાણે, અને ભેજાની ઉપર પડેલા છાલકા યા ઉડાં વીટાલા (convolutions) ના પ્રમાણ પ્રમાણે ઉપલા જુસ્સાઓનું બુદ્ધીબળ, તે માણસમાં ખીલેલું હોય છે બાળકોના ભેજાનો આ ભાગ બાળપણમાં જવલેજ ખીલેલો હોય છે. પણ વીદવાંનોના મત પ્રમાણે, પચીસથી ચાલીસ વરશ વેર એ ભાગ વજનમાં વધતો રહે છે.

સ્ત્રીઓનાં ભેજાનો આ ભાગ પુરૂશોના કરતાં ઘણો નાહનો હોય છે.

## સ્ત્રીની લહેકા અને લટકાવાલી ચાલની ઉતપતી શાથી થાય છે.

આ નાંહનુ ભેજું ઈનસાંનના શરીરમા બે મુખ્ય કાંમ કરે છે પેહલું, આગળ જણાવ્યા પ્રમાણે, સંસાર વહેવારમાં પેદા થતા અનેક જુસ્સાઓ તે ઉતપન કરે છે, અને બીજું, આદમીના શરીરની ઈચ્છાનુસાર હીલચાલને, તે એક સરખી રીતે ચલાવવાના કાંમમાં મદદ કરે છે

આ નાંહનુ ભેજુ આદમીની તમામ હીલચાલ તેમજ ખાસ કરી તેનુ સમતોલપણુ જાળવી રાખે છે ઉભું રહેવામા, બેસવામા, ચાલવામા, દોડવામા, અને હાથ પગની તેમજ આંગળાંની હીલચાલનુ સમતોલપણુ જાળવી રાખવામા તે મોટી મદદ કરે છે

અવલોકન કરતાં એવુ માલમ પડયું છે, કે જે આદમીનુ 'સેરી-બેલંમ' મોટુ હોય છે, તેની સંસારી લાગણીઓ અને જુસ્સાઓ વધારે પ્રમાણમાં ખીલેલા રહે છે, અને એવાં આદમીની ચાલવાની ઢપમાં, તેમજ હીલચાલમાં અમુક પ્રકારની દીલ ખેંચાય એવી સુંદર શોભા (grace and charm) સમાયલી રહે છે, જે નાંહના કદના સૅરીબેલમવાલાં આદમીઓમાં માલમ પડતી નથી. સ્ત્રીજાતની ચાલનો લટકો અને લહેકો, જે કોઈવાર પુરૂશોનુ ખાસ ધ્યાંન ખેંચી રહે છે, અને જેમાં અમુક પ્રકારની મોહેણી સમાયલી કહેવાય છે, તેનો એજ મુખ્ય સબબ હોય છે અમુક વર્ગની છટેલ અને લંપટબાજ સ્ત્રીઓમાં એવી ચાલ અને લટકા ખાસ કરી વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, તેનો સબબ એજ હોય છે

ભેજાના કાર્યો અને તેના ગુણ લક્ષણને લગતી બાબદો વીશે, લંબાંન વીવેચન કરવાની આ જગ્યા અનુકુલ ન હોવાથી, તે બાબદને અત્રેજ પડતી મુકી, મુળ બાબદ ઉપર બોલવું પ્રસંગોપાત થઈ પડશે. આપણુ આગળ જોઈ ગયાં છીએ, કે 'સૅરીબેલમ' માં અનેક જુસ્સા-

ઓના મથક આવેલાં છે, અને તે માંહેલો એક મુખ્ય તે * કામ વીકારને જન્મ આપનાર જુસ્સો છે. ઇંગ્રેજીમાં એ લાગણીને amativeness કહે છે.

બાળકોમાં તેમજ જવાંન ઉમરવાલાંઓમાં આ જુસ્સો ઉતપંન કરનારૂં મથક, આખાં ભેજાંનો સુમારે $\frac{1}{20}$ જેટલો ભાગ રોકે છે. પણ જેઓ પુખ્ત ઉમરે પુગ્યાં હોય છે–૨૫ વરશની ઉમરે–તેઓમાં, આખાં ભેજાંનો લગભગ $\frac{1}{6}$ ભાગ, એ લાગણીવાલાં મથકથી રોકાયલો જણાયો છે. ભેજાંનો આ ભાગ જેમ વધારે ખીલેલો હોય છે, તેમ કાંમવીકાર પણ વીશેસ ભડકેલો કહેવાય છે.

## જવાંન છોકરીઓમાં કાંમવીકાર શું શું કારણોથી ખીલી નીકળે છે?

આ લાગણી સાથ ઇનસાંનની જીંદગી અતી ઘાટો સંબંધ ધરાવે છે. જેઓમાં એ લાગણીનો જુસ્સો જવાંનીના બહારમાં કવખતે ખીલી નીકળે છે, અને કમનસીબે જેઓ એ લાગણીને પંપાલી, પોતાના જીવને સંતોશ પમાડે છે, તેઓની જીંદગીનો અંતઃ કવખતના મોતથી ટુંક ઉંમરે આવી જાય છે.

સંસાર વહેવારની આ લાગણી, કુદરતે આદમીમાં જગતની વૃધ્ધી માટે સરજેલી છે. પરંતુ તેનો સદઉપ્યોગ કરવાને બદલે, આદમી જ્યારે જાનવરની ખાસીયત ધારણ કરી, તેનો હદ બાહાર ઉપ્યોગ કરે છે, ત્યારે તે પોતાની જીંદગી અને જીવનને કેવા જોખમમાં લાવી નાખે છે, તે દરેક જને જાણવું અવશ્યનું છે.

આ લાગણીનો જુસ્સો, કુદરતે દરેક સ્ત્રી તેમજ દરેક પુરૂશમાં સરજેલો છે. કોઇબી સ્ત્રી કે પુરૂશ આ લાગણીના જુસ્સાથી બેનસીબ

* આ બાબદ વીશે વધુ ખુલાસો, સ્ત્રી–દરપણવાલાં મારાં પુસ્તકમાં, Tree of Life યાને જીંદગીનું ઝાડવાલી બાબદ વાંચ્યાથી મળશે. કર્તા.

સરજાયલું નથી. સ્ત્રી પુરૂશનો સમાગમ જગતની વૃધ્ધી માટે કુદરતે યોજેલી એક અગત્યની ક્રીયા છે. પણ જ્યારે એ ક્રીયા હદ બાહાર અમલમાં મુકાય છે, ત્યારે તેવાં સ્ત્રી-પુરૂષ, વીષઇ, લંપટી, તરીકે ઓળખાય છે.

## કાંમવીકાર એક ઓધે ઉતરતું દરદ છે.

આ લાગણીનો જુસ્સો ઘણીક વાર ફરજંદોને માબાપ તરફથી ઓધે ઉતરતા વારસા તરીકે ભેટ મળે છે. કેટલીક વાર તો આ જુસ્સો અમુક પ્રકારના *ખાનપાન કીધાથી જવાંન ઉમરમાં ઉભરી નીકળે છે.

## કાંમવીકાર કીયા કીયા ખોરાક ખાધાથી ભડકી ઉઠે છે.

જવાંન ઉમરે બાળકોને, ચરબદાર માંસ, ઈંડાં, જાતજાતની મચ્છી, મરી, ગરમ મસાલેદાર પકવાનો, બીર, પોર્ટર સાઇડર કે એવાંજ બીજી જાતના જલદ દારૂના પીણાં, તંબાકુ, ચાહા, કાફી, ચોકોલેટ, વીગેરે ખોરાક અને પીણાં જો માબાપો ખવડાવે, તો તેના પરીણામમાં આ લાગણી કવખતે તેઓમાં ખીલી નીકળે છે. આ સઘળી ખોરાકની ચીજો, લોહી ઉસ્કેરનારી હોવાથી, બાળકની કુમળી 'નરવસ-સીસ્ટમ' ઉપર તેની કાતીલ અસર થાય છે, અને પરીણામમાં જીંદગીના ખીલતા બહારમાં, એક નવા શોખનું તત્વ, કવખતે તેઓમાં ખીલી નીકળે છે. આ શોખ ખીલી નીકળતાંજ, તેઓ તે શોખને વશ થવાની તજવીજમાં પડે છે, અને તે તજવીજ કરવા જતાં, તેઓ પોતાની જીંદગીની ખુવારી કરે છે. મરદ તેમજ ઓરતને આ ચીતાર હીયાં સુધી એકસરખી રીતે લાગુ પડે છે; પણ હવે આ પીડાકારીના સેવકોમાં સ્ત્રીઓ કેવો ભાગ ભજવે છે, તેજ આ સ્ત્રી શાસ્ત્રમાં દરશાવવું ખાસ જરૂરનું છે. સબબ? સબબ આ જુસ્સાને લાગણી કહો, યા શોખ કહો, યા ગમે તો મંન્છા કહો, યા ગમે તો વિકાર કહો; પણ એક સ્ત્રી જ્યારે એ લાગણીને

---

*** વધુ માટે જુઓ સ્ત્રી દરપણ, તથા જીવનશાસ્ત્રના ગુપ્ત ભેદવાળાં મારાં પુસ્તકો. કરતા**

વશ થઇ પડે છે, ત્યારે તેની હાલત અતી અધમ થઇ જાય છે, અને બાજે વખત તે ખરાબીની ખાનમાં એટલી તો ઉંડી ગબડી પડે છે, કે તેમાંથી તેણીનો છુટકારો ફક્ત મોત આવી કરે છે. પણ ના. મોત કાંઈ એટલું દયાલુ નથી, કે કુદરતના કાએદા તોડનારને તેની શીક્ષા થવા આગમજ, દયા ખાઇ શીક્ષામાંથી તેણીને છોડવે. એવીઓનું મોત આવે તો વધારે બહેતર ! પણ મોત આવે તે આગમજ તો એવી સ્ત્રીઓને અનેક વેદના અને પીડાકારીની વેઠ લાંબો વખત સુધી કરવી પડે છે, અને જ્યારે તેણીની શીક્ષા પુરી થાય છે, ત્યારેજ મોત તેણીનો છુટકો કરવા, તેણીને ઘસડી જાય છે. પણ મોત બહુ અસુરેથી આવે છે.

## પેટી–કોટ, ( ઘાઘરા–ચણીઆ ) બૉડીસ, ( પેટી ),–કાંચળી ચોળી વીગેરે પોશાકો સાથ કાંમ વીકારનો સંબંધ.

પણ સ્ત્રીઓમાં વીષઇ ઇચ્છા ખીલી નીકળવાનુ એ ઉપરાંત એક બીજું કારણ પણ અનુભવીઓએ પોતાના અવલોકનને આધારે જાહેર કીધુ છે. એ કારણ સ્ત્રીના પેહરવેશના કેટલાંક કપડાંમાં સમાયલુ છે. સારે નસીબે આપણા દેશમાં સ્ત્રી–સુધારો અને સ્ત્રી–કેળવણી આટલી બધી વધવા છતાં, ઇંગ્રેજી સ્ત્રીઓના કેટલાક નુકસાંનકારક પેહેરવેશની નકળ હજી સુધી થઈ નથી. તબીબી મત એવું છે, કે સ્ત્રીની છાતી અને પીઠ, તથા કંમરના ભાગ ઉપર તંગ પોશાકો ચાલુ પેહરવાથી તેમના જનંન શરીરની હાલત વધારે ઉસ્કેરાય છે, અને તેથી સ્ત્રીઓમાં કાંમ વીકારની લાગણી મોટાં પ્રમાણમાં વધતી જાય છે.

તમો તુરતજ સવાલ કરશો, કે તંગ અને તતરબંધ પોશાક અને પેહરવેશથી સ્ત્રીમાં કેવી રીતે કાંમીક લાગણી ઉતપંન થાય છે ? એ સવાલ બેશક વાજબી છે, અને તેનો સંતોષકારક ખુલાસો થવો ઘટે છે. આ સંતોશકારક ખુલાસો હું મારા બોલોમાં કરૂં, તેના કરતાં પ્રખ્યાત

અમેરીકન તબીબ જેરોમ વોકરના શબ્દોમાંજ કરૂં છું. “ જે સમજદાર તબીબો એમ જરૂરનું ધારતા હોય, કે જવાંન છોકરીઓ મજબુત બાંધાવાલી થવી જોઇએ, તો તેઓએ છોકરીઓની કંમર ઉપર બંધાતા તંગ પટા, અને તંગ કૉરસેટને વપરાતા એકદંમ અટકાવવા જોઇએ, કેમકે એથી અનેક એવી ફરીયાદો જન્મ પાંમે છે, કે જેનો સેહજબી ખ્યાલ, જવાંન છોકરીઓને હોતો નથી. આ પટા તેમજ કોરસેટ પેહરવાની બીલકુલ ભલાંમણ કોઈબી સમજુ તબીબ કદીબી કરશે નહી, એવી મારી ખાતરી છે. ઘણા તગ નહી, પણ સેહજબી તંગ પેહરવેશ કે પટા પેહરયાથી સ્ત્રીના જનંન શરીર ઉપર બહુ ખરાબ અસર થાય છે. ”

૧, તંગ કંમરબધ બાંધ્યાથી ‘ લીવર ’ અને ‘ સ્ટમક ’ (હોજરી) ઉપર જે દબાંન થાય છે, તેથી એ બંનેની કાર્ય શકતી ઓછી થતી જાય છે.

૨, પીડુ ઉપર દબાંન થયાથી, પીડુમાં સમાયલાં જનંન અવયવોને એલજાંમ પુગે છે, અને પાછળથી એકાદ ગભીર પીડાકારીમાં પરીણામ આવે છે.

૩, છાતી ઉપર દબાંન થાય એવો પેહરવેશ પેહરયાથી, ફેફસાંમાં બાહારની હવા બરોબર જઇ શકતી નથી, બરોબર રીતે ખુલાસાથી દમ લેવાતો નથી, શરીરમાં અને છાતીમાં લોહી બરોબર ફરી શકતું નથી, હવા ફેફસાંમાં પુરતા જથ્થામાં જઇ નહી શકવાથી લોહી જોઇએ તેટલું સ્વચ્છ થતું નથી, અને એ સઘળાંનુ સામટું પરીણામ, એક નહી પણ અનેક ભેગી પીડાકારીમાં આવે છે.

આ કૉરસેટ અને કંમરબંધવાલા તંગ પેહરવેશના જેવી અસર, આપણા દેશની હાલની કેળવણી પાંમેલી જુદી જુદી ન્યાત અને જાતવાલી સ્ત્રીઓના પહેરવેશથી થતી જાય છે. એ પહેરવેશ તે હિંન્દુ

સ્ત્રીઓની કાંચળી, ચોળી, પેટી અને ચણીઆ છે, અને પારસી સ્ત્રીઓની પેટી, બૉડીસ, કૉરસેટ અને પૅટીકોટ છે.

હવે સવાલ ઉઠે છે, કે આવો તંગ પહેરવેશ પેહરવાથી સ્ત્રીનો કાંમ કેવી રીતે પ્રગટે છે સ્ત્રીની કંમરની ઉપરના તેમજ કંમરની હેઠળના ભાગ ઉપર તંગ પોશાક પેહરવાથી જનંન ઈન્દ્રીઓમાં લોહીનો જમાવ થતો રેહાથી, પરીણામમાં કાંમવીકાર ઉસ્કેરાયલી હાલતમાં રહે છે.

## સ્ત્રીના ફેશંનવાલા પોશાક સાથ તેમની અનીતીનો સંબંધ.

આ વાત એક નવા અને અતી નાજુક સવાલને જન્મ આપે છે. ભપકાભરેલા અને ફૅશનવાલા પોશાકો સ્ત્રીની ઇમાનદારીને અનીતી તરફ ઘસડાઇ જવાને કેટલીક વાર કારણ આપે છે, એમ સંસારના અનુભવીઓનું કહેવું છે. ગુન્જાસ ઉપરાંત એવા ભપકાવાલા પોશાકો માટે હદ બાહારના ખરચ રાખ્યાથી અંતે અનીતી તરફ અમુક ખાસીયતવાલી સ્ત્રીઓને ઘસડાઇ જવું પડે છે. જેઓની પાસ પૈસા હોય, તેઓને એવા પોશાકો માટે મોટા ખરચ કીધાથી સેહજબી નુકસાંન થતુ નથી. જેઓ વાડી બંગલે રહી, ગાડી ઘોડે ફરી પોતાના પૈસાના જોરે મન પસંદ પોશાક પેહરવાના શોખ પુરા પાડે, તેમને માટે કાંઇ બોલવું નથી, પણ જેઓની ગુંજાસ એટલા પૈસા ખરચવાની હોતી નથી, તેઓને એવા મોઘા પોશાક સીધી રીતે નહી, તો આડકતરી રીતે નુકસાંન કરે છે. તે કેમ ?

પોતાનો કંગાલ સંસાર જેમ તેમ નીભાવતી અને પ્રમાણીક મેહનતે પાંચ પૈસા મેળવતી એક ગરીબ સ્ત્રી, એવા મોઘાં કપડાં પાછળ જોઇતી નાંણાની રકમ કયાંથી ફાજલ પાડી શકે ? તેણીને લાગેલો આવા ભપકા વાલા પોશાકનો શોખ, તે કેવી રીતે પુરો પાડી શકે ? જો તે સ્ત્રી બીલકુલ પ્રમાણીક, બીલકુલ ઇમાનદાર અને બીલકુલ સદગુણી રહે,

તો તેણીને બીલકુલ સાદો પોશાક પેહરવો પડે. પણ એવી સાદાઇથી જો તે પોતાને બીલકુલ હીણાઇ જતી સમજે, તો પછી તેણીને મોઘા પહેરવેશની ખરીદી કરવી પડે, અને તેવા મોઘા પહેરવેશની ખરીદી માટે જોઇતા પૈસા મેળવવા તેણીને પોતાની ઇમાનદારી અને સદગુણ ખોઇ દેવાની ફરજ પડે. પણ આ બાબદ અતરે દરશાવવાની જરૂર નથી. આ અદના લખનારે અનેક વાર એ બાબદ જાહેર છાપામાં તેમજ જાહેર ભાશાંણોમાં ચરચેલી છે, માટે એવી બાબદ જાહેર છાપાને માટેજ અલગ રાખવી ઘટે છે.

## સ્ત્રીના બાલના અંબોરા અને ચોટલા સાથ કાંમવીકારનો સંબંધ.

સ્ત્રીઓ, જેઓ પોતાના માથાંના બાલનો તાંણીને અંબોરો યાને ચોટલો બાંધે છે, યા તો જેઓ પોતાના બાલનો ચોટલો ખેંચીને ગુંડે છે, તેઓનો કાંમ વીકાર આડકતરી રીતે ઉસ્કેરાયલો રહે છે; કેમકે સ્ત્રીના અંબોરાનો ગાંઠ, માંથાના જે ભાગ ઉપર તાંણીને બાંધવામાં આવે છે, તે તેજ ભાગ છે, કે જયાં મજકુર લાગણીનુ મથક આવેલુ છે. આ જગ્યા ઉપર બાલને ખેંચીને બાંધ્યાથી, તે જગ્યા ઉપરની ચાંમડી ખેંચાય છે, અને તેથી માંહેલા ભાગમાં ગરમી ઉતપંન થાય છે, અને એ ગરમીના પરીણામે કામીક લાગણી જન્મ પાંમે છે. આ કારણ ઉપર આપણા દેશની સ્ત્રીઓનું ધ્યાન ખેંચાવું જોઇએ છે, કેમકે અંબોડા તાંણીને બાંધવાનો ચાલ, આપણા દેશની કેટલીક જાતની સ્ત્રીઓમાં જોવામાં આવે છે.

## સ્ત્રીના અઇઆસીપણા સાથ કાંમ વીકારનો સંબંધ.

સ્ત્રીઓમાં ખોરાક અને પહેરવેશથી ઉતપંન થતી કાંમવીકારની લાગણી પછી, જે બીજું કારણ એવી ઇચ્છાને જન્મ આપે છે, તે સ્ત્રીનું અઇઆસીપણું છે. પણ એખલું અઇઆસીપાણું કાંઇ એ ઇચ્છાને જન્મ

આપે છે એમ નથી; તેની સાથ એક બીજું કારણ પણ જોડાયલું હોય છે. આ બીજું કારણ પ્યાર અને પ્રેમની વારતાવાલાં સાહિત્યનું છે. જવાંન બાળાઓના માબાપોએ આ વાત ઉપર ધ્યાંન પુગાડવું જોઇએ છે, કેમકે તેમની જવાંન બાળાનો મોટો ભાગ, આળસુ પડી રહી પ્રેમ અને પ્રીતના ઇંગ્રેજી કે ગુજરાતી સાહિત્યને વાંચતી રહે, ત્યારે તેમના મંન ઉપર થતી અસરના પરીણામમાં કામીક લાગણીઓ જન્મ લેવા પાંમે છે. એક પ્રખ્યાત તબીબ એ વીશે લખે છે કે.—

*"It is almost impossible for a woman to read the current " love-and-murder " literature of the day and have pure thoughts, and when the reading of such literature is associated with idleness-as it almost invariably is-a woman's thoughts and feelings *cannot be other then impure and sensual.*"

કાંમની લાગણી, સ્ત્રીઓમાં કેટલાંક દુખ દરદને લીધે પણ ઉસ્કેરાય છે, એ જાણવા જોગ બીના ધ્યાંનમાં રાખવી. સ્ત્રીઓમાં કબજીઆતની બીમારી કાંમવીકારનું એક મુખ્ય કારણ ગણાય છે. પુરૂશોમાં પણ એવુંજ બને છે. બેહન, સ્ત્રી દરપણવાલું મારૂ પુસ્તક જુવો. તે મધે ૨૯૧ મા પાના ઉપર એક બહુ અગત્યનું ચીત્ર મેં આપેલું છે. કબજીઆતના દરદથી ગર્ભસ્થાંનને કેવી ગંભીર પ્રકારની નુકસાંની થાય છે, તે ત્યાં વીગતવાર દરશાવેલું છે. પણ તે ઉપરાંત જે સ્ત્રીઓમાં કબજીઆતનો મરજ ચાલુ હોય છે, તેઓની કાંમવાસના મોટે ભાગે ઉસ્કેરાયલી રહે છે, એ એક નવી ફરીયાદ છે, જે સ્ત્રીઓએ કદીબી ભુલી જવી જોઇએ નહીં. કબજીઆતની પીડાકારીના ઇલાજો મેં સ્ત્રી દરપણમાં લંબાનથી આપેલા છે, એટલે તે અતરે ફરી નોંધવાની જરૂર રહી નથી.

---

* Science of a New Life, By John Cowan, M. D.

## સ્ત્રીઓમાં કબજીઆતથી કાંમ વીકાર કેવી રીતે ઉશ્કેરાય છે. ( ચીત્ર સાથ )

A

બ્લૅડર
યાને
પીસાબના ફુકો







સકરો યાને
મળ માર્ગ

B

બ્લૅડર
યાને
પીસાબના ફુકો

સકરો યાને
મળ માર્ગ



## પ્રસવદ્વાર અને તેને મથાલે ગર્ભસ્થાંન.

( વધુ ખુલાસા માટે વાંચો સ્ત્રી દરપણ )

## વીષઈપણું. એક અજબ વીચાર !

ઘણાંકો એવુ સમજે છે, કે પરણી જીંદગીમાં હદ બાહારનુ વીષઈ પણુ. કાંઈ જીવ કે જીંદગીને નુકસાંન કરતુ નથી, કેમકે તે તો 'લગનના હક' નો ભોગવટો છે ? એ એક અજબ વીચાર છે! પણ એવો વીચાર

કેવળ ભુલ ભરેલો છે. કુદરતનો કાએદો તોડનાર અને તેની શીક્ષાને પાત્ર થાય છે. અને તે શીક્ષા તેને ભોગવવી પડે છેજ. પછી તે કાએદો તોડનાર પરણેલી હોય, યા કુવારી હોય, ( સ્ત્રી યા પુરૂશ કોઇબી હોય ), તો કુદરતની નજરમાં તે કાંઇ અપવાદ તરીકે ગણાતી નથી. કુદરતની નજરમાં વીષઇપણું, તેના મુકરર કરેલા કાએદાને તોડનાર છે, અને તે કાએદાને તોડનાર કુદરતના મારને લાયક ઠરે છે.

## વીષઈ સ્ત્રીઓના ધણીઓ !

કોઇક સ્ત્રીઓમાં આ વીષઈપણાની લાગણી મરદો કરતાં વધારે ખીલેલી હોય છે. એવી સ્ત્રીઓ જ્યારે પરણી જાય છે, ત્યારે તેઓના ખાવીંદોની હાલત, બહુ થોડા વખતમાં, તનથી તેમજ મનથી એવી તો હલાક થઈ જાય છે, કે પરણ્યા પછી થોડી મુદતમાં તેઓ પોતાની પરણેતરને કવખતે વીધવા બનાવી ચાલતી પકડે છે. સારાં નસીબે એવી વીષઈ લાગણીવાલી સ્ત્રીઓની સંખ્યા, વીષઇ લાગણીવાલા મરદો કરતાં ઘણીજ થોડી હોય છે. સ્ત્રીઓ જ્યારે આવી જાતની કાંમ વીકારની પીડાકારીનો ભોગ થઇ પડેલી હોય છે, ત્યારે તેમની હાલત પુરૂશો કરતાં વધારે ખરાબ થઇ પડે છે.

કેટલાકો આ લાગણીને પ્રેમાગનીને નામે ઓળખે છે. ખરૂં જોતાં તો પ્રેમનું પવીત્ર નામ એવી લાગણીને આપવું છાજતુજ નથી. પ્રેમના કરતાં એવી લાગણીને ' હવસ ' નું નામ આપવું ઘટે છે. ખરી વાત તો એ છે, કે હવસની આવી હદ બાહારની ઇચ્છા ચાલુ રાખ્યાથી, તેની અગનમાં પડેલાંઓ તે આગથી બળી ભસંમ થાય છે. કોઇબી રીતે જોતાં એ ઇચ્છા સમધાતપણામાંજ સંસારને સુખી કરે છે; પણ વગર સમધાતપણે જ્યારે તેનો ઉપ્યોગ થાય છે, ત્યારે તે જીંદગીનો નાશ કરે છે.

## વીષઈ સ્ત્રીઓને પીછાનવાની રીત.

( એવી સ્ત્રીઓનાં શરીર કેવાં હોય છે ? )

આગળ આપણ જોઈ ગયાં છીએ, કે ' સૅરીબેલમ ' યાને નાંહનું ભેજું, આપણી તમામ હીલચાલનું સમતોલપણું જાળવી રાખવાની શક્તી ધરાવે છે. હવે જેઓ વીષઈપણાની મોજમાં લીન થઇ પડે છે, તેઓના શરીરના સાંધાઓ નબળા પડતા જાય છે, અને મુખ્ય કરી પગના ગુઠણના સાંધા વધારે નબળા થઇ લુલા જેવા થવા માંડે છે. તેનું કારણ એજ કે, ' નાંહના ભેજાં ' નો હદ બહાર ઉપ્યોગ થયાથી, તે નબળું પડતું જાય છે, અને પરીણામમાં એવી સ્ત્રીઓ ( તેમજ પુરૂશો પણ ) પોતાનું સમતોલપણાનુ લક્ષણ ખોઇ દેવા માંડે છે, જેની અસરથી પગના સાંધા નબળા પડતા જાય છે એ ઉપરાંત એવી સ્ત્રીઓનાં શરીરનાં 'મસ્લ્સ' પોચાં થવા માંડે છે, અને તે ઢીલાં પડી જઇ લબડી પડતાં જાય છે, અને પગ ઘસડાતા હોય એમ લાગે છે. આ સઘળું, એક સમધાત સંસારી જીંદગી ભોગવનારી સ્ત્રીમાં બીલકુલ હોતું નથી. એક પુર તંદરોસ્ત સ્ત્રી, પરણ્યા પછી, અગર જો પોતાની શારીરિક હાલતની આવી હકીકત, કોઇ કુશળ તબીબ આગળ રજુ કરે, તો પેહલી નજરે જોતાં, બીજાં કોઈ કારણોની ગેરહાજરીમાં, તે સ્ત્રીને કાંમવાસનાનો ભોગ થઇ પડેલી ધારી લઇ, તેની સારવાર તેજ ધોરણે તે તબીબ ચાલુ કરે, એ બનવા જોગ છે.

ભોલી બીચારી નારી ! એક મારો તબીબ મીત્ર, જેણે આ મારૂં લખાંન છપાયા આગમજ વાંચ્યું, તેણે નીચલો એક 'કેસ' મારી આગળ પોતે અનુભવેલો દરશાવ્યો. તે મીત્રની પરવાનગીથી, તેનાજ શબ્દોમાં, તેના દરદીની હકીકત હું રજુ કરૂંછું.

### એક કાંમવીકાર સ્ત્રીના ખરા બનેલા કેસની હકીકત.

ડાક્ટરઃ—આવોજી આવો ! કેમ શું ફરમાસ છે ?

દરદીની માતાઃ—આવો, આએ છોકરીને જરા તપાસીને સારી જેવી દવા આપોની. જુવોની આજ છ છ મહીના થયા એ લેવાતી જાય છે? કેવું મજેહનું આંગ હતુ, કેવી મજેહની તંદરોસ્તી હતી! બસ લેવાતીજ જાય છે?

ડાકટરઃ—તમુને શું થાય છે માય? તમુને જે કાંઈ થતું હોય, તે ધીરેથી મને જણાવો?

દરદીઃ—આજ લગભગ બે મહીના થયા મારી કંમર અને બરડામાં દુખારો થયા કરે છે. મારાથી લાંબો વખત બીલકુલ બેસાતું નથી, ને જો બેસુછ, તો કંમર અને બરડો બીલકુલ 'નીકળી પડતો' હોય એમ લાગે છે. ખાધેલું હજમ થતું નથી. પીંડુમાં કાંઈ ભાર હોય એમ લાગે છે. માથું દુખીયા કરેછ. પેહલ્લાં મને એવું કાંઈ હતું નહી, પણ લગભગ બે મહીના થયાં એમ થવા માંડયુંછ.

ડાકટરઃ— વારૂ, બીજું કાંઈ?

દરદીઃ— મારાથી દાદર ઉપર અગાઉની કાંની ચહડાતું ઉતરાતું નથી; હું ચહડતાં હાંફી જાઉછ, અને પગનાં ટેટાં દુખાઈ આવે છે. ને પગનાં તેટાં બધાં ઝુલાઈ પડીયાં છે.

ડાકટરઃ— વારૂ બીજું કાંઈ?

આ પછી મારા તબીબ મીત્ર પોતાના દરદીને ઉલટપાલટ સવાલ પુંછવા માંડયા.

ડાકટરઃ— તમારી ઉંમર કેટલી?

દરદીઃ— ચોવીસ-પચીસ વરશ.

ડાકટરઃ— તમારી યાદદાસ્ત શકતી સારી છે કે?

દરદીઃ—છે. સાધારણ જેવી છે. પણ કોઇ વખતે કાંઇ મુકેલું મેલેલું હોયછ, તે ભુલી જાઉછ.

ડાકટરઃ—તમારા લગન થયાછે કે ?

દરદીઃ—જી ૭ સાત મહીના થયા.

ડાકટરઃ—તમે તમારે સાસરે રહોછો કે મહીરે ?

દરદીઃ—જી હું મારે સાસરે રેહુંછું.

આ દરદીને બીજા કેટલાક સવાલો પુછી તેણીને વાજબી સલાહ અને દવા આપી મારા તબીબ મીત્રએ તેણીને બે-ચાર મહીના હવાના ફેરફાર માટે જવાની તાકીદ કીધી. મારો મીત્ર કહે છે, કે આ દરદીનુ ખુંન કરવાનો આરોપ, સંસારના કાએદા પ્રમાણે તેણીના ધણી ઉપર ઘડી કાહાડવો જોઇએ, કેમકે પેલી દરદી સ્ત્રી કાંઇજ નહી, પણ તેણીના ધણીના વીષઇપણાનો ભોગ થઇ પડી હતી, અને આ સઘળી પીડાકારી પરણ્યા પછીની બંને જંનની હદ બાહારની વીલાસી જીંદગીનું એક અચુક પરીણામ હતું. અને બેશક તે ખરૂં પડયું, કેમકે ડાકટરની ફરમાસને અનુસરી, પેલી દરદી સ્ત્રીએ જ્યારે પોતાની ખરી હાલતને જાંણી લીધી, ત્યારે તે પોતાના ધણીથી છુટી પડવા, ચાર-પાંચ માસ મુબઇની બાહાર જઇ વસી, અને જ્યારે તે પાછી ફરી, ત્યારેજ તેણીએ પોતાની ખરેખરી ભુલ જોઈ.

**કાંમવીકાર, એ લોહીનો ગુણ છે.**

આ કાંમ વીકારની પીડાકારી ઘણીક વાર ઓધે ઉતરે છે, એ બીના સ્ત્રીઓએ જાણવી જરૂરની છે. એવાં વીષઇ માબાપોના ફરજદો ઘણીક વાર તેવાંજ લંપટી નીકળે છે. આ દલીલ તવારીખે નોધાયલા હેવાલથી સાબેત થઇ ચુકી છે, જે વીશે અતરે લંબાંન કરવું ફોકટ છે. ઇંગ્રેજી સાહિત્યના વાંચકો, પ્રખ્યાત આગ્સટસના દીકરા અને દીકરીની અનીતી ભરી ચાલથી અંજાણ ન હશે. સોલોમંનની જીંદગીથી કોણ અજાણ્યું છે ? જે ધણી એક્કી વખતે

**સાત સો બાઈડી, અને ત્રણ સો સખીઓનું જનાંનખાનું**

રાખતો, તેના દીકરાની જીંદગી, તવારીખમાં શું કહે છે ? ઓધે ઉતરતા

ગુણ લક્ષણનું નિયમીતપણું, ન તુટે એવી દલીલથી સીદ્ધ થયું છે, અને તે ઉપરથી માનવાને કારણ મળે છે, કે વ્યભીચારીપણું ઓધે ઉતરે છે. આ સબબને લીધે, સ્ત્રીઓએ પરણવા આગમજ પુરૂષના એવા ગુણ–લક્ષણ માટે ખાસ તલાશ કરવી ઘટે છે, કેમકે તેમની ભવીશની ઓલાદનું તેમાં ભલું સમાયલું છે.

## કાંમવીકાર સ્ત્રીઓનો ચીતાર.

વીલાસી જીંદગીના પરીણામનો ખરો ચીતાર પુરેપુરો રજુ કરવાને બની આવે, એટલું મોટું આ પુસ્તક નથી. એ પીડાકારી જેટલી મરદની ખરાબી કરે છે, તેટલીજ, બલકે તેથીબી વધારે ખરાબી સ્ત્રી-જાતની કરે છે. આવી જીદગી જો એક પરણેલી સ્ત્રી ગુજારતી હોય, તો જો કે શરૂઆતમાં તે તેમાં પોતાની જીંદગીનું મોટામાં મોટું સુખ સમજી લેતી હશે ખરી, પણ ધીમે ધીમે અને ધીરે ધીરે જે ગુપ્ત પીડાકારી તેણીના શરીરની 'નરવસ–સીસ્ટમ'ને લાગુ પડતી જાય છે, અને તેની ધીમી અસરથી જે અગણીત ફેરફારો તેણીના શરીરના બીજા અવયવોમાં થતા જાય છે, તેનું સેહજબી તેણીને ધ્યાંન રહેતું નથી. સેવટે એવી સ્ત્રી, પોતાની જવાંનીના ખીલતા બહારમાં, ધીમે ધીમે કરમાતી જાય છે, તેણીનો હસમુખો ચેહરો સોહોરા તો જાય છે, તેણીનો ચાલવાનો આગળો લેહકો અને લટકો આપો આપ બદલાઈ જાય છે, શરીરનાં 'મસ્લ્સ' પોચા બની, ઢીલા થઈ ઝુલાઇ પડે છે, અને એવી સ્ત્રીઓ મોટે ભાગે વાંઝણી રહે છે. એક બાહોશ તબીબ, આ સઘળો મામલો જોતાંજ શકમાં પડે છે. પેલી ભોલી નાર ! તે સઘળી હકીકત પોતાના તબીબ આગળ રજુ કરે છે, પણ એકજ વાત તે તબીબને જણાવતી નથી, સબબ જો તે પરણેલી હોય છે, તો 'લગનના હક' નો આવો ગેર ઉપ્યોગ કીધાથી તેણીની આવી ખરાબી થઇ છે, એમ તે સેહજબી જાણતી નથી.

પણ જ્યારે તેણીની જીંદગી ખરાબીના ખડક ઉપર જઇ અથડાય છે, અને તેણીનો તબીબ, જો સારે ભાયગે કુશળ હોય છે, તો તે તેણી-

ને સમજાવી સીધે રસ્તે ઉતારે છે, અને જો બહુ મોડું થયું ન હોય, તો તે દરદી કવખતે મરતી બચે છે.

**મોજ શોખમાંથી અનીતી કેવી રીતે જન્મ લેઈ શકે છે.**

અનીતી અને મોજશોખને ઘાડો સંબંધ રહે છે, એ કદીબી ભુલી જવુ નહીં. મોજીલી જીંદગી અનીતી સાથ હંમેશાં જોડાયલી છે, તેનો ટુંક ચીતાર, એક પ્રસીદ્ધ લેખક કેવી રીતે ચીતારે છે, તે ઉપર દરેક વાચકનું ધ્યાંન ખેંચાય એવું સમજી તે અતરે નોધી લેવું હું વાજબી ધારૂ છું.

*THE TENDENCY OF LUXURY IS TOWARD DEMORALIZATION.

The tendency of luxury is toward demoralization. Rome never became dissipated and corrupt, until her citizens became wealthy, and adopted luxurious modes of living. Nothing is more conducive to sound morals than full occupation of the mind with useful labour. Fashionable idleness, is a foe to virtue. The young man or the young woman, who wastes the precious hours of life in listless dreaming, or in that sort of senseless twaddle which forms the bulk of the conversation in some circles, is in very great danger of demoralization. Many of the usages and customs of fashionable society seem to open the door to vice, and to insidiously, and at first unconsciously, lead the young and inexperienced away from the paths of purity and virtue."

લી. દુવાગીર.

* * *

D. H. P.

* Plain Facts, By Kellogg.

# પત્ર ૧૬ મું.

## કામ શાસ્ત્ર.

## સ્ત્રીનું જોબન અને જુવાની જાળવવાની જુક્તિઓ.

## PHYSICAL BEAUTY & BLOOM IN FEMALE, AND HOW TO PROLONG AND REGAIN THEM.



**માનવત વાંચક**

આ પત્ર સ્ત્રી જાત માટે ખાસ અગત્યનું ધારી, હું અતરે દાખલ કરૂં છું.

જગત કર્તાએ સ્ત્રી પુરૂશનાં જોડાં જગતમાં પેદા કરવામાં કાઇ ભુલ કરી છે, એમ સમજનારાઓ હાલની બંને બાજુએ જોતાં નથી. ઘણકોનું કહેવું છે, કે 'સ્ત્રી જગતમાં પાપનુ મુળ છે!' પણ એમ બોલવાના કરતાં, એમ વમાસવું એ વધારે પાપ સમાન છે. સ્ત્રી-પુરૂશની હસ્તી વીના જગત સુંની હતે, એ સવાલ બીન તકરારે ખડો રહે છે. ત્યારે જગતની હસ્તીની જરૂરત માટે સ્ત્રીની જેટલી અગત્ય પુરૂશને છે, તેટલીજ અગત્યતા પુરૂશને સ્ત્રીની છે, એમાં જરાએ શક નથી.

આ ફીલ્સુફીને અતરે લંબાવવી બેજા છે. પણ સ્ત્રી જે જગતની માતાનો દાવો કરતી ઉભી છે, તેને સરવે સુધરેલી પ્રજા સંસારમાં સન-માનની નજરે જોતી રહી છે, એ વાત ના પાડી શકાય એમ નથી. કુદરતના ભેદ અગણીત છે, તેમાં આ એક મુખ્ય છે, કે સ્ત્રીની તરફ પુરૂશનું ધ્યાંન જ્યાં સુધી ખેંચાતું નથી, ત્યાં સુધી અરસ પરસનો સ્નેહ બંનેના અંતરમાં પ્રગટ થતો નથી. આ ખેંચાણ શું છે, એ ખેંચાણ શાથી થાય છે, અને એ ખેંચાણ સ્ત્રી તેમજ પુરૂશ બંનેના અંતરમાં કેમ થાય છે, એ વીશે મેં મારાં આગળાં *પુસ્તકમાં વીગતવાર ચીત્રયુક્ત દરશાવ્યું છે, એટલે તે જુની બાબદને અતરે ફરી રજુ કરવાની જરૂર રહી નથી, પણ એ વીષયને લગતી નવી બાબદ અતરે રજુ કરીશ.

---

*વાંચો મારૂં સ્ત્રી-દરપણ નામનું પુસ્તક પત્ર ૧૧ મું. [illegible]

સ્ત્રી–પુરૂશ વચ્ચે થતુ પ્રેમાકર્શણ જે શારીરીક ગુપ્ત શક્તી ઉપર આધાર રાખે છે, તે 'સાઇકીક–ફોર્સ' ( Psychic force ) યાને ઇન્ડીવીજ્યુઅલ ઇલેક્ટ્રિસીટી ( Individual Electricity ) ને નામે ઓળખાય છે. સાધારણ રીતે ગુજરાતી ભાશામાં એને આપણ

**મોહિની યાને વસિકરણ**

કહીશું તો ચાલશે. આ મોહિની અમલમાં મેળવા માટે આગળા વખતમાં મંત્ર યોગ થતા હતા, અને એ મંત્ર જપ્યા પછી, તે મંત્રનો જપનાર અમુક પ્રકારની શકતી મેળવી શકતો હતો. આ શકતીનો ભલો તેમજ બુરો ઉપ્યોગ થઇ શકતો હતો. એ બાબદને લગતી થોડીક બાતમી આ લખનારને જે ભરૂસાદાર સાધનથી મળી છે, તે પાછળાં પત્રમાં દરશાવી છે, જે ઉપર વાચકનુ ધ્યાંન ખેંચવામાં આવે છે.

**સ્ત્રી પોતાનું જોબંન જાળવી શકે યા નહી ?**

પણ મુળ બાબદથી હૂં છુટો પડતો જાઉ છુ. જોબંન જાળવવાની બાબદની વચ્ચે એક જુદીજ બાબદ નીકળી પડી, જેને પડતી મુકી, મુળ બાબદ હાથ ધરીશું. શુ સ્ત્રી પોતાનું જોબન જાળવી ન શકે ? શુ એક જવાંન ખુબસુરત સ્ત્રી પોતાનું સ્વરૂપ, કાંન્તિ, જોબંન, અને જુવાંની, મોટી ઉંમર સુધી ખીલવીને વધારી તેમજ સુધારી ન શકે ? શું વીસથી પચીસ વરશની ભરજવાંન ઉમરે, યા એકજ બાળકનો જન્મ આપ્યા પછી, સ્ત્રીનું જોબંન, અને સ્વરૂપ કરમાઇ જવું જોઇએ ? શું પરણ્યા હકનો ભોગવટો, પરણ્યા પછી માસ બે માસ, યા છ માસ ભોગવ્યા પછી, એક સુંદર ખીલતો ગુલાબ, સંસારના બાગમાં કરમાઇ જાય, અને પ્રેમાકર્શણની ભરતીમાં ખેંચાઇ જઇ, પરણેલા ખાવીદોની જીંદગીના આસાનો ભંગ થાય ?

ના. તે જગતનો કરતા, આપણી તરફ એટલો નિરદય, અને એટલો ગેરઇનસાફ કરનારો નથી. સ્ત્રીજાતને બક્ષેલી ખુબસુરતી અને જોબંનના ગુણો, ફક્ત મરદોને પોતાની મોહિનીના ફાંસામાં લપેટી લેવા માટેજ કાંઇ તે પરમકૃપાળુએ સ્ત્રીને બક્ષેલા નથી. મતલબ, ઇશ્વિરી ભેદથી ભરી છે.

જો તેમ હોતે, તો જગતમાં નારીનું પ્રમાણુ પાર વીનાનું થઈ પડતે. દરેક સ્ત્રી એકજ બાળકને જો જન્મ આપવા જગતમાં સરજાયલી હોતે, તો ખ્યાલ કરો કે આ જગતની હાલત આજે કેવી હતે? આ સવાલ લાજવાબ છે. સ્ત્રીની જુવાંની, જોબંન, સ્વરૂપ અને ખુબસુરતીની જે નીરાસીભરી ખરાબી કવખતે થાય છે, તેના ઇલાજ નહી થઇ શકે, એમ નથી. એ ખરાબીનાં મુળ કારણુ દુર કરો, અને એ જુવાંની અને એ જોબંન, એ સ્વરૂપ અને એ ખુબસુરતી લાંબો વખત નીભી શકશે. જવાંન બાંનુઓની કાંન્તિ અને સ્વરૂપની ખુબસુરતી લાંબો વખત રહેશે એટલુંજ નહી, પણુ હાલ જેટલી હશે, તેથીબી તેઓ વધારે ખુબ-સુરત બની શકશે. કવી કહી ગયો છે, કે:—

ત્રીયા જોબંન ત્રીસ વરશ,
ઘોરી નવ ઘરાં;
પુરૂષ જોબંન જ્યાં સુધી,
ઘીએ પેટ ભરાં.

આ કવિત પ્રમાણે તો સ્ત્રીનું જોબન ૩૦ વરશ સુધી રહેવું જોઇએ. પણુ કવી પોતે ભુલ્યો છે ! સત્તાધારી લેખકો પ્રમાણે એક સ્ત્રી પાંત્રીસ વરશથી ચાલીસ વરશ સુધી પોતાની ખુબસુરતી જાળવી શકે છે, અને જો કે પચાસથી વધુ વરશ વેર, તે પોતાની ખુબસુરતી વધારી નહી શકે એ બનવા જોગ છે, પણુ તે ઓછી થવા દેઈ શકે નહી, એમ નક્કી જાણવું.

## ખુબસુરત હેલનની હકીકત.

તવારીખના દાખલા વાંચક બાંનુઓ, તમારી ખાતરી કરશે. પ્રખ્યાત હેલન જ્યારે પોતાના ખાવીંદને મુકી, પૅરીસની મોહિનીમાં પડી, તેની સાથ નીકળી ગઇ, ત્યારે તે ચાલીસથી વધારે વરશની ઉમરવાલી હતી. ચાલીસથી વધારે વરશની ઉંમરે હેલને પોતાની ખુબસુરતી એવી જાળવી રાખી હતી, કે પૅરીસ તેની ઉપર મોહી પડયો હતો. એ પછી ટ્રૉય શહેરનો ઘેરો દસ વરશ ચાલુ રહ્યો, તેટલાંમાં હેલન પચાસ વરશની ઉમરે પુગી હતી, છતાં તેણીના ખાવીંદે તેની ખુબસુરતીને ખાતર પાર વીનાના પ્યાર અને વાહાલ સાથ તેણીને પાછી લીધી હતી.

મીસરની રાણી ક્લિયોપૅત્રાની ખુબસુરતીએ તે વખતના મહાન નરોના જીગર આગથી સળગાવી મારયાં હતાં. મહાવીર એન્ટની જ્યારે તેની મોહિનીમાં પડયો, ત્યારે ક્લિયોપૅત્રાની ઉંમર પાંત્રીસ વરસની હતી. ત્યાર પછી દસ વરશ સુધી એન્ટની તેણીની ખુબસુરતી ખાતર ખરાબ થયો, અને મરણ સુધી તે તેણીને વળગી રહ્યો હતો. દુનીયાંના દીલને જીતી લેનાર આ સ્ત્રીનું ચીત્ર પાછલા સફા ઉપર આપેલું છે.

એવા દાખલા તો ઘણા રજુ થઇ શકે, પણ તે લંબાવવામાં સાર શું? આ ઉપરથી જાણવું, કે સ્ત્રી જો ચાહે તો મોટી ઉમર સુધી, તે પોતાની ખુબસુરતી વધારી તેમજ સુધારી શકે છે. પણ તે કેવી રીતે? ઘરેણા કે જવાહીરાત પેહરયાથી નહી! લાંબી લાંબી સુંના અને મોતીની હારમાલા પેહરયાથી, કે કાંનમાં હીરા અને માણેકની બુટ્ટી લટકાવ્યાથી નહી. તેમજ માથામાં ખોટા બાલના ચોટલા કે અંબોડા ખોસ્યાથી, કે શરીરની ચાંમડી દેખાય એવાં બારીક બદનો અને ફાંકડી સાડીઓ પેહરયાથી, તથા મોઘી કીમતના પૅટીકોટ, સ્કર્ટ, ઘાઘરા, કે ચણીયા પેહરી, લોકોનુ ધ્યાંન તે તરફ ખેચાય, એમ ચાલ્યાથી ખુબસુરતી વધારી કે સુધારી શકાતી નથી. ખુબસુરતી વધારવાના અને સુધારવાના રસ્તા બીલકુલ જુદાજ છે. જુવો તે શું છે.

## સ્ત્રીની ખુબસુરતી બે જાતની હોય છે.

સ્ત્રીની ખુબસુરતી ઘણીજ બળવંત રહે છે. તેમાં સમાયલું વીજળીક બળ ( Individual Electricity ) પુરૂશને મોહાવી નાખે છે, અને તેથી પ્રેમનો જુસ્સો પુરૂશોના અંતરમાં જાગરૂત થાય છે.

સ્ત્રીની ખુબસુરતી બે જુદા જુદા વર્ગમાં વહેચાયલી છે.

૧, શારીરીક ખુબસુરતી, યાને Physical beauty.

૨. માનસિક ખુબસુરતી, યાને Sentimental beauty.

## સ્ત્રીની શારીરીક ખુબસુરતીનાં લક્ષણ કેવાં હોય છે.

આ પ્રસંગે પેહલા વર્ગમાં આવેલી ખુબસુરતી માટે કાંઇક વીવેચન કરવું જરૂરનું છે, કેમકે ઘણાકો શારીરીક ખુબસુરતીનો અરથ જુદોજ

મીસરની રાણી ક્લિયોપૅત્રા.



કરે છે. ધ્યાંન રાખવું, કે સ્ત્રીની ખુબસુરતી કાંઈ ચેહેરાના ઘાટઘટમ, અને ચાંમડીના રંગમાં સમાઈ જતી નથી. કમનસીએ કેટલીક જવાંન સ્ત્રીઓ એમજ માની લે છે, અને તેમ સમજી સાંમળા ચેહેરાવાલી સ્ત્રીઓ, ગોરી ગોરી દેખાવા માટે, મોંહોડાં ઉપર ફેસ–પાઉડરના લેપડા છાંટી, ગોરી દેખાવાની તજવીજ કરે છે !

પણ ચાંમડીનો રંગ એ કાંઈ ખુબસુરતી કહેવાય નહી. ગોરી અને કાળી ચાંમડી શા સબબથી થાય છે, તેની વૈદક નજરથી મેં કાંઇક ઉડતી તપાસ મારા આગળાં પુસ્તકમાં લીધેલી છે, એટલે અતરે ચાંમડીની બનાવટ વીશે હું લખીશ નહી, પણ શારીરીક ખુબસુરતીવાલી સ્ત્રીના લક્ષણ તપાસી આગળ ચાલશુ.

બેહન, મેહરબાની કરી તમે જરા ખ્યાલ કરો, કે સ્ત્રીઓની ખુબસુરતી પાછળ મરદો શા માટે બાવરા બની, તેઓ સાથ મળવા, તેઓ સાથ ભેળાવા, અને તેઓ સાથ વાતચીત કરવા ઇંતેજાર રહે છે? ખુબસુરત સ્ત્રીઓમાં એવું તે શુ મરદોને દેખાય છે, કે તેઓ પોતાની મરજી યાને મનનું સમતોલપણું છોડી, કોઇક વાર તેમને માટે હદ બાહાર ઇંતેજાર બની જાય છે.

તેનું કારણ એકજ છે. સબબ એ કે સ્ત્રીની ‘ જાતી ખુબસુરતી ’ મરદોના અંતરમાં પ્રેમવાસના ઉતપંન કરે છે. જાતી ખુબસુરતી, યાને શારીરીક ખુબસુરતી, સ્ત્રીનાં આખાં શરીરની સંપુર્ણતામાં સમાયલી સમજવી ઘટે છે. ફક્ત ચેહેરા ઉપરજ ખુબસુરતી રહેતી નથી. સ્ત્રીઓ, જગતમાં માતા થવા સરજાયલી છે, અને પરણી જીંદગી ભોગવ્યા પછી તેઓ માતાનો દરજ્જો મેળવે છે. જે સ્ત્રી માતા થવાને લાયક સંપુર્ણ શારીરીક સાધનો ધરાવતી હોય, તેજ સ્ત્રી તરફ મરદોનું વધારે ખેંચાણ થાય છે. કુદરતે મરદોના મનમાં એવું બુદ્ધીબળ આપ્યું છે, કે જેથી અમુક પ્રકારના સ્ત્રીના શારીરીક લક્ષણોથી, મરદોની આંખોમાં સ્ત્રીની ખુબસુરતી ઉડી વાગે છે.

# સ્ત્રીની માતૃશક્તીથી તેની ખુબસુરતીમાં કેવી રીતે વધારો થઈ શકે છે.

## WOMAN'S CREATIVE OFFICE.

સ્ત્રીની સર્વે પ્રકારની શારીરીક ખુબસુરતીમાં જે વધારો અને સુધારો, જવાંની શરૂ થયા પછી થતો રહે છે, તે તેણીની માતૃ શક્તીના પ્રમાણમાં હોય છે, એ દરેક સ્ત્રીએ જાણવું જોઇએ. આ માતૃ-શક્તી તે શું ?

આ વાત સંસારમાં જાણીતી છે, કે એક તવાયલા-ખવાયલા, અને ખખડી ગયલા શારીરિક બાંધાવાલી સ્ત્રી કદીબી એક ફતેહમંદ માતા તરીકે સંસારમાં દેખાવ દેઇ શકતી નથી. એવી સ્ત્રીઓનો શારીરીક બાંધો તુરતજ કહી આપે છે, કે તે સ્ત્રી કદીબી સારી માતૃ શક્તી-વાલી છેજ નહી. પોતાની હમેલદાર હાલત દરમ્યાન પોતાના ગર્ભમાં સમાયલાં બાળકનું પોષણ કરવા માટે, તેમજ પોતાની અને પોતાના બાળકની જીંદગી નીભાવવા કાજે જે વેઠ અને શ્રમ ઉઠાવવી પડે છે, તે કોઇબી નબળી, કે ખખડી ગયલી શારીરીક શક્તીવાલી સ્ત્રી ઉઠાવી શકે નહી. એટલુંજ નહી, પણ બાળકને જન્મ આપ્યાં પછી તેને ઉછેરવા, અને પાળીને મોટું કરવાની જે મેહનત કરવી પડે છે, તે નબળી સ્ત્રીઓ કરી શકતી નથી.

સબબ ? સવાલ ઘણાકો કરશે, કે શું સઘળીજ બાળક જનતી સ્ત્રીઓ માતૃ શક્તીવાલી છે ? સવાલ બેશક ખરો છે. સઘળી સ્ત્રીઓ જો કે તેવી હોતી નથી, પણ ઘણીક સ્ત્રીઓ તેવી હશે, અને ઘણીક સ્ત્રીઓ તેવી નહીબી હશે. જેઓ માતૃ શક્તીમાં નબળી હોય છે, તેમના બાળકો પણ તેવાંજ હોય છે. તેવી નબળી સ્ત્રીઓના સંસાર પણ તેવાંજ દુખી અને પીડાકારીભરેલા હોય છે, અને તેવી સ્ત્રીઓના બાળકો પણ તેવાંજ નબળાં અને પીડાકારી ભોગવનારાં હોય છે; એ શું અંજાણી વાત છે ?

MATERNAL CAPACITIES ALONE BEAUTIFY WOMEN.

જેઓની માતૃશક્તી પુરેપુરી ખીલેલી હોય છે, તેઓના શરીરની શોભા અને શરીરની હીલચાલ તરફ મરદોનું ધ્યાન ઝટ ખેંચાય છે, એ વાત જાણીતી છે. એવી સ્ત્રીની ખુબસુરતી વધારે ઝમકી રહે છે. આ શક્તીઓ શું શું છે, અને તે શામા સમાયલી છે, તે સ્ત્રીઓથી અંજાણુ રહેલી વાત નથી.

સ્ત્રીનુ કદ, અને તેણીનો બાંધો, એ તેણીની શક્તીનો એક અચુક પુરાવો છે. જેવો શરીરનો બાંધો, અને જેવુ શરીરનું કદ, તેવાંજ તેમાં સમાયલાં અવયવો હોય છે. સ્ત્રીના શરીરની આ બે મુખ્ય હાલત, 'કદ અને બાંધો' માતૃ શક્તીનું તોલ કરવા માટે પુરતાં છે. ભવીશના બાળકને નવ માસ સુધી પેટમાં રાખી, ઉધારવા માટે, જેટલી મોકલાસવાલી જગ્યા બાળકને માતાના પેટમા મળે છે, તેટલો તે બાળકનો ઉધર ભાવ ખીલી નીકળે છે. માતૃ શક્તીનો આ પહેલો ગુણુ જે સ્ત્રીમા હોય છે, તે સ્ત્રીની ખુબસુરતીમાં તેથી બેવડો વધારો થાય છે. આવા શારીરીક ગુણુ લક્ષણુવાલી સ્ત્રીઓનો ભાસ પાછળા સફા ઉપર આપેલાં નીચલાં બે ચીત્રો ઉપરથી ઝટ મળી શકે છે

## શારીરિક ગુણુ-લક્ષણુવાલી સ્ત્રીઓના ચીત્રો. ( ચીત્રો સાથ. )

આ ચીત્ર ઉપરથી તમો મત ઉચ્ચારી શકશો. બંને ચીત્રો બે જુદી જુદી શારીરિક શક્તીના ચીતાર દેખાડે છે. બેમાંથી એકનેબી ઓળખાવવાનીજ જરાબી જરૂર પડતી નથી. એકનું શરીર જોતાંજ તે કેવું મરોરદાર, ભરેલું, અને તંદરોસ્ત દેખાય છે ? બીજાં ચીત્રવાલું શરીર કેવું તવાયલું, વાંકું વળેલું, અને ખખડી ગયલું જણાય છે ? આ બેમાંથી વધારે નજર ખેંચનારૂ ચીત્ર કયું છે, તે સુચવવાની જરાબી જરૂર નથી.

મોટી પડે છે. કેટલીકવાર ઘણીક નાંહના કદવાલી સ્ત્રીઓના પીડુના ગાળા મોટા હોય છે, જેથી તેઓ પોતાના બાળકને સહેલથી જન્મ આપી શકે છે, જ્યારે મોટાં કદવાલી સ્ત્રીઓ કેટલીકવાર પોતાના બાળકને જન્મ આપતા કષ્ટાય છે, સબબ તેમના પેડુના ગાળા કોઇક વાર નાંહના હોય છે આવા બનાવ અપવાદ સમાન ગણાય છે, પણ આ વાત તો વીના શકે ખરી છે, કે એક સ્ત્રીનું નાંહનું પેટ અને નાંહનુ પીડુ નાંહના બાળકનેજ જન્મ આપે છે, અને એવી નાંહના પેટ અને પીડુવાલી સ્ત્રીઓ, ઘણુ કરી કદે પણ નાંહનીજ હોય છે સ્ત્રીના શરીરના આ ભાગો બહુ અગત્યના છે, કેમકે તેમાં જનંન *અવયવોનો વસ્વાટ હોય છે એટલા માટે જેમ સ્ત્રીના શરીરના એ ભાગો વધારે ખીલેલા હોય, તેમ સ્ત્રીની શારીરિક શોભામાં વધારો થાય છે. અને જેમ એ ભાગો વધારે મોટા હોય, તેમ ગર્ભવત હાલત દરમ્યાંન તેમા બાળકનો વસ્વાટ પણ સારી રીતે થઇ શકે છે

### સ્ત્રી-પુરૂશની શારીરીક ખુબસુરતી. ( ચીત્રો સાથ )

દરેક સ્ત્રીના શરીરનો બાંધો, તેણીની ખુબસુરતીનુ માપ છે. મરદ અને ઓરતના શારીરીક બાંધા એક બીજાથી અમુક કારણોને લીધે જો કે જુદા પડે છે, પરંતુ જાણવાની જરૂર છે. કે તેવી રીતે જુદા પડતા શારીરીક બાંધાથી, મરદોની ખુબસુરતીમાં તેથી કાંઇબી ઘટાડો થતો નથી. દાખલા તરીકે સ્ત્રીના પીડુના હાડકાંનો ગાળો, મરદના પીડુના હાડકાંના ગાળા કરતાં મોટા હોય છે સબબ સ્ત્રીને, પ્રસુતી પ્રસગને અનુસરતી ફરજો બજાવવી હોય છે, જ્યારે મરદોને તેવું કાર્ય કરવું સરજાયલુ નથી. મરદના પીડુનાં હાડકાં સ્ત્રીના કરતાં વધારે મજબુત અને વધારે જડ હોય છે, કેમકે મરદોને કાંઇક વજન, કે ભાર ઉંચકવામાં તે મદદ કરે છે. સ્ત્રીની જીદગી મરદોના જેવાં કામ કરવા માટે સરજાયલી

---

* એ વીશે વીગત વાર લખાણ માટે જુવો મારૂ પુસ્તક સ્ત્રી દરપણ. પત્ર ૯ મું. બાબદ સ્ત્રી-અંગ સંજોગ.

## સ્ત્રીનું કદ, તેણીનું વજન તથા ઉંચાઈ, અને કાંન્તીનાં રંગ વીશે.

સ્ત્રીના સામાન્ય શારીરીક બાંધાની ઉપર ટપકેની તપાસ લીધા પછી, હવે સ્ત્રીના ધડની તરફ કાંઈક નજર કરીએ. સમધાતપણું હમેશાં કુદરતના નીયમનું મુળ છે. ઘણાજ ઠીંગણા કદવાલી સ્ત્રીઓની જાતી-શક્તી ઘણી નબળી રહે છે. પણ સહેજ ઠીંગણી સ્ત્રીઓની જાતીશક્તી વખાણ પાત્ર રહે છે, અને તેવી સ્ત્રીઓ ઘણીક વાર સંસારમાં દીપી નીકળે છે સહેજ ઠીંગણી સ્ત્રી માટે ઝાઝી ફરીયાદ કરવી નથી, પણ જેઓ બીલકુલ ઠીંગણી હોઇ ખુબસુરતમાં ખપવાની તજવીજ કરે છે, ત્યારે તેઓ પોતાની તરફ અનેક આદમીઓનું ધ્યાંન ખેંચી, દયાને યા તો ધીક્કારને લાએક થઈ પડે છે

જેમ ઘણી ઠીગણી સ્ત્રીઓ માટે કહ્યું, તેમ ઘણી લાંબી સ્ત્રીઓ પણ કદીબી વખાણને લાએક ગણાતી નથી. પણ લાંબી યાને ઉંચી સ્ત્રીઓ માટે એક વાત ધ્યાનમાં રાખવી, કે તેવી સ્ત્રીઓને એકદંમ ગેરઇનસાફ કરવો નહી. જેઓની ઉંચાઈ સાથ તેમના શરીરના કદ અને બાંધાનો બંદોબસ્ત પ્રમાણમાં ખીલેલો હોય, તેઓ હંમેશાં મરદોની તારીફને લાએક થઈ પડે છે.

## પોહોળી છાતીવાલી સ્ત્રીઓ.

વૈદક નજરે જોતાં, સ્ત્રીના શરીરના બહુ અગત્યના ભાગો વીશે ટીકા કરવા ખાસ જરૂરના છે, કેમકે સંસારનો સાગર સ્ત્રીઓને પાર કરવામાં, તે મુખ્ય ભાગ ભજવે છે. સ્ત્રીના શરીરની ઉંચાઇ, તેણીની છાતી (Chest) ની પોહોળાઇ, અને તેણીના પીડુવાલા ભાગની મોટાઈ, એ સરવે સ્ત્રીની જીંદગી સાથ બહુ નીકટનો સંબંધ ધરાવે છે. સ્ત્રીની છાતીની પોહોળાઇ, તેમની દમ લેવાની શકતીનુ બળ દેખાડે છે. એક પોહોળી છાતીનાં પોળાં-ણમાં સમાયલાં ફેફસાં તેવાંજ મોટાં હોય છે. પોહોળી છાતીવાલી સ્ત્રીઓ કદીબી સહેજમાં હારી જતી નથી, તેમજ કદીબી તે જલદી થાકી જતી

નથી. એવી છાતીવાલી સ્ત્રીઓ પ્રસવ વેદના પ્રસગે કદીબી જલદીથી દમી કે હાંરી જતી નથી, અને એવી પોહોળી છાતીવાલી સ્ત્રીઓને છાતીના દરદો (ખઇ વીગેરે) લાગુ પડવાના કદીબી મોટા સભવ રહેતા નથી.

### મોટાં પીડુવાલી સ્ત્રીઓ.

વૈદક નજરે જોતાં સ્ત્રીના પીડુંવાલા ભાગની મોટાઇ, યાને તેનુ વીશાળપણુ માતૃ શક્તીનુ ઉંચું પ્રમાણ દેખાડે છે. હમેલ દરમ્યાંન બાળકના વસ્વાટ માટે જેટલી વીશાળ જગ્યા તેને મળે, તેટલુ તે બાળક વધારે ખીલી નીકળવાનો સંભવ રહે છે. એક વીશાળ પીડુમા નવ માસ સુધી પુર સુખવાસ કરી જન્મ લેનાર બાળક, ઓછામા ઓછુ ૮ થી ૧૦, યા ૧૨ રતલ વજનમાં હોવું જોઇએ. બાર રતલના વજનના બાળકની માતાની માતૃશક્તી પણ તેવીજ હોવી જોઇએ.

### નાહનાં પીડુવાલી સ્ત્રીએ.

એક નાંહના પીડુવાલી માતા, કદીબી પોતાના હમેલ દરમ્યાન પોતાના પીડુમાં મોટું બાળક ઉછેરી શકે નહી. એટલાં માટે મોટાં પીડુવાલી સ્ત્રીઓ, પોતાની માતૃશક્તીને લીધે, ખાસ વખાણને લાએક હોય છે, અને તેથીજ એવી સ્ત્રીઓ વધારે ખુબસુરત ગણાય છે

આ સઘળુ શારીરીક બાંધાનુ બ્યાંન દેખાડે છે, કે એક ખુબસુરત સ્ત્રીની શારીરીક ખુબસુરતી શાંમાં સમાયલી છે. પણ શારીરીક ખુબસુરતીનું બ્યાંન એટલેથીજ અટકતું નથી. શરીરની ઉંચાઈ, કદ, છાતી અને પીડુને માટે કાંઇકિ ઉપર ટપકેથી ટીકા કીધા પછી, બીજી બહુ અગત્યની બાબદ, તે

### સ્ત્રીની કેડ યાને કંમર ( ચીત્ર સાથ. )

છે. આ * કંમરની બાબદ વીશે મે મારાં પેહલાં પુસ્તકમાં કાંઇક વીવેચન કીધું છે, પરંતુ આ પ્રસંગે કાંઇક વધારે લખવું જરૂરનું છે.

સાધારણ રીતે સ્ત્રીઓને એવો ધકારો તેમના ભેજાંમાં ઠસી ગયલો લાગે છે, કે જેમ એક સ્ત્રીની કંમર—યાને કેડ પતલી હોય, તેમ તે વધારે

* જુવો મારૂં પુસ્તક સ્ત્રીનો સાચો શણગાર, આવૃતી ત્રીજી.

નાજુક, અને વધારે ખુબસુરત લાગવી જોઇએ. એવી મતલબથી સ્ત્રીઓ પોતાની કંમરનો ઘેરાવો નાંહનો દેખાડવાની મતલબે, અનેક ઇલાજો અને તદબીરો કરતા કરાવતાં, તેઓ દરજીઓની કુશળતાના ભોગ થઇ પડતી. કોઈ ટાઇટ તનરબધ કૉરસેટ, તો કોઇ ટાઇટ કમર-બંધ, કે Wastband સજી જાહેરમા દેખાવ દેતા; પણ કહેવત છે કે 'ભીતરકી બાત રાંમ જાંણે', તેમ આવા કમરબધ, અને પટા બાહાર બાંધ્યાથી, શરીરના ભીતરમા શું બનાવ બને છે, તેનો સહેજબી ખ્યાલ તેઓને ક્યાથી આવે? બેહન, દરેક સ્ત્રીને આ બાબદ જાણવી જરૂરની છે, કે પેટ, પીડુ કે કમર ઉપર તંગ તતરબધ પટા કે પહેરણ સ્ત્રીની જીંદગીને ઘણુંજ નુકસાંન કરે છે. અનેક દુખ દરદોને તે જન્મ આપે છે.

## પેટ પીડું કે કંમર ઉપર તગ પેહરવેસથી લાગુ પડતા દરદો.

એવાં તંગ-પહેરણ કે પટા બાંધીને કમર પતલી દેખાડવાની તજવીજ કીધાથી, છાતીમાં (ફેફસામાં) બરોબર હવા જઈ શકતી નથી, દમ બરોબર લેવાતો નથી, હાર્ટની ચલનમાં ફેરફાર થાય છે, અને બદનમાં ફરતું લોહી જોઇએ તેટલુ સ્વચ્છ થતુ નથી, જેથી અનેક પીડાકારી શરીરમાં જન્મ પાંમે છે. રફતે રફતે બરડાના હાંડામાં કાંઇક ખાંમી લાગુ પડે છે, બદહજમી, એનીમીયા, ગર્ભસ્થાનનુ તેની જગ્યા ઉપરથી ખસી જવું, ઉપરાંત એવટે ન ધારેલી રીતે કબજીઆતનો રોગ લાગુ પડે છે જો આવી અજ્ઞાંન સ્ત્રીઓને કોઇ કુશળ તબીબ પોતાનુ મત જાહેર કરે, કે તમુને લાગુ પડેલો કબજીઆતનો મરજ, આ ટગ પટા અને પહેરવેશની 'મોહકાણુ' છે, તો તે સ્ત્રી તે તબીબને હસી કાહાડી કહેશે કે, "એ તો બાઇસિંઓની વીરૂધ છે."

## સ્ત્રીની કંમર કેટલી મોટી હોવી જોઇએ.

પોતાની કંમરનું કદ ખીલતું અટકાવવાની તજવીજ, કોઇબી સ્ત્રીએ કદીબી કરવી નહી જોઇએ. આ બીના દરેક સ્ત્રીએ નોધી રાખવી ઘટે છે, કે કંમર જેમ કુદરતી વધતી જાય, તેમ તેને વધવા દેવી, અને તેની

વધમાં ખલલ કરવા કોઈબી રીતનું તંગ પેહરણ કે પટો વાપરવો નહી. કંમર જ્યારે સ્ત્રીની ખુબસુરતીનું એક સાંધન ગણાય છે, ત્યારે ધ્યાંન રાખવું, કે દરેક તંદરોસ્ત અને ઉંમરે પુગેલી જવાંન સ્ત્રીની કંમરનો ઘેરાવો ઓછાંમાં ઓછો ત્રીસ તસુ યાને ત્રીસ ઇન્ચ જેટલો મોટો હોવોજ જોઇએ.

મે મારાં આગળાં પુસ્તક સ્ત્રી સલાહકારમાં જણાવ્યું છે, તેમ સ્ત્રીની કંમરનો ઘેરાવો બીજી રીતે પણ નક્કી થઈ શકે છે કંમરના ઘેરાવાનું પ્રમાણ ગળાંના ઘેરાવાથી હંમેશાં બેવડું રહેવું જોઇએ, બલકે તેથી જેટલું વધારે હોય, તેમ વધારે ફાયદો કરે છે. બીજા બોલોમાં બોલીએ, તો ગળાંનો ઘેરાવો જો ૧૩ ઈન્ચ જેટલો હોય, તો કમરના ઘેરાવાનું માપ ૧૩×૨=૨૬ ઈન્ચ જેટલુ હોવું જોઇએ કોઈબી રીતે એ ઘેરાવો ૨૬ ઈન્ચથી ઓછો નહી પણ વધારે હોય, તો ઠીક થઇ * પડે.

વેલાતની ગાઈ હૉસ્પીટલનો પ્રખ્યાત ડા૰ હોડકીનને, મરણ પાંમેલી સ્ત્રીઓની બેસુમાર લાસોને ચીરીને તપાસ્યા પછી, જે અનુભવ મળ્યો હતો, તે અનુભવને આધારે તે લખે છે, કે:—

"In Examining the bodies of the dead, I have frequantly found the lower ribes of females greatly compressed and deformed. I have repeatedly seen the liver greatly misshapened by the unnatural pressure to which it had been subjected, and the diaphragm or midriff, very much displaced."

"મુવેલી સ્ત્રીઓના શરીરની તપાસ કરતાં, મને ઘણીક વાર તેમની નીચલી પાંસળીઓ અંદર દબાઇને મરડાઈ ગયલી જણાઇ હતી. ઘણીક વાર એવાં કઢંગા દબાંણથી 'લીવર' નો આકાર બદલાઈ ગયલો મને માલમ પડયો હતો, અને પેટ અને છાતી વચ્ચે આવેલો પરદો 'ડાયફ્રમ' પણ દબાઈ ગયલો જણાયો હતો."

*આ બાબદ લબાંન વીવેચન માટે વાંચો મારૂં પુસ્તક સ્ત્રી સલાહકાર આવૃતી ત્રીજી.

કમર પતલી દેખાડવા માટે, સ્ત્રીઓ જે ઘાતકી ઇલાજો કરતી રહે છે, અને તે ઇલાજો કીધાથી શરીરના ભીતરમાં જે ખરાબી ડા૦ હૉડકીનના જણાવ્યા પ્રમાણે થાય છે, તેનો ચીતાર આ નીચલાં ચીત્રો આબાદ તમુને આપે છે. જે સ્ત્રીઓ એવા ઇલાજ કરતી નથી, તેમની કમર A વાલા ચીત્રમાં જુવો કેવી રહે છે, અને જે સ્ત્રીઓ એવી હોશીયારી કરી, ભાડની ખુબસુરતી ખરીદ કરે છે, તેમના શરીરની કેવી ખરાબી થાય છે, તે B વાલુ ચીત્ર જુવો

ચીત્ર

A








ચીત્ર

B.



## આસુદા યાને ભરેલાં આંગવાળી સ્ત્રીઓ.

ભરેલાં આંગ અને તવાયલાં આંગ એ બંને વચ્ચે મોટો ફરક રહે છે. એક જ્યારે સોહામણી, દેખાવલી, ચીતચકિત કરનારી, અને શારિરીક બાંધામાં સંપૂર્ણ હોય છે, ત્યારે બીજી લેવાઇ જતી, સહેજમાં થાકી જતી, હાંફતી, કાંસતી, અને ચીતચકિત ન કરી શકે, એવી હોય છે. ભરેલાં આંગની એટલે જાડાં, કે ફરએ આંગવાળી સ્ત્રી સમજવી નહી. ફ્રેન્ચ ભાષામાં જેને આંબોપ્વાં કહે છે, ( *Embonpoint* ), તેનો ખરો અર્થ સમજવો, એ શબ્દને ઇંગ્રેજીમા પ્લમ્પ ( Plump ) કરી કહીશું તો ચાલશે.

કુંમારી સ્ત્રીઓ જ્યાં સુધી ભરેલાં, યાને આસુદાં આંગવાલી હોય છે, ત્યાં સુધી તેઓ જો કદરૂપી હોતી નથી, અને જો ઘટમારી હોય છે, તો તે ચીત ખેંચી રહે છે. પણ એ આસુદાંપણું જ્યારે કાંઇક કારણે વધવા માંડે છે, ત્યારે તે સ્ત્રી આસુદી કહેવાતી નથી, પણ જાડી કહેવાય છે. જાડાપણું એક દરદ તરીકે લેખાય છે. આજના વખતમાં જાડાપણું ઓછું કરવાની અનેક દવાઇઓ નીકળી છે. જાડી સ્ત્રીઓ મોટે ભાગે વાંઝણી રહે છે, માટે વાંચકે આસુદી સ્ત્રીઓને જાડી સ્ત્રીઓ સાથ ભુલમાં ભેળી નાંખી, આસુંદી સ્ત્રીઓને ગેરઇનસાફ કરવો નહી. એટલા માટે આસુદાં આંગવાળી સ્ત્રીઓમાં માતૃશક્તી બેશક વધારે હોય છે, અને તેટલા માટે એ ગુણ સ્ત્રીની શારીરીક ખુબસુરતી તરીકે લેખાય છે.

## તવાયલાં આંગવાળી સ્ત્રીઓ.

તવાયલી સ્ત્રીઓ એવી શારીરીક ખુબસુરતી ધરાવતી નથી. જો તેઓ રૂપાળી યાને ઘટમારી હોય છે, તો બેશક તેઓ ચીત આકર્ષી રહે છે; પણ તેવી સ્ત્રીઓમાં માતૃશક્તી ઘણીજ ઓછી હોવાની ગણત્રી થતી હોવાથી, આસુદાં આંગવાલી સ્ત્રીની તે બરોબરી કરી શકતી નથી. જેમ જાડાંપણું એક દરદ ગણાય છે, તેમ તવાતું જતું શરીર પણ કોઇક દરદની

એક નીશાંણી ગણાય છે. જેમ આળસુ અને અઇઆસી જીંદગી ગુજારયાથી આંગ જાડું થતું જાય છે, તેમ ચટપટીયો ખવાસ, ચીરડાઉ સ્વભાવ, રાત દીનની ચીંતા, અને 'નરવસ' પ્રકૃતીને લીધે, શરીર ધીમે ધીમે તવાતું જાય છે. પણ ધ્યાંન રાખવું, કે એટલાંજ કારણોથી શરીર તવાઈ જતું નથી કેટલાંક જુના દરદોના સબબે પણ આંગ તવાતું જાય છે, તેમાં ખાસ કરી ખઇનો રોગ એક મુખ્ય કારણ ગણાય છે.

## સ્ત્રીની છાતી યાને સ્તંન.*

બાળકોને જન્મ આપ્યા પછી તેનુ પોષણ કરવા કુદરતે માતાને દુધની ઉતપંતી માટે, સ્તન જેવાં બે નાજુક અવયવોની બક્ષીસ કરેલી છે.

આ બને અવયવો છાતીની બને બાજુ ઉપર, ત્રીજીથી છઠી અને સાતમી પાંસળી ઉપર આવેલાં છે. આ બે સ્તંન માંહેલુ એક-અને ઘણું કરી ડાબી બાજુનુ સ્તંન-વધારે મોટું હોય છે. સ્તંન ઉપર વચોવચમાં 'નીપ્લ' યાને બોતણી હોય છે, જેમાંથી ધાવતુ બાળક દુધ મેળવી શકે છે.

## સ્ત્રીના સ્તંનમાં સમાયલી ગુપ્ત શકતીએ.

સ્ત્રીના જનંન અવયવો સાથ તેણીના સ્તનને ઘાડો સંબંધ હોય છે. ખરૂં જોતાં સ્તંન, જનન અવયવોના વર્ગમાં ગણાય છે. સ્ત્રીના જોબંન અને જવાંનીના વધવા સાથ, તેણીના સ્તનના ઉધરભાવમાં પણ વધારો થતો રહે છે. સ્ત્રીના ગર્ભસ્થાંન સાથ, સ્તંનને ઘાડા સબધ રહે છે. આવા નીકટના સંબંધને લીધેજ, માસીક માંદગી આવી પુગતાં, તેમજ માસીક માંદગી દરમ્યાંન સ્ત્રીના સ્તંનના કદમાં સહેજ વધારો થાય છે. એટલુંજ નહી પણ એવે પ્રસંગે એ બંને અવયવો અતી

* આ બાબદને લગતું અતી લાંબુ વીવેચન મારાં 'સ્ત્રી ભવસાગર' વાળાં પુસ્તકમાં આપેલું છે કરના.

નાજુક થઇ પડે છે. સ્તંનમર્દન થતાં, યા તેને સ્પર્શ થતાં, સ્ત્રીની કામીક ઇચ્છા પ્રગટે છે. એજ દેખાડી આપે છે, કે ગર્ભસ્થાંન સાથ સ્તંનને કેટલો નીકટનો સંબંધ હોય છે. બેશક સ્તંનની આ એક ગુપ્ત શકતી છે.

સ્ત્રીના સ્તંનના મુખને 'નીપ્લ' (nipple) કહે છે. આ નીપ્લની રચના અને તેની બનાવટમાં પણ કાંઇક વીચીત્ર શક્તી કુદરતે બક્ષેલી છે. આ નીપ્લની વચોવચ આવેલાં છીદ્રમાંથી દુધ નીકળે છે. આ નીપ્લની બનાવટ એવી છે, કે તેમાં કોઇબી કારણે લોહીનો જોસ વધતાંજ, તે કદમાં ખીલી, સહેજ મોટી થાય છે. એ નીપ્લ, જેને આપણ બોતણી કહીએ છીએ, તેની બનાવટમાં આવી ખાસમની વીચીત્ર શક્તી (erectile power) હોય છે. સ્ત્રી, જ્યારે બાળાવેશ પુરૂં કરી સ્ત્રીવેશમાં આવવા માંડે છે, અને માસીક માંદગીની પેહલી શરૂઆત થાય છે, ત્યારે તેણીના સ્તંનનો બાંધો વધવા માડે છે ગર્ભસ્થાંન સાથ સ્તંનને ઘાંડા સંબંધ હોય છે, એમ આગળ જણાવ્યું છે. એ સંબધના સબબને લીધેજ જ્યારે સ્ત્રીના ગર્ભસ્થાંન, યા તો સંતાન-બીજ-સ્થાંન (ઓવરી) ને કાંઇબી પીડાકારી લાગુ પડે છે, તો તેની અસર તુરતજ આડકતરી રીતે સ્તંન ઉપર થાય છે, અને સ્તંનમાં દુખારો યા ધટકા કે ચસકા મારવા માંડે છે. આવા સંજોગ વચે અજ્ઞાંનો પેલી કહેતી પ્રમાણે, 'દુખે પેટ, અને કુટે માથું' તેમ ખરાં દુખનો ઇલાજ કરવો પડતો મુકી, સ્તન ઉપર દુખારાના ઇલાજો કરવા માંડે છે.

## સ્ત્રીના સ્તંનને લાગુ પડતું એક દરદ.—સ્તંનપાત.

સ્ત્રી જ્યારે વાંઝણી રહે છે, અને એ વાંઝીયાપણું 'ઓવરી'ની મંદ પડી ગયલી હાલતને લીધે લાગુ પડેલું હોય છે, ત્યારે ઘણુ કરી સ્ત્રીને *સ્તંનપાતનું દરદ લાગુ પડે છે. આ સ્તંનપાતની બીમારીમાં જે મુખ્ય

* સ્તંનપાતની બીમારી અને તેના ઇલાજ માટે વાંચો મારા પુસ્તક સ્ત્રી-દર્પણ, અને સ્ત્રી-ભવસાગર. કરતા.

બનાવ બને છે, તે એ, કે સ્ત્રીના સ્તંનના કદનો વધારો બીલકુલ અટકી પડે છે, અને રફતે રફતે તે નબળાં પડી જઈ જાય છે. કોઈ વખત તે એટલાં તો ચીમડાઇ ( atrophied ) જાય છે, કે ફકત 'નિપ્લસ' સીવાય બીજુ કાંઈ પણ નજરે પડતુ નથી. પણ આ એકજ કારણથી સ્ત્રીના સ્તંનની આવી માઠી હાલત થતી નથી. આગળા પુસ્તકોમાં સ્ત્રીને લાગુ પડેલી પેલી જીવલેણ કુટેવ માટે જે વીવેચન થયુ છે, તે જીવલેણ કુટેવના પરીણામમાં પણ આવો બનાવ બને છે. પણ એ સીવાય બીજાં અનેક કારણોને લીધે પણ સ્તંનપાત થવા માંડે છે, યા તો સ્તંનની વધ અટકી જાય છે એવાં કારણોમાં છાતી ઉપર પેહરવામાં આવતાં તગ પેહરવેશ પણ એક મુખ્ય કારણ ગણાય છે એવાં પેહરણથી છાતીનાં આ બહુ નાજુક ભાગ ઉપર જે ચાલુ દબાંણ થતું રહે છે, તેથી છાતીનો ઉછળી નકળતો ઉધરભાવ અટકી પડે છે, અને પરીણામમાં એક જવાંન સ્ત્રીને પોતાની આવી શારીરીક ખાંમી માટે પાછળથી મોટો સંતાપ અને બળાપો કરવો પડે છે.

## સ્તંન–સ્ત્રીનું સૌંન્દર્ય.

સ્ત્રીજાતને કુદરતે ખુબસુરત બનાવવા જે જે શારીરીક ખુબીઓની બક્ષેસ કરી છે, તેમાં બે શારીરીક ખુબીઓ ખાસ કરી સ્ત્રીનું સૌંન્દર્ય વધારવાનું અચુક કાંમ કરતી રહી છે. એ બેમાં પેહલી ખુબી ચેહરાના ઘટમ અને ઘાટમાં વસે છે, અને બીજી ખુબી સ્ત્રીની છાતીના સામાન્ય બંધારણમાં ગણાય છે. જેમ 'મન એ માનસનું માપ છે,' 'તેમ સ્તન એ સ્ત્રાની માતૃશક્તીનુ માપ છે.' એક વીદવાંન લેખક લખે છે કેઃ—

‡ "**As a Female Ornament nothing else equals them. * * * * All those who have them ( i e. breasts ), other**

‡ **Creative science, By Fowler.**

things being equal, are much more marriageable, much sooner selected, than those who lack them"

આ નાજુક બાબદ વીશે લંબાન કરવાની જરૂર નથી. દરેક સ્ત્રી એ વીશે પોતાની હાલતનુ ખરૂ તોલ કરવા શક્તીવાન હોવીજ જોઈએ દરેક સ્ત્રી પોતાના શરીરના આ ભાગના બંધારણ માટે મગરૂરી સાથ મોજ માની લે છે ઇંગ્રેજ સ્ત્રીઓ પોતાના શરીરના આ ભાગના બાંધા-માં પોતાની ખુબસુરતી સમજે છે, અને જો એ ભાગ અપૂર્ણ ખીલેલો હોય છે, તો તેને ખીલવવા માટે તબીબી ઇલાજો કરે છે એવા ઇલાજો માહેલો એક જે વિલાયતના મુલકોમાં હાલ ચાલુ ઇલાજ તરીકે જણાયલો છે, તે 'મસાઝ' ( Massage ) ને નામે ઓળખાય છે એ ઇલા-જને લગતાં બે ચીત્રો મે મારાં આગળાં પુસ્તકમાં દાખલ્યા છે, છતા અતરે ફરી રજુ કરવાની આ તક હુ લેઉછુ

## સ્ત્રીના સ્તંનની ખીલવણી કરવાની રીત. ચીત્રમાળા.

ચીત્ર ૧ લુ



આ પ્રયોગ કેમ કરવામાં આવે છે, તે વીશે લંબાન વીવેચન માટે વાંચો મારાં આગળાં પુસ્તકો સ્ત્રી-દરપણ અને સ્ત્રી-ભવસાગર. કરતા.

## સ્ત્રીના સ્તંનની ખીલવણી કરવાની રીત. ચીત્રમાળા.

ચીત્ર ૨ જું.



## સ્ત્રીમા પાર વીનાની ખુબસુરતી શાથી વધે છે.

આ ખુબસુરતી સ્ત્રીજાતનુ સૌન્દર્ય છે એક સ્ત્રી મોળે સણગાર સજેલી હોવા છતાં, અને રૂપાળી છતાં, એવી ખુબસુરતી વીના તે સપુર્ણ દેખાતી નથી બીજા હાથ ઉપર એવી એક સપુર્ણ સ્ત્રી ગમે એવા સાદા પોશાકમાં સજજ થાયેલી હોવાં છતાં, વીના ઝવેરાતે પોતાની ખુબસુરતીને પાર વીનાની વધારી મેળે છે આ ઉપરથી ચતુર ચાતુરા જાણશે, કે માતૃશક્તીના જે જે શારીરીક સાંધનો સ્ત્રીને જગતકર્ત્તાએ અરપણ કીધાં છે, તે સઘળાં સ્ત્રીની શારીરીક ખુબસુરતીમાં વધારો કરનારાં છે. શરીરનો કોઈબી ભાગ વીના કારણે સ્ત્રીને બક્ષાયલો નથી કફોડી વાત તો એ છે, કે આપણા લોક, અજાનપણામાં એવા શારીરીક ભાગોની વધ, કવખતે અટકાવી, પોતાના શરીરને એવડું નુકસાન કરે છે.

પણ આ વીસમી સદી સુધારાની છે. સુધારો ચોતરફ ચાલુ રહ્યો છે. દરેક ડગલે અને પગલે સુધારો નજરે પડે છે સંસારમાં અનેક સુધારા, દરેક કોમની સ્ત્રીઓમાં નજરે પડતા રહ્યા છે. છેલ્લા પચીસ વરશમાં સ્ત્રી સુધારો જે દેખાતો હતો, તેમાં હવે પાર વીનાનો વધારો

થઈ ગયો છે. આપણા દેશની આજના વખતની જવાંન બાંનુઓ, હવે મોટે ભાગે, શરીરના આ ભાગને વાજબી રીતે પોતાની ખુબસુરતીના એક ભાગ લેખે સમજવા લાગી છે જાહેર છાપાઓમાં લખનારાઓ ફરીયાદ કરવા લાગ્યા છે, કે માતૃશકતી આજના વખતની બાંનુઓમાં મોટે ભાગે ઓછી થતી જાય છે, કેમકે તેઓ પોતાના બાળકોને ધવાડી ઉછેરવાનુ કાંમ, ભાડુતી ધવાડનારીઓને સોંપે છે. આપણ ઇચ્છીશું, કે બાંનુઓ જો પોતાના આ શારીરીક ભાગને ખીલવવા પાછળ ધ્યાંન આપે, તો તેઓના બાળક ભાડુતી ધવાડનારીના હળકા અને ખરાબ વીકારથી ભરેલાં દુધ ન ધાવે, અને પોતાના મા-બાપના ગુણ-લક્ષણ પોતાના લોહીમાં લેઈ મોટાં થવાને બદલે, ભાડુતી ધવાડનારીના દુધમાં સમાયલા હળકા અને ખરાબ ગુણ લક્ષણ સાથ, એકાદ જીવલેણ દરદનો ચેપ, પોતાના શરીરમાં, તે દુધ મારફતે લેઇ મોટાં થઈ, કુળને લાંછન લગાડે, યા તો કવખતે તે ચેપી દરદના ભોગ થઈ મરે.

લી. દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૧૭ મું.

## સ્ત્રીની શારીરીક ખુબસુરતીના ગુણ લક્ષણ.

## PHYSICAL BEAUTY IN WOMEN.



સુજ્ઞ વાંચક

તમોએ લગભગ સ્ત્રીના અરધાં શરીરની સૌંદર્યતાની તપાસ જોઈ લીધી છે, હવે બાકી રહેલો અરધો શરીરનો ભાગ તપાસી લેઈ આપણુ આગળ ચાલીશું

### સ્ત્રીની જાગ—તેની રચનાનું બંધન.

### તેના ગુણ તથા લક્ષણ.

અનેક ચીત્રો ઉપરથી તમોએ જોઈ લીધુ છે, કે કુદરતમાં સમ-તોલપણુજ આદમીની આંખને ઉડી વળગેછે. સબબ તેમાં ખુબસુરતી સમાયલી હોય છે. તેજ રીતે સ્ત્રીના શારીરીક ભાગોનો સઘળો બંદો-બસ્ત સમધાતપણે સંમતોલ હોવો જોઇએ છે. સ્ત્રીના સંમતોલ શારીરા-કારમાંજ તેણીની ખુબસુરતી સમાયલી હોય છે. 'પેલ્વીક-બોન્સ' યાને પીકુના હાડકાં વીશે ગયા પત્રમાં લખાંણુ કીધું છે. આ પીકુનાં હાડ-કાંની સાથે પગનાં હાડકાં જોડાયલાં છે. આખો પગ ત્રણ ભાગમાં વેંહચાયલો છે. ૧, જાંગ, ૨, ગુરા, અને ૩, પગની પાતલી.

પેહલું હાડકું જે આપણું ખાસ ધ્યાંન ખેચે છે, તે જાંગનું હાડકું છે. તબીબો એ જાગના હાડકાંને 'ફીમર' (Femur) કહે છે. આખાં શરીરમાં સરવેથી વધારે લાંબુ હાડકું, તે આ 'ફીમર' યાને જાંગનું હાડકું છે. એ હાડકાંનો એક છેડો ઉપરથી કેડના હાડકાં સાથે જોડાયલો છે. 'ફીમરની' આગળી, તેમજ પાછળી, તથા બાહારની તેમજ અંદરની બાજુઓની ઉપર મોટા મોટા 'મસ્લ્સના' ના લોચા આવેલા છે. એ, 'મસ્લ્સ' ને તબીબી ભાશામાં 'ગ્લુટીયલ' અને 'ફ્રૅમોરલ' મસ્લ્સ કહે છે. આ અને એવાજ બીજા મસ્લ્સના ભેગાં જોડાંણથી જાંગનો ભાગ બનેલો છે.

આ ગ્લુટીયલ અને ફ્રૅમોરલ મસ્લ્સથી બનેલો શરીરનો ભાગ જાંગને નામે જણાયલો છે. એ ભાગ, ઉપરથી મરોરદાર રીતે ઘટમદાર (ટેપરીંગ) બની, પગના ગુઠણ આગળ જઈ મળવો જોઇએ છે. સ્ત્રીના શરીરનો આ ભાગ, જેમ વધારે ભરેલો. અને વધારે મરોરદાર હોય છે, તેમ તે સ્ત્રી વધારે મોહક અને તેણીની માતૃશક્તીમાં વધારે બળવંત હોવાનો મોટો સંભવ હોય છે. એવો ઘટમદાર, અને એવો મરોરદાર (ટેપરીંગ) બનેલો શરીરનો આ ભાગ, આગળ જણાવ્યા પ્રમાણે, 'પેલ્વીક બોન્સ' ની સંપુર્ણ હાલત દાખવે છે. ધ્યાંન રાખવું, કે નાંહનાં તેમજ અપ્રમાણવાલાં કેડ અને કંમરના હાડકાની સાથ, એક મરોરદાર શરીરનું બંધન સંબંધ ધરાવી શકતું નથી. એક તવાઇ ગયેલો યા લેવાઇ ગયેલો અને બીનમરોરદાર શરીરનો ભાગ, નારીની નબળી શક્તી દેખાડે છે. એવા ખીલેલા બાંધાથી સ્ત્રીઓની શારીરીક ખુબસુરતીમાં વધારો થાય છે, અને એવા શારીરીક બંદોબસ્તવાલી સ્ત્રીની માતૃશક્તી પણ વધારે બળવંત હોય છે. એટલુંજ નહીં, પણ એ ઉપરાંત સ્ત્રીના ચાલવાના લહેકામાં, અને તેણીના લટકામાં એથી અમુક પ્રકારની ઝમક યાને grace રહે છે.

## સ્ત્રીના પગ, ટેટાં, અને ઘુંટી. તેની રચના, અને તેના ગુણ લક્ષણ.

આખો પગ ત્રણ સાંધાથી ત્રણ ભાગનો બનેલો છે. ૧, જાંગ, ૨, ગુરા અને ૩, પગ. જાંગના હાડકાં પછી ગુરાનુ હાડકું 'ટીબીયા' ( tibia ) ને નામે જણાયલુ છે. પગના ટેટાં એજ હાડકાં ઉપર આવેલાં છે. એક સ્ત્રીનાં પગનાં ટેટાં તેણીની તંદરોસ્તીના સાંકળીયાં સમાંન ગણાય છે. એ ટેટાંના 'મસ્લ્સનું' ઝુલાઈ પડવું, તેમનું ચીમરાઇ જવુ, કે સુકાઈ જવું યા સોહરાઈ જવુ, તેમજ તેમની ખીલ્યા વગરની હાલત, શારીરીક પીડાકારીની નીશાંણી તરીકે ગણાય છે.

## સ્ત્રીના નાંહના પગ, અને ઘુંટી.

સ્ત્રીના નાંહના પગ અને સપ્રમાણ ઘુંટી પગની ખાસ ખુબસુરતીને વધારનારી છે. એક કવીએ કહ્યું છે, કે:—

'ઠુંમક ઠુંમક પાંઉ ધરે, જમીનપર નખરેં કરતી.'

એમ સમજવુ નહી, કે જાંગનું બંધારણ મોટા કદનુ હોય, તો પગ અને આંગળાં પણ તેના જેટલાંજ હોવાં જોઇએ. સુપરાં જેવા મોટા પગ, એક ખુબસુરત ઓરતને જેબ આપતા નથી. નાંહનાં પગ અને સપ્રમાણવાલી ઘુંટીઓ, જ્યારે મોટી જાંગના 'ટેપરીગ.' અંદરથી મરોરદાર રીતે નીકળેલા હોય છે, ત્યારેજ તે શારીરીક ખુબસુરતીમાં વધારો કરે છે.

## સ્ત્રીના પગના કદમમાં બે કફોડી ખાંમીઓ.

સ્ત્રીના પગની કેટલીક ખાંમીઓમાં, બે નવી ખાંમીઓ જે ઘણીક વાર માલમ પડે છે, તે ખરેખર ઇલાજ કરી સુધારવી ઘટે છે. આ ખામીઓ જેટલી મરદોમાં તેટલીજ ઓરતોમાં એક સરખી રીતે એબ લગામણી થઈ પડે છે. છતાં કહ્યા વીના ચાલતું નથી, કે સ્ત્રી-

એમાં આ એબ જરાબી ચાલી શકે એમ નથી. ગમે એવાં બુટ કે શુઝ પેહડયાથી પણ એ એબ છુપી રહેતી નથી.

## સ્ત્રીઓના બાહાર અને અંદર પડના પગ.

એ એબ, ૧, બાહાર પડતા પગ, તેમજ ૨, અંદર પડતા પગ છે. એ એક ખરેખર બહુ ખરાબ એબ ગણાય છે એ એબ પગોની ખામીને લીધે હોય છે. એ એબનો ઇલાજ કરી એને સુધરાવવી ઘટે છે.

પગની આ ખાંમીઓને ઇંગ્રેજીમાં **out turned**, અને **in turned feet** કહે છે આપણુ બાહાર પડતા પગને ફલ્લા પગ કહીએ છીએ, પણ અંદર વળેલા પગને શું નાંમ આપવું, તે કહી શકાતુ નથી. પગની આ બને ખાંમીએ કુદરતી હોય છે, પણ માતાએ અગર જો બચપણમાં, પોતાના બાળકોની આ શારીરીક ખાંમીએ ઉપર ધ્યાંન આપે, તો તેનો ઇલાજ થઇ શકે છે એવા ખામીવાલા પગોવાલી એક સ્ત્રી ગમે તેવી ખુબસુરત હોય, છતાં જ્યારે તેણીને બાહાર પગ નાંખીને ચાલતી જોવામાં આવે છે, ત્યારે તેણીની સઘળી ખુબસુરતીને ઝાંખ લાગે છે.

સ્ત્રીનાં પગલાં જમીન ઉપર સીદ્ધાં પડવાં જોઇએ. બંને પગલાંના કદમ એક સરખી રીતે સમાંતરે સીદ્ધાં રહેવાં જોઇએ. કેટલીક સ્ત્રીઓ બુટ-શુઝ પેહડી લાંબી ફલાંગે ચાલતી બાહાર પગલાં નાંખે છે, અને તેમ કરી તે પોતાને એબ લગાડે છે.

## સ્ત્રીના સપાટીયા પગો. FLAT FOOT

સ્ત્રીના પગોમાં આ એક બીજી ખાંમી જોવામાં આવે છે. આખાં શરીરનું વજન આપણા પગો ઉપર પડતું હોવાને લીધે, એ વજનનો ભાર કમતી કરવાની યોજના, કુદરતે પગના તળીઆંની વચોવચમાં કમાંનદાર મેહરાબ જેવો વાંક બનાવી કરી છે, જેથી, શરીરનો સઘળો ભાર, પગના સઘળાં હાડકાં ઉપર નહી પડતાં, તે વેંહચાઇ જાઅ છે. સપાટીયા

પગમાં આ કમાનદાર મેહરાબ મુદલ હોતો નથી, અને આખો પગ જમીન ઉપર સપાટ પડે છે. આવી રીતે જમીન ઉપર પડતા પગને લીધે થતાં શારીરીક ગેરલાભ અતરે ન વર્ણવતા, આ ખામીને સુધરાવવાનીજ ભલાંમણ કરી શકાય છે સ્ત્રીઓમાં પગની આ ખાંમી ખરેખર ઘણીજ એબ લગામણી લાગે છે.

## સ્ત્રીઓના નાંહના પગ અને મરોરદાર ઘુંટી. તેના લક્ષણ.

સ્ત્રીઓના ઘટમદાર નાંહના પગ, અને મરોરદાર ઘુટી ચીતાકર્ષિત થઇ પડે છે. એવા પગવાલી સ્ત્રીઓ મોટે ભાગે ચચળ મનોવ્રતીવાલી, ચપળ, અને ઘણી ખરી ખુશ સ્વભાવવાલી હોય છે. એવી સ્ત્રીઓના ચાલવાની ચલણ, ચોકસ પ્રમાણે, ચોકસ આદમીઓને મન ખુશ થઈ પડે છે.

## સ્ત્રીઓના મોટા પગ અને ઘુંટી તેના લક્ષણ.

સ્ત્રીઓના મોટા પગ અને ઘુંટી, એ જોર અને બળની નીશાંણી દેખાડે છે. પણ સ્ત્રી જેવી એક નાજુક જાતમા નુપરાં જેવા મોટા પગ જે દેખાવ રજુ કરે છે, તે ખરૂ જોતાં નજરને કંઢાર અને અસભ્ય લાગે છે. મોટા પગ નાજુક પંથનીમાં તેમની ખુબસુરતીને એબ લગાડનારા છે; અને એજ કારણે વેલાતના બુટ બનાવનારાઓએ, સ્ત્રીના પગના બુટ અને શુઉની બનાવટ એવી રીતે ઘટમદાર બનાવી છે, કે એક સ્ત્રીના પગ પુરૂશ કરતાં કેટલીક વાર વધારે મોટા હોવા છતાં, જ્યારે તે બુટ કે શુઉ પેહરી બાહાર નીકળે છે, ત્યારે તેના પગનો ઘાટ ગમે એવો બેડોળ હોવા છતાં, નાંહનો અને મરોરદાર લાગે છે. 'સીમીટ્રી' ના કાંનુન પ્રમાણે જોતાં. અગર જો એક ઓરતનો સામાન્ય શારીરીક બંદોબસ્ત સપ્રમાણ ખીલેલો હોય, તો તેણીના પગ અને ઘુંટી પણ તેવાંજ સપ્રમાણમાં હોય છે.

## નાંહના અને મરોરદાર પગ દેખાડવાની આજની યુક્તીઓ.

શા માટે ઓરતો નાંહના બુટ-શુઉ પેહરે છે? તંગ બુટ કે શુઉ પેહરી પગને બેડોળ કરવાનો જોખમ ખેડી પીડાકારી વેઠવા, અને આંટણનું દુ:ખ ખમવા, શા માટે તેઓ જીવ ઉપર જબરી કરે છે? એટલાજ માટે કે તેઓના પગ નાંહના અને ઘટમદાર દેખાય. સ્ત્રીઓના પગ નાંહના હોવા જોઇએ, અને નાંહના પગમાં સ્ત્રીઓની ખુબસુરતી સમાયલી હોય છે, એમ અસલ ચીનાઓનુ મત હતું, અને હજી કેટલેક દરજ્જે એ મત ચીનમાં ચાલુ છે. હજી પણ ચીનાઈ સ્ત્રીઓના પગની વધ અટકાવવા માટે ચીન દેશમાં અનેક ઉપાયો લેવાય છે. એવી ચીનીઓના બેડોળ પગવાળુ ચીત્ર, આગળ આપેલુ વાંચક મેહરબાંનોએ જોઈ લીધું છે.

ગુજરાતનો એક કવી કહે છે, કે;—

એક વસાનો જંન,

કરૂ હું લાખ વસાનો.

***

એવો તે કોણ શખ્સ દુનીયામાં છે, કે એક વસાની કીંમતના આદમીને લાખ વસાનો બનાવી દે? જવાબ સહેલ છે. એવો શખ્સ, તે પેલો ધોબી છે. દમડી વગરના ભીક્ષુકને જો ધોબી સારાં કપડાં આપે, તો તે બેશક લાખ વસાની કીમતનો થઇ જાય! તેજ રીતે અનેક ખાંમી અને ખોડવાલાં સ્ત્રી પુરૂશોને, મોચી, અને દરજી જોઇએ તેવાં ખુબસુરત અને ખાંમી રહીન બનાવી દે છે. એ વીશે આ પ્રસંગે લખવું નથી, પણ વેલાતી મોચીઓ અને દરજીઓ, પોતાની હુંનરમંદીથી સ્ત્રીઓને શોભાવી, પોતે લક્ષાપતી થઇ ગયા છે. ધોબી, મોચી, અને દરજી એ ત્રણ જ્યારે એક થયા, ત્યારે ગરીબ બીચારો હજામ! તે કેમ રહી જાય?

ના, તે રહી ગયો નથી. તે તો સરવેની હરોલમાં પેહલ્લો છે. હજામે તો ખુબસુરતીના મુલકમાં એવી ઉથલ પાથલ કરી નાંખી છે, કે જેથી આપણા દેશમાં પણ હવે હજામની મદદ કેટલીક સ્ત્રીઓને લેવી પડે છે! જરા સબુર કરશો, તો તે વીશે પણ કાંઇક જાણશો.

## સ્ત્રીઓના સપ્રમાણ હાથની ખુબીઓ.

સ્ત્રીના વસ્ત્ર અને પેહરવેશમાં ઢંકાયલા શરીરના ભાગો માટે હવે એટલેથીજ અટકીશું. કેડ, કંમર, અને જાગ વીગેરે બાબદોને હવે પડતી મુકી, જરા સ્ત્રીના હાથ તરફ નજર કરશુ એ હાથોમાં પણ સ્ત્રીના કેટલાંક ગુણ લક્ષણનું માપ સમાયલુ હોય છે.

આખો હાથ જો ખુબસુરતીની નજરે તપાસી જોઇએ, તો તે કેવો દેખાવો જોઇએ? એ વીશે લબાણ ન કરતાં, એટલુજ કહેવું બસ થશે, કે જે ઘાટ ઘટમથી પગના ભાગો રોણકદાર બની રહે છે, તેજ રીતે આખો હાથ ખભાથી ઘુંટણની કોણી સુધી, અને કોણીથી હાથના કાંડાં સુધીનો ભાગ, ભરેલો અને ઘટમદાર રીતે 'ટેપરીગ' બનવો જોઇએ.

## સ્ત્રીના હાથ, દંડ-બાજુબંધ, અને હાથના કાંડાંની રચના.

હાથનો ઉપલો ભાગ, જેને આપણ બાજુ યાને દંડ કહીએ છીએ, તે આખાં એક હાડકાંનુ બનેલુ છે એ હાડકાંનો ઉપલો છેડો ખભાના હાડકાં સાથ જોડાયલો હોય છે, અને એનો નીચલો છેડો, કાંડાના હાડકાં સાથ મળેલો હોય છે. દંડના એ હાડકાંને તબીબી ભાષામાં 'હ્યુમરસ' (Humerus) કહે છે, અને તે ઉપર 'મસ્લ્સ' ના લોચા બંધાયલા રહે છે. આ લોચા જ્યારે સુકાઇ યા તવાઇ ગયેલા હોય છે, યા કાંઇક કારણે બરોબર ખીલેલા હોતા નથી, ત્યારે હાથની આખી બાજુ પતલી, શેરડીના દાંડા જેવી સીધ્ધી અને વગર ઘટમની દેખાય છે.

મજકુર હાડકાંના નીચલા છેડા આગળથી હાથનું કાંડુ શરૂ થાય છે. એ કાંડુ એક મોટાં, અને એક પતલાં હાડકાં મળી બે હાડકાંનું બનેલું

છે. એ બે હાડકાંને તબીબો ' રેડીયસ ' અને ' અલ્ના ' કહે છે. એ બંને હાડકાં ઉપર ' મસલ્સ ' ના લોચા ભરાયેલા રહે છે, અને કાંડાંની રોણકમાં વધારો ત્યારેજ થયલો જણાય છે, કે જ્યારે એ 'મસલ્સ' ઘાટમદાર રીતે ખીલી 'ટેપર' બનેલા હોય છે સ્ત્રીના દંડ અને કાંડાં જ્યારે સુકાયલાં, તવાયલાં, યા લેવાયલાં હોય છે, ત્યારે ખુબસુરતીની નજરે જોતાં, તે ઘણાંજ એબ લગામણાં દેખાય છે. વળી ધ્યાંન રાખવું, કે લેવાયલાં, સુકાયલાં કે તવાયલાં કાંડાં તથા દંડ, સ્ત્રીઓની નબળી શારીરીક શકતી દેખાડે છે. મજબુત બાજુબંધ, યાને કાંડાંવાલી સ્ત્રી, સંસારમાં માતૃશક્તીનુ અચ્છુ પ્રમાણ દેખાડે છે, કેમકે એવી સ્ત્રીઓ, પોતાના બાળકની મહાવજત અને પોષણ કરવા માટે પડતી મેહનતથી, થાકી જતી નથી, અને પોતાની સંસારી ફરજો શોખ અને ઉલટભેર બજાવે છે. આપણા લોકો અજ્ઞાંનપણાને લીધે એવાં કદરૂપાં, પતલાં, અને ધુખરાયલા રંગવાલાં કાંડાની એબ, પહેરવેશમાં ઢાંકવાને બદલે, ખુલી રાખવામાં કાંઈક મોજ યા ખુબસુરતી સમજતાં લાગે છે. એ અતી કઢંગુ છે, કેમકે કાંડાંની એવી પતલી હાલત, શારીરીક શક્તી કેટલી નબળી છે, તે સાંમા આદમીને દેખાડી આપે છે. દંડ–બાજુબંધ,–અને કાંડાની બાબદ ઉપર મે લબાંન વીવેચન મારાં આગળાં પુસ્તકો, સ્ત્રી સલાહકાર અને સ્ત્રી દરપણમાં કરેલુ છે, જે ઉપર વાંચકનું ધ્યાન ખેંચું છું

## સ્ત્રીના પગનાં ટેટાં.

આ વાત જાણવા જોગ છે, કે હાથનાં કાંડાં, અને પગના ટેટાં, એ-બંને શારીરીક શક્તીની એક નીશાંણી તરીકે ગણાય છે. મરદો તેમજ ઓરતોમાં હાથ અને પગનાં આ બંને ભાગો જો બરોબર ખીલેલા ન હોય, તો તે એક નબળી શકતી દેખાડનારી, શારીરીક રચના સમજવી. જેમ પગનાં ટેટાંને હાથના કાંડાં સાથ સરખાવવામાં આવે છે, તેમ હાથના દંડને જાંગની સાથ સરખાવી શકાય છે. હાથ અને પગના આ સરવે

સાંધા, અને તે ઉપરના ' મસ્લ્સ ' ને ખીલવવાના ઇલાજો વીશે, મે મારાં આગળાં પુસ્તકોમા લંબાંનથી સમજાવ્યુ છે, એટલે તે બીના અતરે પડતી નાખી છે.

**BEAUTY UNADORNED, IS ADORNED THE MOST.**

આખાં શરીરનાં દરેક ભાગોનાં ગુણ લક્ષણની પરીક્ષા, ખુબસુરતીની કસોટી તરીકે કરવા, આ પુસ્તક લખ્યું નથી હજી સ્ત્રી-શાસ્ત્રમાં ઘણીક વીગતો જાણુવા જોગ રહી ગઇ છે. પણ અંગસજોગ ( symmetry) નો કાંઇક ખ્યાલ આપવાની મતલબે, શરીર બંધનની કાંઇક ઉડતી તપાસ ટપકાવી લીધી છે.

ખુબસુરતી વીશે વધુ બોલવા કરતાં, સુજ્ઞ વાંચકોને એટલુંજ કહેવું બસ છે, કે ખરી ખુબસુરતી કાંઈ કાંનમાં કે ગળામાં, હાથમાં કે નાકમાં ઘરેણાં અને ઝવેરાત પેહડયાથી દીપતી નથી. ખરી ખુબસુરતીને કાંઇબી સંણગારની જરૂર નથી.મથાલે લખેલી ઇંગ્રેજી લીટી પ્રમાણે,ખુબસુરતી વગર સંણગારવે ચમકે છે, અને તેને કાંઇબી સણગારની જરૂર રહેતી નથી. ત્યારે શાંની જરૂર ખુબસુરતીને છે ? એકજ ચીજની ખુબ-સુરતીને ગરજ છે, અને તે અંગ-સંજોગ શરીરાકારની ખીલવણી છે. તે એક કુદરતી બક્ષેસ છે, અને કુદરતે જેની ઉપર તે બક્ષેસ કરી હોય, તેણીએ તેની જાળવણી ફિઝીયોલોજીના કાએદા કાનુંન પ્રમાણે કરવી ઘટે છે; કેમકે ફીઝીયોલોજીના કાએદા તે કુદરતના કાએદા છે, અને તેનુ ખંડન કોઇબી કારણે થવું જોઇએ નહી. એક સ્ત્રીનો અગ સંજોગ શરીરાકાર કેવો હોવો જોઇએ, તેનો કાંઇક ઝાંખો ખ્યાલ પાછળા સફા ઉપર આપેલાં ચીત્ર ઉપરથી વાંચકને મળી શકશે, એમ ધારી આ બાબદ હવે હું ખતમ કરૂંછું.

લા. દુવાગીર.

* * *

D. H. P.

# પત્ર ૧૮ મું.

## સ્ત્રીની માનસીક ખુબસુરતીના લક્ષણ.

## WHAT MENTAL TRAITS IN WOMEN MEN DESIRE.



માનવંત સજની—

સ્ત્રીની શારીરીક ખુબસુરતી માટે તમો કાંઇક વાંચી ગયાં છો, હવે કાંઇક બીજું.

સ્ત્રીની માનસીક ખુબસુરતીની ફીલસુફી એક એવી બીકટ બાબદ છે, કે તે વીશે એક મોટો ગ્રંથ લખી શકાય. સ્ત્રીની માનસીક ખુબસુરતી શામાં સમાયલી છે, તેનુ ટુંક બયાંન, આ નાહના પુસ્તકમાં ઉપર ટપકેથી કરેલુ યોગ્ય થઈ પડશે.

### સ્ત્રીઓ પોતાનું ભવીશ કેમ સુધારી શકે.

મન એ માનસનું માપ છે. જે સ્ત્રીમા મનની ખાસીયતો ઉત્તમ પ્રકારની હોય છે, તે ફરજંદોમાં તેણીના વારસા તરીકે ઓધે ઉતરે છે, એ દરેક સ્ત્રીએ ધ્યાંનમાં રાખવું. એજ કારણુને લીધે સમજદાર મરદો, સ્ત્રીની શારીરીક ખુબસુરતીને જેટલી પસંદ કરે છે, તેના કરતાં ઉત્તમ પ્રકારની માનસીક ખાસીયતોવાલી સ્ત્રીઓ સાથ લગનના ગાંઠથી જોડાવાનુ વધારે પસંદ કરે છે. લગનના ગાંઠથી જોડાઈ જીંદગીને સુખી કરવા, મરદો ખુબસુરત અને કેળવાયલી બાઈડીઓ શા માટે માગે છે, તેનુ પેહલ્લું કારણુ એજ, કે એકલી શારીરીક ખુબસુરતી કાંઇ સંસારને ફતેહમંદ બનાવી શકતી નથી. મનની કેળવાયલી હાલત વીનાની ખુબ-

સુરતી કદીબી સંસારને ફતેહમંદ બનાવી શકતી નથી. મનની કેળવાયલી હાલત વીનાની ખુસસુરત સ્ત્રીઓ ફક્ત નજરને ખુશ કરે છે, પણ તેવી સ્ત્રીઓ સંસારને બગાડી દુઃખી કરે છે. એટલા માટે જવાંન છોકરીઓએ યાદ રાખવું, કે તનની ખુબસુરતી સાથ મનની ખુબસુરતીને ખીલવ્યાથીજ તેઓ પોતાના સંસારનું તેમજ પોતાના પતીનુ ભવીશ સુધારી શકે છે

વિદ્વાંનોના મત પ્રમાણે, સ્ત્રીના શરીરની ખુબસુરતીના કરતાં, સ્ત્રીના મનની ખુબસુરતી, (યાને મનના સમાયલા ઉત્તમ ગુણ) ની સંસારને વધારે જરૂર છે. તનની ખુબસુરતી તકલીફી છે, અને વખતના વહેવા સાથે તે ઘસડાઈ જાય છે, પણ મનની ખુબસુરતીમાં વખતના વેહવાથી કાંઈ ઘટ કે ઘસારો પડતો નથી, બલકે તેનો ચળકાટ વધતો જાય છે.

## સ્ત્રીઓમાં સમાયલી થોડીક માનસીક ખુબસુરતીના ચીતાર.
## (સ્ત્રીઓની પરીક્ષા કરવાની રીત.)

૪ બચ્ચાં તરફનો પ્યારઃ—સ્ત્રીનાં મન અને મગજમાં સમાયલાં અનેક બુદ્ધિબળમાં જાણવું, કે પોતાના બાળક તરફના પ્યારનુ બળ, ઘણુંજ પ્રબળ હોય છે. કોઇ વાર એવુંબી બને છે, કે અમુક સંજોગ વચ્ચે, સ્ત્રીઓ પોતાના મનની ઉસ્કેરાયલી હાલત દરમ્યાંન પોતાના ફરજંદોને પણ તજી યા મુકી જાય છે, પણ મોટે ભાગે દસમાંથી નવ સ્ત્રીઓ પોતાના બાળકને ખાતર પોતાનું સર્વસ્વ ખોઇ દેવા તૈયાર થાય છે. આ ગુણ જાનવરોમાં શું નથી જોયો ? બીલાડી, કુત્રી, મરઘી વીગેરે જાનવરો, પોતાના બચ્ચાંને, પકડવાની તજવીજ કરનાર ઉપર કેવી વિકાળ બની ધસે છે. આ ગુણની સ્ત્રીઓને અવસ્ય જરૂર છે. કહેવાની જરૂર છે કે આ ગુણ બાપ કરતાં માતાઓમાં વધારે મોટાં પ્રમાણમાં ખીલેલા હોય છે.

૨. માની લેવું:—સ્ત્રીઓમાં આ ગુણ મોટે ભાગે વધારે હોયછે. કોઈબી હકીકત સાંભલી, તેમાંથી ખરૂં અને ખોટું પારખી કાહાડવાની તકલીફ લેવા કરતાં, ઝટ માની લેવાનો ગુણ સ્ત્રીઓમાં વિશેષ કરી વધારે હોય છે, અને જેઓમાં એ ગુણ હોય છે, તેઓમાં હંમેશાં,

૩ બહુ બોલાંપણુ—પણ વધારે હોય છે, આ ગુણને ઈંગ્રેજીમા Talkativeness, કહે છે. મરદો જેઓ ઘણા બડબડયા યાને બહુ બોલા હોય છે, તેઓમાં પણ 'માની લેવા' નો ગુણ હમેશાં રહેછે. સ્ત્રીઓમાં Talkativeness સાથ માની લેવાનો ગુણ ચલાવી લેવાય એ બનવા જોગ છે, પરંતુ પુરૂશોમાં એવો ગુણ ચલાવી લેવાય એમ નથી દરેક પુરૂશની પેહેલ્લી ફરજ 'ખરાંમાંથી ખોટું શોધી કાહાડવાની છે,' અને જેઓમા એ ગુણ વધારે પ્રમાણમાં હોય છે, તેઓ કદીબી ઘણા બહુબોલા હોતા નથી.

૪. ધારમીકપણુ.—સ્ત્રીજાતની ધારમીકપણા તરફ ખાસ કરી જન્મથીજ વળણ હોય છે. પુર્વકાળથીજ આ ગુણ સ્ત્રીજાતમાં વીશેષ ખીલેલો જણાયો છે ખ્રીસ્ટી ધર્મ પાળનારાંઓમાં કેથોલીક સ્ત્રીઓ, કેથોલીક મરદો કરતાં વધારે ધારમીક લક્ષણ અને લાગણીવાલી હોય છે. જે સ્ત્રીમાં આ લાગણી વીશેષ પ્રમાણમાં ખીલેલી હોય છે, તે સ્ત્રી નીતિમાં વધારે મજબુત હોય છે. અને તેટલાજ માટે નીતીમાં મજબુત સ્ત્રીઓ હંમેશાં ધારમીક વીચારવાલી રહે છે. આ વાત જાણવા જોગ છે, કે સામાન્ય રીતે મરદોના કરતાં ઓરતો નીતીમાં તેમજ ધારમીક લાગણીમાં વધારે ચીવટ હોય છે.

અભીલાશા:—ઓરતો તેમજ મરદો બંનેમાં આ ગુણ હસ્તી ધરાવે છે. પણ મરદો કરતાં ઓરતોમાં એ ગુણ ખાસ કરી મોટાં પ્રમાણમાં વધારે હોય છે. પોતામાં અમુક ખુબી હોય, તેના

કરતાં તે વધારે પ્રમાણુમાં દેખાડવાનો લોભ, તે અભીલાશાને નામે ઓળખાય છે. દાખલા તરીકે પોતાની હાલત, પોતાની ખુબસુરતી, પોતાનો ભપકો, પોતાની ચતુરાઈ, એ સઘળુ મોટા પ્રમાણુમાં દેખાડવાનો લોભ, મરદો કરતાં ઓરતોમાં વધારે હોય છે.

ભપકો:—સ્ત્રીઓમાં જેમ બને તેમ પોશાક અને ઘરેણાથી ભપકો કરવાનો શોખ મરદો કરતાં મોટે ભાગે વધારે હોય છે. જવાંન મરદોમાં એવા ગુણો બીલકુલ હોતા નથી, એમ સમજવુ નહી. તેઓમાં એ ગુણ સ્ત્રીઓ કરતાં નાંનાં પ્રમાણુમાં રહે છે. જેમ બને તેમ ‘સ્ટાઇલીશ’ રહેવુ, અને છેલ્લામા છેલ્લી ‘ફેશનેબ્લ’ ધપછપને વળગી રહેવાનો ખાસ કરી સ્ત્રીઓમાં મોટો શોખ હોય છે.

જાતી દરજ્જો:—જાહેરમાં તેમજ ખાનગીમાં મળતા સંસારી મહિમા પ્રસંગે, હાજર રહેલાંઓ વચ્ચે પોતે સર્વથી વધારે મોટો અને અગત્યનો દરજ્જો ધરાવે છે, એવું દેખાડવાનો લોભ ઘણીકવાર સ્ત્રીઓમાં અજીત પ્રમાણુમાં હોય છે. મરદો કરતાં સ્ત્રીઓમાં આ ગુણ વીશેષ કરી વધારે હોય છે.

બીહીક અને ધાસ્તી—સ્ત્રી જાતમાં આ બે લક્ષણ ખાસ કરી મોટા પ્રમાણુમાં રહે છે. આ બીહીક અને ધાસ્તીના લક્ષણની ઉતપંતી સાવચેતીના લક્ષણુંમાંથી ઉતપંન થાય છે. એક સ્ત્રી જેટલી વધારે સાવચેત હોય છે, તેટલી તે વધારે બીહીક અને ધાસ્તીને પાત્ર હોય છે, એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. ઘણીક સ્ત્રીઓ કસારી યા કરોળીયાને જોઈ બીહે છે; કેટલીક સ્ત્રીઓ ઝાડના પાતરાંનો ખણખણાત સાંભલી ધબકે છે; કેટલીક સ્ત્રીઓ નજીવો ધપકારો સાંભલી એવી તો ધાસ્તી ખાઇ જાય છે, કે તેમના મનની હાલત શાંત કરતાં લાંબો વખત લાગે છે.

વળી કેટલીક માતાઓ પોતાના બાળકની તબીયતમાં સહેજ બીગાડો થતાં એટલી બધી તો ધાસ્તી ખાઇ જાય છે, કે 'હવે તે જીવશેજ નહી,' એમ માની લેછે, અને તુરતજ 'ડાકટર ઉપર ડાકટર' બોલાવી ઇલાજ ઉપર ઇલાજ કરાવવા મંડી જાય છે. બાળક જીવશે કે નહી, તે સવાલને પડતો મુકી, તે સ્ત્રીની હાલત તરફ જોઇશું તો માલમ પડશે. કે તે પોતાના બાળકની સલામતી માટે ધાસ્તી ખાઇ ફીક્કી પડી ગયેલી જણાશે. ધાસ્તીનુ આ લક્ષણ સ્ત્રીને ખરી હાલત દેખાડવા પુરતુ છે

ખંધાઇ, છેતરપીંડી, ખોટુ ડોળ, અને જાર કર્મ—એ દુરગુણ સ્ત્રી જાતમાં સ્વભાવીક હોય છે. ખરી વાત છે, કે સર્વ સ્ત્રીઓમાં આ સઘળા દુરગુણ એક સરખી રીતે હોતા નથી, પણ તેથી સરવે સ્ત્રીઓ આ દુરગુણોથી કેવળ નિષ્કલંક છે, એમ કહી શકાય નહી.

જુવો, મરદજાત પોતાની ઉપર તેમજ પોતાના કુટુંબ ઉપર આવી પડતાં સંકટ સમે, બહાદુરી, અને હિંમતથી પોતાનો તેમજ પોતાના કુટુંબનો બચાવ કરે છે. પણ સ્ત્રીજાત પોતા ઉપર આવી પડેલાં સંકટને દુર કરવા, પ્રપંચ કાવાદાવા અને યુકતી સાથ કાંઇક દાવપેચનો ઉપ્યોગ કરશે. સ્ત્રીજાતમાં આવા ( દુર ) ગુણો, જગત કરનારે મરદોની બહાદુરી અને હિંમતની સામસામી મુકી, બનેની સરજતને સંસારની કસોટી ઉપર કેવી ભેદભરી રીતે કસી છે.

**લી. દુવાગીર.**

* * *

*D. H. P.*

# પત્ર ૧૯ મું.

## સખીભાવ.

## FEMININISM.



માનવંત સખી,

સ્ત્રીજાતના તનમનના ગુણ લક્ષણ જાણ્યાથી, સ્ત્રીજાતની ખરી પરીક્ષા થઈ શકે છે. એ ગુણ લક્ષણ પીછાનતાં શીખવું જરૂરનું છે, કેમકે સંસારના સુખની તે ગોયા એક ચાવી થઈ પડે છે આ શીક્ષણ અવલોકન કીધા પછીજ મેળવી શકાય છે.

### સ્ત્રીઓ જગતમાં શા કારણોથી હેરાન અને નીષ્ફળ થાય છે.

કેટલાકોને એવો ખોટો ખ્યાલ રહી ગયો છે, કે સ્ત્રીજાતને કુદરતે નબળી અને નાજુક બનાવી છે, અને તેઓ પોતાના દુશમનોની સામે લડવા માટે ફક્ત 'આંસુની ધાર' ચલાવી પોતાનો બચાવ કરી શકે છે. એ તેમનો ખ્યાલ બીલકુલ બેવકુફાઈથી ભરેલો છે. સ્ત્રી-જાતને કુદરતે નાજુક બનાવી છે એ ખરી બીના છે, પણ પોતાના બચાવ માટે કુદરતે તેણીને નબળી બનાવી છે, એ બીના ખરી નથી. સ્ત્રીજાતને તેણીના બચાવ માટે પોતાના 'આંસુની ધાર' ને હથીઆર તરીકે કુદરતે બક્ષેલું નથી, પણ તેણીને 'ખુબસુરતી' જેવું એક કરાંમતી હથીઆર બક્ષેલું છે, જે હથીઆર ઘણીક વાર પોતાના બચાવ તરીકે સ્ત્રી સલાંમતી સાથ વાપરી શકે છે મરદો જો સ્ત્રીને નબળી સમજતા હોય, તો કુદરતે સ્ત્રીને મરદો કરતાં કેટલી વધારે જોરાવર બનાવી છે,

તેનો તેમને ખ્યાલ વટીક નહી હશે. હું ધારૂંછું, કે સ્ત્રીજાત પોતે પણુ જાંણુતી ન હશે, કે અમુક ગુણોમાં મરદો કરતાં તે કેટલી વધારે ચઢીયાતી છે. સ્ત્રીની એવી શકતીના થોડાક દાખલા અતરે ટપકાવવા જરૂરના છે.

કેટલાક ભોળા અને પ્રમાણીક મરદો, પોતાની ભોળાઈ અને નીખાલસપણાને લીધે, દુનીયામાં ઘણીક વાર પોતાના કાંમોમાં ફતેહ મેળવવામાં જેમ નીશફળ થાય છે, તેજ માફક એક સ્ત્રી, પણ પોતાની અમુક પ્રકારની ખાસીયતોને લીધે, દુનીયામાં નીશફળ નીવડે છે. આ ખાસીયતો શું છે? બીજી કેટલીક ખાસીયતોમાં મુખ્ય ખાસીયતો, જેથી એક સ્ત્રીને જગતમા બાજે વખત હેરાંન અને નીશફળ થવું પડે છે, તે ૧, તેણીની ભલી નિષ્ટા, અને ૨, કાંઇબી સાંભળેલું માંની લેવાની તેણીની કુદરતી વળણ, ૩, તથા મરદોના સખુનો અને વચનો ઉપર જોઇએ તે કરતાં વધારે વીશ્વાસ મુકવાનો તેણીનો ખવાસ આ ત્રણ ખાસીયતો જગતમાં સ્ત્રીની નીશફળતાના મુળ કારણો થઈ પડે છે.

સ્ત્રીનો વીશ્વાસ, ઘણીક વાર તેણીનો જીવલેણ દુશમન થઈ પડે છે ઘણીકવાર એવુ બને છે, કે સ્ત્રીએ ભલી નિષ્ટાથી મરદ ઉપર મુકેલો વીશ્વાસ, તેણીની ખુવારી કરનાર થઈ પડે છે. મરદોએ, પ્યાર અને પ્રીતનાં ઓઢાં હેઠળ આપેલાં પોકળ વચનોને, અને ખોટા સખુનોને જેટલુ વજન આપવું જોઇએ. તેના બદલ સઘળુ ખરૂં માની લેવાની સ્ત્રીની કુદરતી વળણને લીધે, ઘણીક સ્ત્રીઓની ખુવારી થઇ ગઈ છે. શું આ ખાસીયતોથી સ્ત્રીઓ જગતમાં ફતેહમંદ નીવડી છે?

## સ્ત્રીઓ કઈ કઇ બાબદોમાં મરદોથી ચઢીયાતી હોય છે?

સ્ત્રીજાતની આ એક નબળાઈ માત્ર ગણાય છે, અને એ નબળાઈ માટે તેઓને જે શીક્ષા ખમવી પડે છે, તે પુરતી છે. કેટલાક ગુણોમાં મરદોના કરતાં સ્ત્રી ચઢીયાતી હોય છે, એમ હમણાંજ આપણુ જોઈ ગયાં છીએ. એવા ગુણોમાં શારીરીક બળ, એક મુખ્ય ગુણ ગણાય છે. શરીરની રચનાના પ્રમાણમાં, સ્ત્રીઓ જોર અને બળમાં, મરદોથી કાંઇબી

રીતે ઉતરતી હોતી નથી, બલકે તેઓ મરદોની બરોબરી કરે છે. (૧), ઠંડા મુલકોમાં સ્ત્રી મરદો કરતાં સરેરાસ, વધારે વરશ જીવે છે. (૨),આફ્ત,અને માહેતમના સંકટ સહન કરવામાં,મરદો કરતાં ઓરતોની શકતી વધારે જોરાવર હોય છે, એ વાત કદીબી ના પાડી શકાય એમ નથી. (૩), વાહાડ કાપના પ્રયોગ, (સરજીકલ ઓપરેશન) કીધા પછી, સાજાં થવાની સ્ત્રીઓની શકતી, મરદો કરતાં વધારે જોરાવર હોય છે, એવું વીદ્વાન તબીઓનું મત છે. (૪),સ્ત્રીઓ અકસ્માતના બનાવો, મરદો કરતાં વધારે હિંમતથી સહન કરે છે (૫),હવામા થતા ફેરફારો મરદો કરતાં, સ્ત્રીઓ વધારે સારી રીતે સહન કરી શકે છે (૬), જાગરણ કરવાની સ્ત્રીઓની શકતી, મરદો કરતાં અતીશય વધારે બળવંત હોય છે. એક કે બે દીવસ મરદને જો ચાલુ ઉજાગરો કરવો પડે છે, યા કાંઇકિ કારણે ઉંઘ જતી રહે છે, તો તેને ઠાક ચદે છે; પણ એક સ્ત્રી, એક બીમારની સારવાર લાંબો વખત દીવસ અને રાત્ર સુધી કરી શકે છે. સ્ત્રીની સહનશકતી કોઇબી રીતે જોતાં, મરદોથી ઉતરતી નથી, બલકે ધણેક દરજજે તે ચદીયાતી હોય છે. (૭,) એક કુટુંબ ઉપર, જ્યારે કાંઇકિ કારણે આફ્ત આવી પડે છે, અને ગુજરાંનના સરવે સાધનો જ્યારે જતાં રહે છે, ત્યારે ધણીક વાર તે કુટુંબનું પાલણ કરનારા મરદો, સંકટના ભાર હેઠળ કચડાઇ જવાથી, હારી ખાઈ લાચાર થઈ પડે છે; એવે સમે મરદો જ્યારે હારી ખાઈ જાય છે, ત્યારે પોતાના કુટુંબની મદદે બાપની દીકરી, કે ધણીની પરણેતર, હિંમતથી બાહાર પડી, પોતાનું સર્વસ્વ આપી દઈ, પોતાના કુટુંબની મદદે ઉભી રહે છે. સ્ત્રીઓની આવી રીતની સહનશકતી સંકટની સમે કોઇબી વખતે પ્રગટી નીકળે છે.

આ સરવે સંજોગો જોતાં, કોઇબી રીતે સ્ત્રીની શકતીઓ મરદોથી ઉતરતી પંકતીની નથી, એમ સાબેત થઇ ચુકયું છે. જેઓ સ્ત્રી-શાસ્ત્રથી અજ્ઞાંન છે, તેઓ સ્ત્રીને નબળી, અને ઉતરતી પંકતીની ગણે

છે, પણ સ્ત્રી-શાસ્ત્રનો અભ્યાસ કીધા પછી, તેઓ કદીબી તેમને તેવી ગણી શકે નહી.

૧, સ્ત્રીઓ, મરદો કરતાં વેહેલી જવાંનીના બાહારમાં આવે છે.

૨, છોકરાઓ મરદ વેશમાં આવે, તે આગમજ છોકરીઓ સ્ત્રીવેશમાં વહેલી આવે છે.

૩, મરદો બાળકના બાપ બનવાને જેટલા આતુર હોય છે, તેના કરતાં સ્ત્રીઓ બાળકની માતા બનવાને ઘણીજ ઇનતેજાર હોય છે.

## કેવી સ્ત્રીઓ અનઘડ હોય છે.

પણ એ સઘળુ છતાં, રીતભાતના વીવેક વીના, દરેક સ્ત્રી બીલકુલ અપટ અને અનઘડ જેવી થઇ પડે છે દરેક મરદ, સ્ત્રી તરફ જેમ એક ગ્રહસ્થને છાજતા વીવેકથી વર્તવાને સરજાયલો છે, તેમજ દરેક સ્ત્રી મરદ તરફ તેટલીજ લાએકી અને વીવેકભરી સાલેસાઇથી વર્તવાને જનમેલી છે. આ વીવેકની ફરજ જે સ્ત્રીઓ સમજતી નથી, યા તો જેઓ એ વીવેકને જાણતી નથી, તેઓ પોતાની તરફ ધીક્કાર અને અનગમો ખેંચી લેવાનો જોખમ ખેડે છે.

## વીવેકભંગ સ્ત્રીઓ.

એક ઓરત તરફ મરદે, યા એક મરદ તરફ ઓરતે વીવેક બતાવવા માટે, તેઓ વચે ખાસ ઓળખાંણ હોવાની કે મીત્રાચારી હોવાની જરાબી જરૂર હોતી નથી. જેઓને ઉમદા કેળવણીનુ શીક્ષણ હોવા સાથ, મીત્ર મંડળમાં ભેળાયલાં રહે છે, તેઓને એવા વીવેક શીખવવાની જરૂર રહેતી નથી. આ લખનારે અનુભવેલા, તેમજ નજરે જોયલા કેટલાક બનાવો ઉપરથી નોંધ લીધી છે, કે એવી વીવેકભગ સ્ત્રીઓનો આજે બીલકુલ દુકાળ હોય, એમ નથી. વીવેકનો ભંગ કરનારી સ્ત્રીઓ, ગમે એવી ખુબસુરત હોવા છતાં સાંમી તરફનાઓનો

તેઓ ધીક્કાર ખેંચી લે છે, અને એ ઉપરાંત તેઓ પોતાને અનઘડ અને વીવેકભંગ સ્ત્રીઓમાં ખપાવે છે

## મુંબઈની ટ્રાંમ ગાડીમાં વીવેકભંગ સ્ત્રીઓ.

આ લખનાર એક દીવસ ટ્રાંમ ગાડીમાં એક જાણીતા યુજરોગ મીત્ર સાથ મુસાફરી કરતો હતો. અમુક ઠેકાણે ટ્રાંમ ગાડી ઉભી રહી, અને કેટલીક પારસી જવાંન સ્ત્રીઓ, ભપકાબંધ પોશાકમાં સજ્જ થાયલી, તે ગાડીમાં દાખલ થઈ. તેમના દેખાવ, અને પેહરવેશ ઉપરથી તેઓ કેળવાયલી હોય, એમ મેં અને મારા મીત્રે માની લીધુ ગાડીમાં તેઓ સઘળાંને જગ્યા નહી મળવાથી, હમો બંને જણે પોતાની જગ્યા ઉપરથી ઉઠી, પેલી સ્ત્રીઓને હમારી જગ્યા આપી તેઓ તુરતજ હમારી જગ્યા ઉપર ગોઠવાઇને બેઠી, પણ હમારી આવી ભલ-મણુસાઇભરી માંગણીને માટે, તેઓએ ઉપકારનો એક શબ્દ પણ હમોને કહ્યો નહી. એમબી નહી કહ્યું કે ' માફ કરજો, ' કે એમ બી નહી બોલી કે 'થેંન્ક-યુ'. હુ તો મનમાંજ બબડયો, કે આ સ્ત્રીઓ બીલકુલ ' અનઘડ, અને અપટ છે, અને પોતાના કપડાંને એબ લગાડે છે. ' કેવી વીવેકભગ સ્ત્રીઓ ! પણ મારા યુજરોગ મીત્ર મુગા રહ્યા નહી; તેવન બોલ્યા કે ' આપણાં બઇરાંઓ સુધરવાનુ ડોળ ઘાલે છે, પણ હજી અપટ જેવાંજ રહી ગયાં ! જોયુ કેની, જરા ' થેન્ક યુ ' કરીબી નહી કહ્યુ. '

## સ્ત્રીની પીછાંન કરવાની ખરી કસોટી.

આપણી ચાલચલણ અને રીતભાતની વળણુ, આપણા મનની અંદર વસે છે. જેમ એક ગધેડો સિંહનું ચાંમડું પેહરી લેઈ, વનરાજમાં ખપવાની તજવીજ કરતાં તેના કાંન, તથા બરાડ ઉપરથી પકડાઇ જાય છે, તેમ વીવેકભંગ સ્ત્રીઓ અને મરદો, ગમે એવા સુંદર પેહરવેશ છતાં, તેમની રીતભાત ઉપરથી તેઓ ઝટ પરખાઈ આવે છે. સ્ત્રી-પુરૂષોની ખરી પીછાન, વીવેકની કસોટી ઉપર કસી જોતાં ઝટ થઈ જાય છે.

## વિશઈ મરદોને સ્ત્રીઓએ: પીછાંનવાની રીત.

વીશઇ, યાને કાંમીક લાગણીવાલા મરદો, મોટે ભાગે સ્ત્રીઓ તરફ ધીક્કારની નજરે જોતા રહે છે, અને દરેક સ્ત્રી તરફ એવા મરદોનો મોટો ભાગ તુચ્છકારથી જુવે છે. ભલાંઓ સઘળાંને પોતાના જેવાંજ ભલાં સમજે છે. આ સીદ્ધાંત જેટલુ મરદોને તેટલુજ સ્ત્રીઓને એક સરખી રીતે લાગુ પડે છે. પણુ 'ધીક્કાર' અને 'બેદરકારી' એ બનેને ભેળી નાંખવાની કદીબી ભુલ કરવી નહી એક મરદ અગર જો સ્ત્રીઓ તરફ 'બેદરકારીથી જોતો હોય,' તો તે ધીક્કારની નજરે જુવે છે, એમ સમજી, તે મરદ વીશઇ છે, એવું માની લેવું નહી. લક્ષણુની પરીક્ષા કરવામા સમાયલી મુસ્કેલીઓમાં, આવી કીસમની મુસ્કેલી ઘણીજ જોખમભરેલી ગણાય છે, માટે એ ખાસ ધ્યાનમાં રાખવુ. ઘણીક વાર એથી નીરદોશોને ગેર ઇનસાફ થયલા જણાયા છે.

જે સ્ત્રીઓ વીના કારણે મરદો તરફ ધીક્કાર બતાવી તેમને તુચ્છકારે છે, તેઓ પોતે પોતાની એવી વર્તણુક અને એવી રીતભાતથી, પોતાની હલકી લાગણીનું તોલ કરાવે છે, એ ધ્યાંનમાં રાખવુ.

અનીતીવાંન સ્ત્રીઓ, દરેક નીતીવાન સ્ત્રીને પોતાના જેવી બનવાને, યા પોતાના જેવી બનેલી જોવાને ઘણીજ ખંતી હોય છે; અને તેથી તે દરેકને પોતાનાજ જેવી ચીતારવાની તજવીજ કરે છે.

## સ્ત્રીઓને મરદો કેવી રીતે રાજી રાખી શકે?

સ્ત્રીની તરફ નરમાસ દેખાડવો, એ અવસ્ય જરૂરનું છે. મીઠા ,મધુર શબ્દો, સ્ત્રીના દીલ ઉપર ઉંડી અસર કરે છે. ટપકાના તીક્ષણુ શબ્દો, કઠોર સખુનો, અને કઠણુ અપમાનો સ્ત્રીના નરમ દીલની ઉપર ઘણીજ ખરાબ અસર કરે છે. મરદ, સ્ત્રીનો ખેરખ્વાહ હોવાથી, તે તેની તરફ હંમેશાં મદદની ઉમેદ રાખતી રહેછે. એક વીદ્વાંન લેખક મરદો તેમજ ઓરતો માટે એ વીશે લખે છે કે:—

" The lower the Sexuality of either, the more indifferent they may, should, will be towards each other."

## સ્ત્રીઓ મરદની હાંસી ક્યારે કરે છે.

ઘણાક મરદો શરમાળ સ્વભાવના હોવાથી, સ્ત્રીને જોઇ, તેઓ પોતાનુ પોતવટપણુ ખોઇ દે છે, અને તેમની હાક–ધાકથી પોતાની હાંમ હારી જઇ, તેમની તરફ કાંઇભી સનમાનભરી લાગણી દેખાડી શકતા નથી. આવા જવાનો યા મરદો, એવે પ્રસંગે ઘણોજ કઢંગો દેખાવ કરે છે. એવાઓને માટે પેલી ઇંગ્રેજી કહેતી આ જગે કોતરવી પડે છે, કે.—

'*A faint heart never wins.*'

યાદ રાખવુ, કે સ્ત્રીજાત મરદોમાં હિંમતના ગુણને ખાસ કરી વધારે વખાણે છે, અને શરમાળપણાના ગુણને બીલકુલ ધીક્કાર સાથ હસી કાહાડે છે. એક ભલી નેમથી બજાવેલુ જેવું તેવુ સનમાન, શરમાળપણાને લીધે બતાવેલાં હીચકારાપણા કરતાં વધારે પસંદ કરવા જોગ થઈ પડે છે. ઘણીક વખત શરમાળપણામાં હીચકારાપણાનો ગુણ સમાયલો હોય છે, અને તેથીજ સ્ત્રી સમાજમાં એવાઓની ઘણીક વાર ઠેકડી અને હાંસી થાય છે

## સ્ત્રીઓને નકલ કરવા જોગ. એક સ્પેનીશ 'એટીકેટ.'

જે સ્ત્રીઓ ગાઈ યા વગાડી જાણતી હોય, તેઓએ કદીભી શરમાળ બનવું નહી. સંગીતની કેળવણી લીધા પછી, તેઓ જો શરમાળપણાને લીધે પોતાના હુનરને સંતાડી રાખે છે, તો તે સ્ત્રી પોતાની કેળવણીને કલંક સમાન થઈ પડે છે. એટલા માટે જેઓને ગાતાં વગાડતાં આવડતું હોય, તેમને જ્યારે જાહેર કે ખાંનગી મીત્રમંડળમાં ગાવા વગાડવાની ફરમાસ થાય, તો તેઓએ કદીભી ભારી થવું, યા ના પાડવું ઘટે નહી, પણ તુરતજ તે ફરમાસને માન આપવું ઘટે છે. આપણી સ્ત્રીઓ, ઘણીક વાર એવી

માંગણી થતાં ઘણીજ માથાં દુખણ કરાવવા માટે ખાસ જણાયલી છે. જો કોઈ બાંનુ વગાડી જાણતી હશે, અને તેણીને વગાડવા માટે અરજ કરવામાં આવશે, તો પેહલ્લાં તો તે તરેહવાર બહાનાં કાહાડશે. દાખલા તરીકે તે કહેશે કે 'મારી પ્રેકટીસ મે છોડી દીધી છે!' 'મારાં તો આંગળાં દુખે છે!' 'હુ વગાડી જાણતી નથી' વીગેરે ગાઇ જાણનારી બાંનુઓ બહાનાં કાહાડશે કે 'મારૂં ગળુ બેસી ગયું છે!'–'મારો અવાજ સારો નથી,'–'મારે મોહોડે ગાયન નથી,' વીગેરે એવી માથાં ઝીકણ કીધા પછી, ભારી થઈ, અને તેઓ વગાડે છે, યા ગાયન કરે છે તેમ થવુ જોઇએ નહી સ્પેનીશ બાંનુઓ પોતાની સગીત કળા કાંઈ પણ આનાકાની વગર એકદમ દેખાડવા ઝટ બાહાર પડી, પોતાના સાંભળનારાઓને રીજવવા માટે ખાસ કરી વધારે જણાયલી છે આપણી સ્ત્રીઓએ આ દાખલાની બેશક નકળ કરવી ઘટે છે

## સ્ત્રીઓને *ફુસલાવવા માટે કોરગાઓની જાળ.

કુંવારી તેમજ પરણેલી સ્ત્રીઓએ ખાસ કરી ધ્યાંન રાખવું, કે કદીબી તેઓએ પરપુરૂષ તરફથી કાંઇબી અને કોઇબી પ્રકારની ભેટ સોગાદ કબુલવી નહી. ભેટ આપનાર જવાંન ગમે એવો–ગ્રહસ્થ–નેક હોય, છતાં જો તેની મરજી લગનના ગાંઠથી જોડાવાની હોય, અને તેની માંગણી મંજુર કરવાની તે સ્ત્રીની ઇચ્છા હોય, તોજ તેવા પુરૂષ તરફથી મળતી ભેટનો સ્વીકાર કરવો.

કોરગા મરદો આવી ભેટ સોગાદ ઉપર મોટી ઉમેદોનો કોટ રચે છે, એ વાત દરેક સ્ત્રીએ ધ્યાંનમાં રાખવી. કોઇબી પરસ્ત્રીને, વીના કારણે, કોઇબી ઓળખાણ પીછાંનવાલા પરપુરૂષ તરફથી કાંઇબી ભેટ કબુલવાનો સેહજબી હક કે વીવેક છેજ નહી. એવી ભેટથી થયલો ઉપકાર, સામી બાજુનાને ઉત્તેજન આપવા પુરતો થઈ પડે છે! એક વાર એક ભેટ કબુલ કીધા પછી, થોડો વખત વહી ગયા બાદ ધીમે રહી તેવીજ એક બીજી

*આ બાબદ ઉપર લંબાન વીવેચન મે મારા સ્ત્રી-દરપણ પુસ્તકમાં કરેલું છે કરતા.

ભેટ, તે સ્ત્રીની આગળ આવી પડે છે; અને તે બીજી ભેટની પાછળ ત્રીજી ભેટ ચાલી આવે છે ! એવી રીતે ઉપકાર પાછળ ઉપકારના ઢગલા જમે થયા પછી, કેટલાક પુરૂશો તેવા ઉંપકારનો બદલો તે સ્ત્રી પાસથી જુદીજ રીતે મેળવવાની જાળ બીછાવે છે, અને મોટે ભાગે તે જાળમાં બીન અનુભવી સ્ત્રીઓ સપડાઇ જાય છે. એજ કારણ માટે પુરૂષ તરફથી કોઇબી કીસમની ભેટ સોગાદ સ્વીકારવાનો કોઇબી સ્ત્રીએ નીયમ રાખવો નહી; અને તેવી ભેટ કરનારને કદીબી ઉત્તેજન આપવું નહી. યાદ રાખવું, કે એક વખત એવુ ઉત્તેજન મળ્યાથી બીજું કદમ આગળ વધારવાની સાંમી બાજુનાઓને તક મળે છે, માટે પ્રથમ પ્રસંગેજ એવી માંગણી નામંજુર કરવામાં ડાહાપણ સમાયલુ છે. ધ્યાંન રાખવું કે આ નીયમ અમલમાં મુકવા આગમજ, ખરાંમાંથી ખોટું શોધી કાહાડવાની દરેક સ્ત્રીએ તજવીજ કરવી ઘટે છે.

લી. દુવાગીર.

* * *

*M. D. P.*



# પત્ર ૨૦ મું.

## કાંમ-કળા.

## VOICE AND OTHER CONDITIONS INDICATING SEXUAL STATE.



સદ્‌ગુણી સજની. 

જેમ આદમીને ચહડેલો 'ગુસ્સો' કદીબી છુપો રહેતો નથી, તેમ આદમીનો 'પ્યાર' પણ છુપો રહેતો નથી. જે રીતે ગુસ્સાની લાગણી ચેહેરા ઉપર પ્રગટી નીકળે છે, અને સામુ આદમી તે તુરતજ જોઇ શકે છે, તેમ પ્યારની લાગણી પણ ચેહેરા ઉપર પ્રગટી નીકળે છે, અને સામુ આદમી તે તુરતજ જોઈ શકે છે. કુદરત દરેક વસ્તુને તેની ખરી હાલતમાં આપણી સમક્ષ રજુ કરે છે, પરંતુ તેને પીછાનવાની કળાથી જો આપણ બેખબર યા અજ્ઞાન હોઇએ, તો તેમાં આપણી પોતાની કસુર સમજવી.

અમુક આદમી કોણને ચાહે છે, અને કોણને તે નથી ચાહાતુ; એક સ્ત્રી પ્રીતમાં પડી છે, યા નથી પડી; તે કોણની પ્રીતમાં પડી છે, અને કેટલી હદ સુધી તે તેને ચાહે છે, તે સઘળું જાણવું અને પીછા-

નવું જેટલુ જરૂરનું છે, તેટલુંજ સંસારને તે લાભકારક છે. એ સઘળી કાંમ—કળાને વીસ્તારી લખવા માટે આ જગ્યા પુરતી નથી, છતાં કાંમ—કળાનો કાંઇક ખ્યાલ મેળવી શકાય એવા વિચારથી આ પત્ર લખ્યું છે.

## *સ્ત્રી તેમજ પુરૂષના અંતરમાં વસેલા પ્યારનું પ્રમાણ જાણવાની રીત.

પ્યારની લાગણીને તપાસવાની અનેક રીતો ફીલ્સુફો આપણને સાહિત્યમાં જણાવે છે. પણ આજના વિદ્યા હુન્નરના જમાનાએ, વીજળીક શાસ્ત્રની મદદથી, આદમીના અંતરની લાગણીના ભેદ, અમુક રીતે જાણવાની રીત જે શોધી કાહાડી છે, તેની નોંધ આ તકે લીધા વગર ચાલે એમ નથી.

અમુક આદમીના દીલના અંતરમાં વસતી પ્રેમની, યા કેહેર કે વેરની લાગણી તપાસવાની એક રીત એ છે, કે તે આદમીને અમુક જાતના સવાલો આડતરી રીતે કરી તેની તપાસ કરવી, જેથી તે આદમીના અંતરની લાગણી જાણી શકાય છે. બદીખાનામાં પડેલા ગુનેહગારોની તપાસ ઘણીક વાર એવીજ રીતે સુધરેલા મુલકના જેલખાનામાં કરવામાં આવે છે. હાલમાં એક એવું યત્ર બનાવવામાં આવ્યુછે, કે જેથી આદમીના અંતરમાં વસ્તી લાગણીના માપની ઘણીજ બારીક નોંધ સંતોશકારક રીતે લેવાઇ શકાય છે. આ યંત્ર,

PLETHY SMOGRAPH અને HYDROSPHY GMOGRAPH

ને નામે જણાયલાં છે. આદમીના અંતરમાં વસ્તી અનેક લાગણીઓ યા જુસ્સાઓ તેના 'હાર્ટ' ઉપર અસર કરે છે, જેથી હાર્ટના ધબકારામાં વધારો તેમજ ઘટાડો થાય છે, તેમજ ચેહેરા ઉપર પણ ફેરફાર થાય છે. અગર જો હાર્ટના ધબકારા વધે છે, તો ચેહેરો લાલ થઇ આવે છે, જેને તબીબો *blush* કહે છે; તેમજ

* Lombroso's Criminal Man.

હાર્ટના ધબકારા જો ઘટે છે, તો ચેહેરો ફીકકો (*pale*) પડી જાય છે. પોતાના અંતરમાં બનતા આ બે ફીઝીયોલોજીકલ બનાવને કોઈબી આદમી અટકાવી શકે એમ નથી, કેમકે તે ઉપર તેનો કાબુ ચાલી શકતો નથી.

પણ આ બે યંત્રો ઉપરાંત એક ત્રીજું યત્ર પાત્રીઝી નામના વિદ્વાને જે હાલમાં શોધી કાહાડયુ છે, તે ઉપલાં બને યંત્રો કરતાં આદમીના અતરના ભેદની સચ્ચી નોંધ લેવામાં વધારે ફતેહમંદ નીવડયુ છે આ યત્ર કાંઇજ નહી પણ 'ગટા-પર્ચા'ની બનાવટનું એક હાથમાં પહેરવાનુ મોજુ-*glove*-છે, જે આદમીના હાથ ઉપર બધબેસતુ પહેરાવી, તેમાં હવા જઇ શકે નહી, તેવી રીતે હાથનાં કાંડાં (*wrist*) ઉપર તેને 'સીલ' કરી લીધા પછી, મજકુર યંત્રના અમુક ભાગ સાથ, એક તેવીજ બનાવટની રબરની નળી જોડવામાં આવે છે એ પછી તે આદમીને ચોકસ સવાલો કરવામાં આવે છે, અને તે સવાલોના જવાબ આપતાં, જે કાંઇ લાગણી તે આદમીના અંતરમાં પ્રગટ થાય છે, તે લાગણીનુ પ્રમાણ નાડીના ધબકારા મારફતે, પાત્રીઝીવાળાં યંત્રનાં એક ભાગ ઉપર નોંધાઇ જાય છે. એવી રીતે કાળાં માથાંના આદમીએ, આદમીના અંતરના ભેદને જાણવાની યુક્તી, આજના વખતમાં શોધી કાહાડી, કુદરતના ભેદને પોહોંચી જવાની કોશેસ કરી છે.

**સ્ત્રીના અવાજ ઉપરથી-સ્ત્રીના લક્ષણ જાણવાની રીત.**

જવાંનીની શરૂઆત થતાજ સ્ત્રીજાતના અવાજમા કાંઇક ફેરફાર થવા માંડે છે. જેમ જેમ જવાંની આગળ વધતી જાય છે, તેમ તેમ તેણીનો અવાજ પણ ધીમે ધીમે બદલાતો જાય છે, અને સેવટે તે પુખ્ત હાલતે પુગે છે.એવી રીતે એક નાદાંન ચીબાવલી છોકરીનો રમુતી-આળ અવાજ, રફતે રફતે તેણીની જવાંનીના વધવા સાથ ફેરવાતો જાય છે, અને છેવટે તે એક સ્ત્રીને છાજતો મોભાદાર અવાજ બને છે.

અવાજને ખીલવવાની કળા, આપણા લોકમાં હજી જેટલી જોઇએ

તેટલી જાણીતી થઈ નથી. આપણી સ્ત્રીઓનો મોટો ભાગ, વગર ખીલેલા અવાજવાલો માલમ પડે છે. કેટલીક સ્ત્રીઓના અવાજ ચેન જેવા બારીક હોય છે! બાજી સ્ત્રીઓના અવાજ એવા તો કડક અને તીણા હોય છે, કે તે કાંને પડતાંજ એક અનુભવી આદમી કહી શકે છે, કે 'આ સ્ત્રી કજીઆખોર હોવી જોઇએ' કડક અને તીણા અવાજવાલી સ્ત્રીઓના અવાજ, તેમના લક્ષણ દેખાડી આપે છે. સ્ત્રીના અવાજના અનુભવીઓ સ્ત્રી-લક્ષણને પારખવામાં જવલેજ ભુલ કરે છે

## સ્ત્રીના અવાજ ઉપરથી તેણીની ઉમર જાણવાની રીત.

કેટલાકો સ્ત્રીનો અવાજ સાંભલી પોતાના અનુભવને આધારે તેણીને નજરે જોયા વીના કહી શકે છે, કે અમુક સ્ત્રી જવાંન છે, યા મોટી ઉંમરની છે, કે ઘરડી છે.

કહેવાની જરૂર છે, કે સ્ત્રીનો અવાજ, સ્ત્રીની હાલતનુ ખરૂ તોલ કરાવે છે. એક મર્યાદાભરી બાંનુ કદીબી કઠોર અવાજવાલી હોતી નથી. એક ખરી લાએકીવાલી, ખરી ઇન્તેજાર, અને ખરી માયાલુ દીલવાલી ઓરતનો અવાજ કાનને કદીબી કઠોર લાગતો નથી. એવી બાંનુનો અવાજ જેમ ભેસાસુર જેવો પોહોળો હોતો નથી, તેમ કાંનના પડદા ચીરી નાંખે એવો તીણો પણ હોતો નથી. ઘણીક બાંનુઓ પોતાના સાંભલનારાઓનાં દીલ પોતાના અવાજના જોરે જીતી લે છે.

## સ્ત્રીનો ઓખરો અવાજ.

અગર જો તમુને એમ લાગે, કે તમારો અવાજ રફતે રફતે ઓખરો થતો જાય છે, અને તેનું કાંઇબી કારણ તમને માલુમ પડતું નહી હોય, તો ખાતરીથી તમે માનજો, કે તમારી જાતીશક્તીમાં કાંઇક એવો ફેરફાર થવા લાગ્યો છે, કે જેની અસરથી તમારો અવાજ બગડે છે. ચેતજો! આ બીનાને નજીવી ગણી પસાર થવા દેશો નહીં. જો તમે જાહેર મંડળમાં મળતાં ભેટતાં હો, યા મિત્રમંડળમાં તમને

ચાલુ આવવું::જવું પડતું હોય, તો તમારા બગડતા અવાજનો ઇલાજ તુરતજ કોઈ કાબેલ તબીબ પાસ કરાવજો. જો તમારા ગળાંમાં ખખડાટ જેવું તમને લાગ્યા કરતુ હોય, અને તમને એમ લાગતું હોય, કે બલગમ જેવુ તમારાં ગળાંમાં કાંઇ અટકયુ છે, તો એ અડચણભરી લાગણી દુર કરવા તુરત કોઈ ગળાંના ડાકટરની સલાહ લેજો.

## ખુબસુરત સ્ત્રીનો અવાજ કેવો હોવો જોઇએ.

એક સ્ત્રી જેટલી ખુબસુરત હોય, તેના પ્રમાણુમાં તેણીનો અવાજ પણ તેટલોજ મધુર અને રસીલો હોવો જોઇએ. તેમ જો હોતું નથી, અને જો એક ખુબસુરત અને દેખાવડી સ્ત્રીનો અવાજ, જાડો, ફાટેલાં ઢોલ જેવો હોય છે, યા તો ચેન જેવો બારીક અને સાંભલનારાંઓના કાંનમાં કચવાટ ઉભો કરનારો હોય છે, તો માનવાને કારણ મળે છે, કે તે સ્ત્રીના સંસારી ખવાસો, સદ્‌ગુણથી ભરેલા હોતા નથી. યા તો એવો ખામીવાલો અવાજ કાંઇક જાતી પીડાકારીનું પરીણામ હોય, યા કુટેવનાં માઠાં પરીણામ માહેલું એક પરીણામ હોય. એટલા માટે ધ્યાંન રાખવું, કે એક ખુબસુરત સ્ત્રીનો અવાજ કદીબી કંગાલ કે હાલ હવાલ હોવો જોઇએ નહીં.

## સ્ત્રી જેવા અવાજવાલા બાયલા મરદો !

સ્ત્રીનો અવાજ જેમ મરદના જેવો હોવો જોઇએ નહીં, તેમ મરદનો અવાજ પણ સ્ત્રીના જેવો હોવો જોઇએ નહીં. બંને જાતીમાં બંને ખાંમીઓ ખચીત ધીક્કારવા જોગ થઈ પડે છે. મરદો એવા સ્ત્રીના જેવા ( effaminate ) અવાજથી જેમ બાયલા જેવા લાગે છે, તેમ સ્ત્રીઓ એવા મરદાના અવાજથી સ્ત્રીપણમાં હોય, એમ લાગતું નથી. બાયલા જેવા અવાજવાલા જવાંન મરદો, અગર જો મજબુત છાતી, અને ખીલેલાં ફેફસાંવાલા નહી હોય, તો તેવાઓને લગનના બજારમાં બેશક અનેક શકની નજરે જોવા જોઇએ. આગળાં પત્રો અને પુસ્તકોમાં

આપણ જોઈ ગયાં છીએ, કે સ્ત્રી તેમજ પુરૂશ બંનેમાં જવાંનીનો બહાર ખીલતાંજ, કદ ઉપર તેની અસર થાય છે, અને તેમના અવાજમાં ફેરફાર થવા માંડે છે પણ મરદોમાં એવી રીતે થતો ફેરફાર, અગર જો જવાંનીનો બહાર ખીલી રેહા છતાં થાય નહી, અને એક મરદ પોતાની જવાંનીમાં આવ્યા છતાં તેનો અવાજ બદલાવાને બદલે સ્ત્રી જેવો નાજુક રહી જાય છે, તો તેવા જવાંન મરદો તરફ અનેક શકની નજરે જોવું પડે છે

## સ્ત્રીના અવાજમાં શું શું ગુણો સમાયલા છે.

આ દલીલ વૈદક જ્ઞાનને આધારે રજુ કરી છે. પણ તેમ કરતાં આ સવાલને ગુંચવાવી નાંખવો નહી. મરદના 'બાયલા જેના અવાજનો' અર્થ, 'મધુર અવાજ' કરવો નહીં. ઘણાક મરદ ગાયકો, જેઓનો ધંધો ગાયનકારનો હોવાને લીધે, પોતાના ખીલવેલા અવાજની મધુરતા તેઓ જાળવી રાખે છે, અને મોટી ઉમરે પુગવા છતાં તેમના અવાજ જવાંન મરદોના જેવા મધુર અને ખાંમી વીનાના રેહ છે, તેમના અવાજને 'બાયલા જેવા અવાજ' તરીકે ગણવાની કદીબી ભુલ કરવી નહીં. યાદ રાખવું, કે એક મરદનો અવાજ, જે કામો જગતમાં કરવા માટે કુદરતે તેને બક્ષેલો છે, તેવાંજ કામો સ્ત્રી પાસ કરાવવાની કુદરતની જો ખાએસ હતે, તો મરદાના અવાજની તે તેણીને બક્ષેસ કરતે. પણ સ્ત્રીને જુદાંજ કાર્યો જગતમાં કરવા માટે જગકરતાએ જગતમાં સરજેલી હોવાને લીધે, મરદ અને સ્ત્રી બંનેના અવાજ, એક બીજાથી જુદા પ્રકારના સરજ્યા છે. મરદનો અવાજ, સ્ત્રીનો બચાવ કરવા, હુકમ કરવા, સેંકડો લોકોને દમથી ઠકરાવવા, દેશની તરફ, ધરમની તરફ, અને પોતાના જાતભાઈઓ તરફ પોતાની ફરજ બજાવવા માટે, બુલંદ અને ભારી પ્રકારનો કુદરતે બક્ષેલો છે; જ્યારે ઓરતને પોતાના મધુર અવાજે, પોતાના ધણીને દુઃખમાં દીલાસો દેવા, પોતાના બાળકને

મધુર હલકે હાલરડું ગાઈ તેને શાંતીની નિંદમાં સુવાડવા, પતીના સુખમાં તેમજ દુ:ખમાં ભાગ લેવા, માયાળુ અને મમતાળુ બનવા, તેમજ કઠણ દીલના મરદોના હૈડાંને પીગળાવી મોમ જેવું નરમ કરવા માટે, મધુર અને મીઠો અવાજ સ્ત્રીને બક્ષેલો છે. આ સઘળા એવા બીજા અનેક ગુણ એક સ્ત્રીના મધુર અવાજમાં હોવા જોઇએ.

## સ્ત્રીનો કેવો અવાજ સાંમેવાલાંનુ દીલ જીતે છે?

દરેક ઓરતનો અવાજ, તેણીના જાતી શારીરીક બાંધાના પ્રમાણમાં ખીલેલો હોય છે. જો સ્ત્રી નબળા બાંધાની હોય છે, તો તેણીનો અવાજ પણ નબળો અને દુરબળ હોય છે. જો તે પુર તંદરોસ્ત હોય છે, તો તેની તંદરોસ્તીના પ્રમાણમાં તેણીનો અવાજ પ્રગટ થતો રેહ છે. જેટલો એક સ્ત્રીનો અવાજ મીઠાસવાલો, મુલાએમ, અને નરમાસથી ભરેલો હોય, તેટલો તે સાંમેવાલાંનુ દીલ જીતી લે છે, અને બીજાંને પોતા તરફ ખેંચે છે "*મે કેટલીક એવી ખુબસુરત સ્ત્રીઓ દીઠી, કે તેમની સાથે બેસી વાત કરવામાં જીવને રાહાત મળવાની આસા રાખી હતી, પણ જ્યારે તેણીએ વાત કરવા માંડી, એટલે મેં તેણીના કઠોર અવાજથી કંટાલી જેમ બને તેમ તેણીથી દુર રહેવા ચાહ્યું." આ વાત ખરી છે, કે આદમીનો અવાજ તેના ગુણની ગવાહી આપે છે. એક બીમાર દરદીનો અવાજ કેવો હોય છે? માતાનો પોતાના બાળક તરફના ચાહા અને પ્રોતનો અવાજ, જુદીજ પ્રકારે સંભલાય છે. એક પટાંમણી ધણીઆણી પોતાના ધણીને કેવે ધીમે અને મુલાએમ અવાજે સમજાવે છે!

લડકણી વઢકણી સ્ત્રીઓના અવાજ તુરતજ પરખાઈ આવે છે. એવી સ્ત્રીઓના કઠોર અને કડક અવાજો, ગમે એવા દમામ અને ગુસ્સા સાથ નીકળવા છતાં, સાંમેવાલાંઓ ઉપર તેની કાંઇબી અસર થતી નથી.

---

* **My Lady Beautiful, By Alice M. Long.**

ધ્યાંન રાખવું કે "‡ એક અનિયમીત (abnormal) અવાજ હંમેશાં અનિયમીત તંન અને મનમાંથીજ નીકળે છે." ધ્યાંન રાખજો, કે કુશળ ગાયનકાર સ્ત્રીઓના અવાજ, સંસારમાં અતિ વિશઈ બન્યાથી, તુરતજ ખરાબ થવા માંડે છે. એવી રીતે ખરાબ થતો અવાજ પ્રથમ સેહેજ ખોખરો (husky) બને છે, અને પાછળથી ઉંચા સુરે ગવાઈ શકાતું નથી. એવી રીતે બગડેલા અવાજનું મધુરપણું પણ ઓછું થઈ જાય છે. સ્ત્રીની જનંન ઇંન્દ્રીઓની હાલતમાં ફેરફાર થયાથી, ગળાંની રચનામાં પણ ફેરફાર થવાનો મોટો સંભવ રેહ છે.

## સ્ત્રીનાં બગાસાં! YAWNING.

બગાસાં ખાવાં, એ સાધારણ નજરે જોતાં બહુ નજીવી બાબદ છે, પરંતુ જે કારણોથી બગાસાં ખાવાની લાગણી શરીરમાં ઉતપંન થાય છે, તે કારણો જાણવા જોગ છે. બગાસાંની તપાસ આપણ વૈદકશાસ્ત્રને આધારે કરશું, તો કાંઇક નવું જાણવાનું આપણને મળશે.

૧, ઘણીકવાર બગાસાંની લાગણી એક 'ઉડતા રોગ' મીસાલ લાગુ પડે છે! દાખલા તરીકે મીત્રમંડળમાં એક જન જો બગાસું ખાય છે, તો તેની સાંમે બેઠેલાં આદમીને પણ બગાસાં ખાવાની લાગણી લાગુ પડે છે.

૨, સ્ત્રીઓને બગાસાં ખાવાની લાગણી, ભુખ કે તરસ જ્યારે લાગી હોય, ત્યારે કોઈ વાર થાય છે.

૩, ઘણીક વાર જ્યારે શરીરને થાક ચહડી હોય છે, ત્યારે પણ બગાસાં આવે છે. બગાસાં નજદીક આવતી નીદ્રાની નીશાંણી તરીકે પણ ગણાય છે.

૪, કંટાલો આવવા જ્યારે માંડે છે, ત્યારે બગાસાં આવવાં શરૂ થાય છે. ધ્યાંન રાખજો; તમો જો કોઈ સાથ વાતચીતમાં રોકાયાં

‡ My Lady Beautiful, By Alice M Long.

હોવો, અને સામુ આદમી જો બગાસાં ખાવા માંડે, તો જાણી લેવું, કે તે તમારાં ટાયલાંથી કંટાળી ગયું છે, માટે તમોએ લંબાંન કરવાને બદલે ટુંકમા પતાવવું.

૫, બીમાર પડેલું આદમી મોટે ભાગે બગાસાં ખાતું નથી. પણ દરદી જ્યારે બગાસાં ખાય છે, ત્યારે માનવાને કારણ મળે છે, કે દરદીની તબીયતમાં સુધારો થવાનો મોટો સંભવ આવી લાગ્યો છે, યા સુધારાની શરૂઆત થઈ ચુકી છે.

૬, સ્ત્રીઓમાં વીના કારણે અપ્રસંગીક બગાસાં, માસીક માંદગી આવી પુગવાની આગાહી તરીકે મનાય છે. ચોકસ પ્રસંગે, ચોકસ ધપની શરીરની તાંન તોડ સાથ આવવા માંડેલાં બગાસાં, સ્ત્રીની કામાતુર હાલત દેખાડે છે.

## સ્ત્રીનું હસવું. LAUGHTER.

હસ્મુખાં સ્વભાવના આદમીઓ ઘણું કરી આંગે આસુદાં યાને ભરેલાં, દેખાવે રંગીલાં તથા મોટે ભાગે 'બહુબોલાં' હોય છે. હસ્મુખાં આદમીઓના સ્વભાવ તેમની આંખોમાં ચમકી રહેલા આપણને આપોઆપ દેખાઇ આવે છે, જેથી તેમને પીછાંની લેવામાં કાંઈ ઝાઝી મુશ્કેલી પડતી નથી.

## હસવાની વૈદક નજરે તપાસ.

### LAUGHTER AS MEDICINE.

જેઓ આંગે પતલાં હોય, તેઓને તબીઓની ભલાંમણ છે, કે હમેશાં તેઓએ હસવું ! અને તે પ્રમાણે, દરેક પતલી બાંનુને હસવાની ભલામણ કરતાં જરાબી આનાકાની થતી નથી. કહેવત છે કે: **Laugh and Grow Fat.** સારી રીતે હસવાથી આદમીની 'નરવસ સીસ્ટમ' ઉપર સુખાકારી અસર થાય છે. તબીઓના મત પ્રમાણે

શરીર-માહેલાં જ્ઞાનતંતુઓ *nerves*-ને હસવાથી 'ટોનીક' દવાથી થતી અસર જેવી પુષ્ટી-મળે છે.

વળી હસવાથી ખાધેલું હજમ થાય છે. હસવાથી શરીર અંદર ફરતાં લોહીની ઝડપમાં વધારો થાય છે. ઘણુ હસ્યાથી પસીનો પડે છે. તબીઓના મત પ્રમાણે હસવું, એ Stimulant, Diaphoretic, Tonic, અને Digestive ગણાય છે. બીમાર આદમીને કોઈબી રીતે હસાવવાથી તેની તબીયતમાં મોટો સુધારો થવાનો સંભવ રહે છે. હસવાથી ખાધેલું હજમ થાય છે, એ વાત કોઈથીબી ના પાડી શકાય એમ નથી. જાણીતા જરમન ફીઝીયોલોજીસ્ટ હુફ્લેન્ડનો એવોજ અનુભવ છે, કે ખાતાં ખાતાં તેમજ ખાઈ રેહા પછી પેટ ભરી હસ્યા હોઇએ, તો તેથી ખોરાક હજમ કરવાને ઘણું સેહલ થઈ પડે છે હસવાથી થતા આવા ફાયદાથી આપણા વડવાઓ સારી રીતે જાણીતા હોવાને લીધેજ તેઓ બહુબોલા મશ્કરા અને હસમુખા પરોણાઓને હમેશાં પોતાની સાથે જમવા માટે નોતરતા હતા, જેઓ પોતાની રમુજથી આખા ટેબલને હસાવી રીઝવતા હતા. વીદવાંન ડ્રાઇડન હસવાને માટે શું કહે છે?

"It is a good thing to laugh at and rate; and if a straw can tickle a man, it is an instrument of happiness." યાને કોઈબી રીતે હસવુ જરૂરનું વધારે છે; અગર જો એક ઘાસનું તનખલુ તમુને ખુશ કરી શકતુ હોય, યા હસાવી શકતુ હોય, તો તે પણ એક સુખ આપનાર યંત્ર તરીકે ગણાવું જોઇએ.

## સ્ત્રીના હસવા ઉપરથી તેણીના ગુણ જાણવાની રીત.

મનના જુદા જુદા જુસ્સા ઉપરથી જેમ આદમીના જુદા જુદા ગુણ જણાઈ આવે છે, તેમ આદમીની હસવાની રીત અને અવાજ ઉપરથી તેના ગુણોની અટકલ કરી શકાય છે,

## અંનદાજમાં હસનારના ગુણ લક્ષણ.

હસવાના પ્રસંગે, જેઓ મધ્યમસર, અને અંદાજમાં રહી હસે છે, તેઓ મોટે ભાગે દુરંદેશ, અને દાહાપણવાલાં હોય છે એક મધ્યમસર હસનાર આદમી હંમેશાં મોટે ભાગે શાંત મનવાલુ પણ ખુશ મીજાજી હોય છે. મધ્યમસર હસનારાંઓ ઉદાર દીલના, અને સુલેહ સંપજને ચાહનારાં કહેવાય છે. એવાં હસનારાંઓ માટે માઇકલ સ્કોટ ટીકા કરે છે, કે—'They are skilful, sagacious, of keen minds, intelligent and industrious,'

## અંદાજ વગર હસનાર સ્ત્રી કેવી હોય છે

હસવાને પ્રસંગે જેઓ હદ બાહાર દાત કાહાડી હસે છે, અને હસતી વખતે જેઓ પોતાનો અંદાજો ભુલી જાય છે, તેઓ હંમેશાં મોટે ભાગે મુર્ખ યા કમઅકળ હોય છે એવી રીતનું હસવું, દરેક શ્યાના અને અકળમંદના ધીક્કારને લાએક થઈ પડે છે, અને એવાં હસનારાંઓ મંડળીની પીડા સમાન ગણાય છે.

## મોટે અવાજે ઘાંટુ પાડી હસનારના ગુણ.

મોટે અવાજે ઘાંટુ પાડી હસનારાં લાજ વગરનાં કહેવાય છે. જેઓને હાંફી જાય ત્યાં સુધી હસવાની ટેવ હોય, તેમજ જેઓની પ્રકૃતી હસતાં હસતાં ખાંસી આવે એવી હોય, તેઓ મોટે ભાગે કઠણ દીલના અને ઘાતકી ખવાસના કહેવાય છે.

## હવસખોર આદમીઓનું હસવું કેવું હોય છે?

જેઓના હોઠ પતલા હોય, અને તે સાથ તેમનો ચેહેરો જો ખુશાલ હોય, તો તેવાંઓ મોટે ભાગે કામાતુર કહેવાય છે.

ફીઝીયોગ્નોમીના કાએદા પ્રમાણે જેઓનું મોહોડું હમેશાં હસતુ અને ઉઘાડું રહે, તેઓ હમેશાં લબ્બાડ, હુજતીઆ, વેરસી, યા કપટી, તથા ડોળ ઘાળુ ખવાસના કહેવાય છે.

**જરા જરામાં હસી પડનારાંઓના ગુણ લક્ષણ.**

જેઓ સેહજ કારણે કળ ખાઈ ઘણાજ હસે છે, તેઓ કુદરતી કમઅંદેશ, કમસમજ, અને બોલવાઈ જાય એવાં કહેવાય છે.

**ઘણું ઓછું હસનારાં કેવાં હોય છે.**

ઘણું ઓછુ હસનારાં, અને તે સાથ અંદાજમાં રહેનારાં હમેશાં સમજદાર, વફાદાર ખવાસના, અને ચંચળ ઝેનવાલાં કહેવાય છે.

**લી. દુવાગીર.**

* * *

D. H. P.



# પત્ર ૨૧ મું.

## સ્ત્રીના શરીરમાંથી નીકળતા વાસ અને દમ ઉપરથી સ્ત્રીની હાલત જાણવાની રીત.

## ODOUR AND BREATH &c INDICATING SEXUAL STATE.



**મેહેરબાન વાંચક —**

વાસ વગર વસ્તુ હોતી નથી, એ આપણ જાણ્યે છીએ. કોઈબી વસ્તુમાંથી નીકળતો વાસ બેમાંથી એક જાતનો હોય છે. જે વાસથી આપણી લાગણી કમકમે છે, ને વાસને આપણ 'ગંધ' યાને બદબોને નામે ઓળખ્યે છીએ. જે વાસથી આપણી લાગણી ખુશ થાય છે, તેને આપણ 'સુગંધ' યાને ખુશબો કહીએ છીએ. ગંધ અને સુગંધ, એ પ્રત્યેક વાસની જુદી જુદી હાલત દેખાડે છે. ફળ ફુલો, તેમજ જાંનવરો અને માનસોના શરીરની આરોગ્યતાની કાંઇક ગણત્રી, તેમના અંગમાંથી નીકળતા વાસ ઉપરથી, અવલોકન કરનારાઓએ કરી, તેની નોંધ લીધે છે.

માનસ કરતાં જાનવરોને વાસનો ઉપીયોગ વધારે જરૂરનો થઈ પડે છે. વાસથીજ જાનવરો પોતાના ખોરાકને ઓળખી શકે છે. અમુક

વનસ્પતી ખાવા લાએક છે, કે નહી, તે વાસથીજ તેઓ જાણી શકે છે. વાસથીજ તેઓ પોતાના દોસ્ત કે દુશમનને, અંધારી રાતની સીહાઇમા ઓળખી શકે છે. સીંહને તેના શેકારનો વાસ ઘણે લાંબે છેટેથી આવે છે, અને તે વાસની સરતે તેઓ પોતાના શેકારને પકડી પાડે છે. વળી કેટલાંક જાનવરોની સુંઘવાની શક્તી એવી તો તીક્ષણ રેહ છે, કે શૈકારીઓના શરીરના વાસ તેમના નાકમાં આવતાંજ, તેઓ પોતાના જીવ બચાવવા પોતાના દુશમનોથી દુર નાહાસતાં ફરે છે. કુતરાંની સુંઘવાની શક્તીના દાખલા આપણને જાણીતા છે આ તેમની શક્તીના બળથી, કુતરાંઓએ ઘણાક કરપીન ખુનીઓને પકડી, તેમને સજાએ પોંહોચાડવામાં મદદ કરેલી આપણ જાણ્યે છીએ.

## ગંધ, અને સુગંધ સાથ તંદરોસ્તીનો સંબંધ.

દરેક ફળ અને ફુલ પોતાના વાસથી ઓળખાય છે. પાક ઉપર ચહડેલાં ફળનો વાસ કેવો હોય છે? પણ તેજ ફળ જયારે કોહોવા માંડે છે, ત્યારે તેનો વાસ કેવો હોય છે? આ વાસનો ફરક, ફળ-ફુલની જુદી જુદી શારીરીક હાલત દેખાડે છે આ દલીલ આરોગ્યતાની હાલતમાં થયેલો ફેરફાર દાખવવા પુરતી છે

## જાંનવરોની કાંમવાસના પ્રગટવાનો ભેદ.

ફુલો સુગંધી છે, એ આપણે જાણ્યે છીએ. પણ એ સુગંધ, તેમની શારીરીક હાલતમાં ફેરફાર થયાથી કેવી રીતે નીકળે છે, તે આગળાં પત્રમાં જોઇ લીધું છે. એજ રીતે અમુક જાનવરોના બાબમાં પણ બનતું રહે છે.* અમુક ચોપગાં જાનવરોની માદાના શરીરમાંથી, દર

* **શરીરમાથી નીકળતા વાસ, અને પ્રેમની લાગણી, એ બંનેના સ્થાંન ભેજાંની અંદર એક બીજાંની પાસે આવેલાં હોવાને લીધે, અમુક જાતના વાસથી પ્યાર પ્રગટવા પામે છે. એ વીશે, નીચલા ટીકા જેટલા જાણવા જોગ તેટલાજ, ધ્યાંન પુગાડવા લાયક છે.**

**" Owing to the close relations which exist between the sexual instinct and the olfactory sense, it is to be**

માસીક પ્રસંગે જે વાસ નીકળવા માંડે છે, તેવો વાસ બીજા કોઇ પ્રસંગે તેમના શરીરમાંથી નીકળતો નથી આ વાસ નરને આવતાંજ તે કામાતુર બને છે, અને તે વાસની સરતે નર માદાની શોધમાં નીકળેછે.

## અમુક જાતની સુગંધીથી પ્યારને પ્રગટ કરવાની રીત.

નબળાં પડેલાં શરીરને શકતી આપવા માટે જેમ 'શક્તી વધંક' દવા આપ્યાથી, બળ પ્રગટે છે, તેમ અમુક જાતની સુગધથી ઇનિસાંનનો પ્યાર પ્રગટે છે. કેવી રીતે આ બનાવ બનવા પામે છે, તે આ પ્રસગે લબાનથી દરશાવવાની જરૂર નથી, પણુ ઉપલો ઇંગ્રેજી ફકરો વાંચ્યા પછી, એ વાત છુપી રહી નથી. ચોકસ જાતની ખુશબો, 'કામ વર્ધક' શકતી ધરાવતી હોવાને લીધે, પુર્વ તરફના સુલતાનોના જનાંનખાંનામાં, એવી ખુશબોવાલાં તાજા ફુલો મોટા જથ્થામાં હમેશ ભરી રાખવામાં આવતાં, જેથી જનાંનખાંનામાં વસનારીઓ તે ફુલોની મેહકાટભરી સુગધીથી હમેશ ખુશ તબેહ અને મદનમસ્ત રહેતી.

અને એ બનાવમાં સેહજબી સરાઘાટ મનાતી નથી, કેમકે જેમ જાનવરો ઉપર તેમજ માનસો ઉપર અમુક ખુશબો એવી અસર કરતી માલમ પડી છે, કે તે ખુશબોની અસરથી જાનવરો તેમજ માનસોમા આ પ્રેમ વર્ધક લાગણી જન્મ પામે છે. મસતાંન ઘોડાઓ, જ્યારે તેમના માલેકોને દાદ આપતા નથી, ત્યારે એક ચોકસ ખુશબોવાલું તેલ,* તેવા ઘોડાઓને સુઘાડ્યાથી, તે ઘોડો તે ખુશબો સુંઘાડનાર સાથ

---

presumed that the sexual and olfactory centres lie close together in cerebral cortex. ... ..... Among animals, the influence of olfactory perceptions on the sexual sense is unmistakable ....... .. Althans also shows that in man there are certain relations between the olfactory and sexnal senses." Krafft-Ebing.

* આ તેલ, તેમજ આ સૅન્ટના નામો અતરે પ્રગટ કરવાની, જરૂર અનેક કારણોને લીધે હું જોતો નથી. કરતા.

બીલકુલ હળી જાય છે. એજ રીતે એક ચોક્સ ખુશબોવાલાં *સેન્ટનો, એવીજ રીતે ઉપયોગ કીધાથી, આદમીનો હવસ પણ ઉસ્કેરાય છે. એવાં સૅન્ટ અને એવી ખુશબોવાલાં તેલનો ઉપયોગ, અમેરીકામાં 'બૉલ-રૂમ' મધે થતા 'ડાંન્સ' પ્રસગે મોટે ભાગે થતો કહેવાય છે! આ અતી નાજુક બાબદ વીશે જેટલુ ઓછુ અતરે લખાશું, તેટલુ વધારે બેહતર સમજી, એ ખુશબોના સવાલને અતરેજ પડતો મુકીશુ

### આદમીને અમુક વાસ સુંઘાડી નપુંસક કરવાની રીત.

વૈદક શાસ્ત્રના નીયમ પ્રમાણે અમુક પ્રકારના વાસથી જે રીતે આદમીનો હવસ ઉસ્કેરાય છે, તેજ રીતે અમુક પ્રકારનો વાસ હવસને મંદ કરે, તો તેમાં નવાઇ જેવુ લાગતુ નથી. કેમકે મનનો જુસ્સો અમુક વાસથી અગર જો જાગરૂત થતો હોય, તો તેથી ઉલટી રીતે વર્તવાથી તે મદ યાને શાંત પણ થઇ શકે. એ બનવા જોગ છે. દાખલા તરીકે 'ક્લોરોફૉર્મના' વાસથી આદમી બેહોશ થાય છે, અને તેની અસર પુરી થતાં તે પાછું હુશીઆરીમાં આવે છે.

અમુક ફુલોના વાસથી આદમીના મન ઉપર જે અસર થાય છે, અને તે અસરના પરીણામમાં આદમીનો હવસ ઉસ્કેરાય છે. એમ આપણ હમણાંજ જોઈ ગયાં છીએ. તેજ રીતે અમુક જાતના સુગંધી 'સૅન્ટ'ના વાસથી પણ આદમીના હવસ જાગરૂત થાય છે. મનની આવી રીતે ઉસ્કેરાયલી હાલતને એકદમ મંદ યાને નીરબળ કરી નાખે એવોબી એક વાસ હોય છે. જેની નોંધ અતરે લેવા માટે ફક્ત ઇશારો કરવો બસ છે. અમુક પ્રકારની સર્દ જમીનમાં પેદા થતા કીડા રૂપી જંતુઓને મારી નાંખી તડકામાં સુકવી રાખ્યા પછી, ધુપદાનમાં અંગાર ઉપર તેને જલાવી, તેનો ધુમાડો અગરજો દમમાં લીધો હોય, તો તેની અસરથી આદમીનો હવસ બીલકુલ મંદ પડી જતો કહેવાય છે! સાંભળવા પ્રમાણે બંગાળાના, અમુક ભાગમાં વસ્તી અમુક વર્ગની સ્ત્રીઓ, પુરૂષોને વશ કરી લેવા, આ ઇલાજનો ઉપયોગ કરતી કહેવાય

છે. આ કીડાની તેમજ એવાં ફુલોની પીછાંન આ પુસ્તકમાં આપવી કેવળ જોખમ ભરેલું સમજી આપણે હીયાંજ અટકીશું.

## શરીરમાંથી નીકળતા જુદા જુદા વાસ ઉપરથી, શરીરને લાગુ પડેલી જુદી જુદી પીડાકારી જાણવાની રીત.

ધ્યાંન રાખવું, કે શરીરમાંથી નીકળતો ખરાબ વાસ, બગડેલી તંદરોસ્તી દેખાડનારી એક નીશાંણી માત્ર છે. એક તંદરોસ્ત આદમીના શરીરમાંથી કોઈબી કીસમની દુરગંધ બીલકુલ નીકળવી જોઇએ નહીં. બગડેલી આરોગ્યતાજ બગડેલા વાસને જન્મ આપે છે. આપણાં માંહેલાં ધણાકોએ ધણાકોના આંગમાંથી ખાટો વાસ નીકળતો અનુભવ્યો હશે. વળી આ વાતબી ધણાકોને જાણીતી હશે, કે જેઓના પગમાંથી ખરાબ પસીનો નીકળે છે, તેમનું શરીર કેવું ખરાબ વાસ આવે છે ? મુત્રાશયની એકાદ પીડાકારીથી હેરાન થતાં દરદીનું આખું શરીર, મુત્ર જેવું વાસ મારે છે. જુદી જુદી પ્રકૃતીવાલાં આદમીઓના શરીરમાંથી નીકળતો પસીનાનો વાસ પણ જુદો જુદો હોય છે. ખંચાઈ ગયેલાં દસ્તાંનની બીમારીથી હલાક થતી સ્ત્રીઓના શરીરમાથી જુદોજ વાસ નીકળે છે. અનીતીના પેશામાં પડેલી સ્ત્રીઓના શરીરમાથી ઘણોજ કમપસંદ વાસ નીકળતો કહેવાય છે.

### મોહોડું વાસ મારવું. FOUL BREATH.

કેટલાકોના દમમાંથી બદહજમીઅતની બીમારીના સબબે કેવો ખરાબ વાસ નીકળે છે ? અમુક પ્રકારના ગરમીના દરદથી પીડાતાં દરદીઓનાં મોહોડાં કેવાં ખરાબ વાસ મારે છે ? નાકના અમુક દરદથી પીડાતાં દરદીઓના દમ કેવા ગંધ મારે છે ? જેઓના દાંત અને દાઢ કોહેલા હોય છે, યા સડો લાગ્યો હોય છે, તેમનાં મોહોડાં હમેશાં ત્રાસદાયક ગંધાતાં રહે છે. લાંબા વખતની કબજીઆતનો મરજ, લીવર-એબ્સેસ,

વીગેરે દરદોમાં મોહોડુ એવું તો વાસ મારે છે, કે તેવાં દરદી સાથ વાતચીત કરવી, એ એક ત્રાસ સમાન પડે છે.

## મોહોડું વાસ મારવાના જાણવા જોગ કારણો.

જીભ ઉપર દરો બાઝી રહ્યાથી, તેમજ એવાંજ બીજાં કારણોથી મોહોડામાં જંતુ ( Bacterial growth ) ઉત્પંન થવાનો મોટો સંભવ રહે છે. એ સબબને લીધે દાંતના પારાને સડો લાગે છે, અને તેથી મોહોડું વાસ મારે છે. દાંતની ઉપર 'ટારટર' (tartar) યાને પોપડી બાઝયાથી, ખાધેલા ખોરાકની રજકણો દાંતમાં ભરાઈ રહે છે, તેથી, તથા ગળાં આગળના ભાગને લાગુ પડતી અમુક પીડાકારીથી, તેમજ કાંનને ચોકસ દરદ લાગુ પડયાથી, અને એવાં એવાં બીજાં અનેક કારણોથી મોહોડું વાસ મારે છે.

## શરીરમાંથી નીકળતો ખરાબ વાસ દુર કરવાના ઇલાજ.

તંદરોસ્ત બાંધા માટે એવી કાંઈ ફરીયાદ કરવી પડતી નથી. એનુ કારણ ખુલ્લું છે, કે જ્યારે એક આદમી પૂર તંદરોસ્ત હોય છે, ત્યારે તેના શરીર માંહેલી મલીનતા, પીસાબ, પસીના, અને દમમાંથી નીકળતી હવા મારફતે નીકળી જતી હોવાથી, આખું શરીર બીલકુલ નીરોગી રહે છે. પોતાના શરીરને આવી રીતે નીરોગી રાખવા માટે સ્ત્રીઓ અગર જો ખંતી હોય, તો તેઓએ પોતાના ખાંનપાંનમાં ઘણીજ સંભાળ લેવી ઘટે છે, અને પોતાના શરીર માંહેલી મલીનતા નીકળી જવાના જે જે રસ્તા હોય, તે હંમેશાં ખુલ્લા રાખવાની તજવીજ ચાલુ રાખવી ઘટે છે. જ્યારે એ રસ્તા ખુલ્લા રહેતા નથી, અને શરીર માંહેલી મલીનતા બાહર નીકળી જવાને બદલે શરીરમાંજ રહે છે, ત્યારે ખરાબ વાસની ફરીયાદ ચાલુ થાય છે. મોહોડામાંથી નીકળતો ખરાબ વાસ દુર કરવાના ઇલાજ માટે ચાંમડી, લીવર, અને ગુરદા ( kidneys ) ને હંમેશાં પૂર તંદરોસ્ત હાલતમાં રાખવા ઘટે છે. જો એ ત્રણે ઇન્દ્રીઓ

પોતાનું કાંમ બરોબર કરયા કરે, તો શરીર માંહેલી સરવે મલીનતા નીકળી જાય, અને ખરાબ વાસની ફરીયાદ કદીબી કરવી પડતી નથી.

સ્ત્રી તેમજ પુરૂષો, એક સરખી રીતે આ પીડાકારીને પાત્ર હોય છે. મોહોડાંમાંથી નીકળતી દુરગધ ગમે એવી ખુબસુરત સ્ત્રીને હીનપસ્તીમાં લાવી મુકે છે. એક બાંનુ ગમે એવી ખુબસુરત હોવા છતાં, અગર જો તેનું મોહોડુ' વાસ મારતું હોય, તો મીત્રમંડળમાં તે હીણાય છે, અને ઘણાકો તેની સાથ વાત કરવાના અખાડા કરે છે. ઘણીક સ્ત્રીઓ મોહોડાંના વાસ ઢાંકવાના ઈલાજ તરીકે, બહાર જતી વખતે, કેટલાંક સુગંધી ડૅન્ટીફ્રીસ અને મજનથી મોહોડું સાફ કરે છે; પણ તેથી અસલ ફરીયાદ દુર થતી નથી અસલ ફરીયાદ કેટલીક વાર એવી હોય છે, કે તેનો ઇલાજ એકાદ તબીબજ કરી શકે છે. સાધારણ ઇલાજોમાં મોહોડાંને સાફ રાખવા માટે હાલમાં જાહેર થાયલા ઇલાજ તરીકે **Formamint** ની ટીકડીઓનો ઉપયોગ કરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. તેમજ એ ઇલાજ ઉપરાંત, કબજીઆત દુર કરવાના, લીવર સાફ રાખવાના, તથા પીસાબ ખુલાસાથી થાય એવી દવાઓનો ઉપયોગ કરવા-કરાવવાની જરૂર રહે છે.

**લા૦ દુવાગીર.**

* * *

*D. H. P.*



# પત્ર ૨૨ મું.

---

## સ્ત્રીની સત્યાનાસીનાં કારણો.



મેહરબાંન વાંચક —

શું ઓરત કે મરદ, બંને જાતીમાં જે જે જુસ્સાઓની લાગણી કુદરતે સરજેલી છે, તે સરવે લાગણીઓમાં એક ખાસીયત આ છે, કે જ્યાં સુધી તે લાગણી પોતાની 'નીરોગી' સ્થીતિમાં હોય છે, ત્યાં સુધી તે લાગણીથી પ્રગટ થતાં સઘળાં પરાક્રમો મન અનુકુળ અને નિયમાનુસાર હોય છે. પણ જ્યારે કોઈબી આદમીના જુસ્સાની લાગણીની હાલત 'રોગી' બને છે, યાને બગડે છે, ત્યારે તે લાગણીથી પ્રગટ થતાં સઘળાં પરાક્રમો, અકુદરતી અને વિપરીત હોય છે.

એ રીતે માનસના મનમાં વસતા દરેક જુસ્સાની લાગણી બે હાલતમાં બદલાય છે. ૧, રોગી, અને ૨, નીરોગી.

૧, નીરોગી યાને તંદરોસ્ત હાલત, જેને તબીબો 'નોર્મલ' *Normal* કહે છે.

૨, 'રોગી' યાને બગડેલી હાલત, જેને તબીબો 'ઍબ્નોર્મલ' *abnormal* કહે છે.

મનના એકાદ જુસ્સાની 'રોગી હાલત' તે કાંઈજ નહી, પણ

એક જાતનું 'દીવાનપણું' યાને 'ચીતભ્રમ' કહેવાય છે. તબીબો એને 'મેનીયા' (*Mania*) કહે છે.

આ ફેરફારવાલી હાલત, કાંઈક અપવાદ બાદ કરતાં, મનમાં વસતા દરેક જુસ્સાની લાગણીને લાગુ પડે છે. સારાંશ એકજ લાગણીના આ બે રૂપ આપણે અનુભવીયે છીએ. કોઈબી જુસ્સાની લાગણીમાં કારણ વીના ફેરફાર થતો નથી. આ ફેરફાર કારણના પ્રમાણ પ્રમાણે થાય છે. જો એક સ્રીની નીરોગી લાગણીને સેહજ કારણ મળે છે, તો તે કારણના પ્રમાણ પ્રમાણે તેની અસર તેણીના મન ઉપર થાય છે. જુસ્સાની લાગણીઓ મનમાં વસે છે, અને તેથી મનમા જુદાજુદા ફેરફારો થયાથી લાગણીઓની સ્થીતિમાં પણ ફેરફારો થાય છે. દાખલા તરીકે, ૧, મન ખાટું થાય છે. ૨, મન ફુલી જાય છે. ૩, મન મુઝાઇ જાય છે ૪, મન ઉઠી જાય છે. ૫, મન ખેંચાય છે. ૬, મન બળે છે. ૭, મન પીગળી જાય છે. ૮, મન મેલું થાય છે, વીગેરે મનની હાલત, બાહારથી મળતા કારણોના પ્રમાણમાં થાય છે. આ કારણો જો ત્રાસદાયક હોય છે, તો મન ઉપર તેની અસર પણ તેવીજ ત્રાસદાયક થાય છે. જો તે કારણ નબળાં કે નજીવાં હોય છે, તો તેની અસર તેટલાજ પ્રમાણમાં મન ઉપર થાય છે.

એકજ દલીલ પુરતી થશે. એક પરણુતર સ્રી, પોતાના ખાવિંદ તરફ જે ભલી અને વફાદાર લાગણી વાહાલ અને પ્રીત સાથ દેખાડે છે, તે લાગણી જ્યારે કોઇક કારણે 'રોગી' યાને 'એબ્નોર્મલ' બને છે, ત્યારે તે વફાદાર ઓરત બેવફા, અને નીતિભંગ થઈ પડે છે! અનેક એવા દાખલાઓ સંભળાયા હશે, કે જેમાં ભલી અને વફાદાર પરણેતરો, પોતાના ધણી તરફ બેવફા થઈ હોય! તેમજ એવાબી દાખલા જાહેરની જાણમાં આવેલા હશે, કે સદા સુખી સંસાર ભોગવતાં સુખવાસી જોડાંનો સંસાર, સ્રીની યા તો તેણીના ધણીની બેવફાઈની ખુવાર થઈ ગયો હોય! આ, અને એના જેવાંજ પરીણામો, અમુક લાગણીની

હાલત ' રોગી ' બનવાના પરીણામ માત્ર કહેવાય છે. એ પરીણામને માટે કોઇજ નહી પણ આપણે પોતે દોશીત છીએ, કેમકે આપણા મન માંહેલા જુસ્સાની લાગણીની હાલતને ' રોગી ' બનતી આપણે અટકાવી શકતાં નથી, યાને તે ઉપર આપણો કાબુ રહી શકતો ન હોવાનું એ પરીણામ ગણાય છે.

## બીનઅનુભવીઓ કેવી રીતે ફસે છે !

આદમીના અંતરમાં વસાયલી લાગણીઓના ભેદ સાથ જેઓ ખેલ કરી જાણે છે, તેઓ સેહલથી કોઈબી આદમીની ' નોર્મલ ' લાગણીને ' એબ્નોર્મલ ' બનાવવામાં ફતેહ પામે છે. પ્યારની લાગણી, જ્યાં સુધી સ્ત્રી તેમજ પુરૂશોમાં નોર્મલ ' રહે છે, ત્યાં સુધી સુખ અને ચેનમાં તેઓ પોતાના દીવસ ગુજારે છે. પણ જ્યારે કોઈ 'રમતો પંખી' એવી સુખી સ્ત્રીના સુખનો નાસ કરવા તેણીને ભંભેરી ભમાવે છે, અને પોતાના ઝેરી વીચારોથી તેણીના પ્યારની ' નોર્મલ ' લાગણીને તે 'એબ્નોર્મલ' બનાવે છે, ત્યારે તે તેણીને આડે રસ્તે દોરવી જાય છે ! સ્ત્રી તેમજ પુરૂષોના મનના જુસ્સાની લાગણીને ' એબ્નોર્મલ ' બનાવવાનો હુંનર કાંઈ સહેલ નથી ! પણ જેઓ આવી કુનેહ યા તદબીરથી જાણીતા હોઇ તેનો એવો ઉપયોગ કરે છે, તેઓ બેશક સંસારમંડળના નાશકારક શત્રુ ગણાવા ઘટે છે.

આ ઉપરથી ધ્યાંન રાખવાના જરૂર છે, કે મતલબીયાં આદમીઓ તરફથી થતા શકમંદ ટીકાની અસર, કદીબી આપણા મનની ' નોર્મલ ' યાને નીરોગી લાગણી ઉપર થવા દેવી નહી, કે જેથી તે લાગણી ' એબ્નોર્મલ ' યાને રોગી બનતી જાય !

## સ્ત્રીના પ્યારની નીરોગી લાગણીના પરીણામ.

સ્ત્રીના પ્યારમાં મળતું સુખ, સ્વર્ગના સુખ સમાન ગણાય છે. સબબ પ્યારની એ લાગણીમાંથી નીકળતાં પરીણામ એવાં તો મીઠાં અને

અને રાહાત આપનારાં હોય છે, કે તેના જેવું સુખ જગતમાં બીજું એકબી નથી, એમ એકમતે મનાયું છે. એ પરીણામો શું છે ? સ્રીના પ્યારની લાગણી જ્યારે સાફ અને નીરોગી રહે છે, ત્યારે તે શું શું કરેછે ?

૧, પાર વીનાનો અખંડ પ્યાર.

૨, વફાદારી. જાનફેસાંની.

૩, બાળક તરફનો સ્નેહ.

૪, સંકટ સહનતા.

૫, તાબેદારી.

૬, સંસાર સુખ માટે કાળજી.

૭, ધારમીકપણું.

૮, નીતીવંત જીંદગી, વીગેરે.

## સ્રીના પ્યારની રોગીષ્ટ લાગણીનાં પરીણામ.

પણ આ કેહવત જગતમાં જાણીતી છે, કે ' એક સ્રીનો પ્યાર જેટલો મીઠો અને મધુર હોય છે, તેટલોજ તેણીનો કીનો ઝેરી અને જબુન હોય છે. ' એમાં શક નથી. એક સ્રીનો પ્યાર જ્યાં સુધી ભંભેરાયલો હોતો નથી, ત્યાં સુધી તેણી તરફથી કેવા કેવા ઉમદા સદ્ગુણો અનુભવાય છે, તેનું કાંઇક ટીપણ ઉપર દર્શાવ્યું છે. પણ જ્યારે તેણીના પ્યારની લાગણી ' રોગી ' બને છે, ત્યારે તેણીના દરેક સદ્ગુણમાંથી અનેક વિક્રાળ લાગણી પ્રગટે છે, જે સસારના બેહસ્તને દોજખ જેવું બનાવી દે છે. એવી એક સ્રી શું શું કરે છે ?

૧, પાર વીનાનો પ્યાર કીનામાં બદલાઇ જાય છે.

૨, વફાદારી, બેવફાઇમાં ફેરવાઇ જાય છે.

૩, કેટલીક વખત સ્રી બાળકને તજી જાય છે.

૪, સંકટ સહનતાને બદલે બેસબર અને હુલ્લડ બને છે.

૫, તાબેદારીને બદલે નાફરમાન બને છે.

૬, સંસાર સુખનું સત્યાનાસ વાળે છે.

૭, બેશરમી પ્રગટી નીકળે છે.

૮, નીતિભંગ બને છે, વીગેરે.

આ સઘળું દેખાડે છે, કે પ્યાર જેવી એક ઉત્તમ લાગણી જેટલી મીઠી અને મધુર છે, તેટલાંજ તેનાં રોગીષ્ટ પરીણામો સત્યાનાસીના વીખ કરતાં વધારે ઝેરી છે. કેટલી હદ સુધી તેનું ઝેર કાતીલ છે, તે આ ઉપરથી જણાઇ. ગયું છે.

માનસીક ખાસીયતનો આ ખેલ, પ્રખ્યાત લેખક શેક્ષપીયરે પોતાના 'ઓથેલો' નાટકમાં 'ઇયાગો' જેવાં એક પાત્રને રજુ કરી, સારી રીતે દેખાડી આપ્યો છે. ઓથૅલોને, ડેસ્ડીમોના જેવી તેની ખુબસુરત પ્રીયા તરફ ભંભેરી, ધીમે ધીમે તેના પ્યારને કેવો ઘાતકી અને બેરેહમ બનાવી દે છે? શું સંસારમાં એવા બનાવો બનતા ઓછા સંભળાયા છે? શું વારતાઓમાં એવા હેવાલો ઓછા વંચાયા છે? એકાદ બે નનામાં કાગજોથી સુખવાસી ધણીઓની 'નોર્મલ' લાગણી ઓછી બગડેલી ગણાય છે? સીફતથી ભંભેરાતી ભોળી પરણેતરોની ભલી લાગણીને શું વીખ લાગતાં નથી? આ દલીલ ઉપર નીરાંતે વીચાર કરજો, અને એમાં સેહજબી અંશ જો સાચવટનો માલંમ પડે, તો આ શીખને તમારી ઢાલ બનાવજો.

**પ્યારથી હૃદય ઉપર કેવી અસર થાય છે તે જાણવાની રીત.**

પ્યાર અને 'હાર્ટ' વચ્ચે ઘાડો સંબંધ છે. ખરો પ્યાર શરીરમાં ફરતાં લોહીની ગતીને વધારે જોર આપે છે, જેથી શરીરમાં ગરમી ઉત્પન થાય છે! તેજ વખત 'હાર્ટ' જોરથી ચાલવા માંડે છે. તમો જો તેમની નાડી તપાસી જોશો, તો તે તુરત માલમ પડશે. તબીબો જે નાડીને વૈદક ભાષામાં strong and full pulse, કહે છે, તે જાતની

નાડી, પ્યારમાં પડેલાંઓની હોય છે. આ સાચા પ્યારની આદમીના અંતરમાં થતી વેદનાની ખરેખરી નીશાંણી છે. પણ જયારે એ લાગણી ' એબ-નોર્મલ બને છે, ત્યારે. યા તો તેવા સાચા પ્યારમાં ખલલ પડે છે ત્યારે, નાસીપાસી અને આશા તુટવાથી એક ખુબસુરત અબળા, જો ' હાર્ટના ' એકાદ દરદનો ભોગ થઇ પડે, તો તેમાં નવાઇ જેવું નથી!

## પ્યારથી દમ ઉપર થતી અસર જાણવાની રીત.

પ્યારમાં પડેલાંઓ જયારે એક બીજાને ભેટે છે, ત્યારે તેમના સ્વાસના દમ ઉંડા, મોટા, અને ઝડપથી ચાલવા માંડે છે. પણ તુટેલા પ્યારવાલાંઓના દમ તેવા હોતા નથી. નીરાસીના દમ, હંમેશાં ધીમા, ટુંકા, અને હાય–વ– અફસોસથી ભરેલા હોય છે.

## પ્યારથી શરીર માંહેલી ગરમી ઉપર થતી અસર વીશે.

પ્યાર શરીર માંહેલી ગરમીને વધારે છે. પ્યારમાં પડેલાંઓને અંધારી યા ચાંદની રાતના શીયાળાની કકડતી ઠંડી, ઉન્હાળાની ગરમી સમાન લાગે છે! અરસપરસના પ્યારમાં પડેલાંઓ, જયારે એક બીજાને મળે છે, ત્યારે તેમની શારીરીક *વીજળી એક બીજાનાં શરીરમાંથી નીકળી જે રીતે અદલ બદલ થાય છે, તેનું એ પરીણામ માત્ર ગણાય છે.

## પ્યારથી નીંદ્રા ઉપર થતી અસર.

પ્યારની ઉંઘ કેવી મધુર હોય છે! જેઓ પ્યારમાં પડી પોતે સુખી બનેલાં હોય છે, તેઓ કેવી મીઠી, મધુર, અને તાજગીભરી ઉંઘમાં પડે છે? એવી મીઠી ઉંઘમાંથી જાગી ઉઠનારાંઓનું મન કેવું શાંત, અને તાજગી ભરેલું રહે છે. એવી મધુર ઉંઘમાં તેઓ પોતાની થાક, મેહનત, અને વિપત્તિ પણ ભુલી જાય છે. એવી ઉંઘ ખરેખર

* શારીરીક વીજળી વીશે વાંચો મારૂં સ્ત્રી દરપણ નામનું પુસ્તક. ફરતાં.

આશીરવાદ સમાન થઈ પડે છે. પણ એક તરફી યાને બીન ચહવાયલા પ્યારવાલી ઉંઘ, કેવી કમનસીબ હોય છે ? એવી ઉંઘ આખી રાત તાસવીસમા કાહાડવી પડે છે. રાત બહુ લાંબી અને કંટાળા ભરી થઈ પડે છે. પ્યારમાં નાસીપાસ થયલાંઓ બીછાનામાં પડયાં પડયાં આખી રાત હાય–વ–અફ્સોસના દંમ ભરતાં જાગ્યાં કરે છે ! અને જ્યારે મોડી રાત્રે તેઓની આંખ લાગે છે, ત્યારે એકાદ તેવોજ કાંઈ સ્વપ્નો તેઓ જોઇ ઉઠે છે. ! !

એટલુંજ નહી. આદમીનું આખું શરીર આ શક્તીના બળ આગળ લાચાર થઇ પડે છે. પ્યારની જુદી જુદી હાલતના પ્રમાણાનુસાર ફેર ફારોને, આખું શરીર આધીન રહે છે. પ્યારમાં પડેલાંઓ માથાંના ટાળકથી પગના તળીયાં સુધી પ્યારનાં કાબુમાં રહે છે. શરીરમાં એવી એક ઇન્દ્રી નથી કે જેના ઉપર પ્યારનો અખત્યાર યા કાબુ ચાલતો નહી હોય. તે સઘળું આ પુસ્તકમાં દરશાવવાનો આ પ્રસંગ નથી.

## પ્યારથી તંદરોસ્તી ઉપર થતી અસર જાણવાની રીત.

ખરા અને પવીત્ર પ્યારથી કોઈનીબી તંદરોસ્તીમાં મોટો સુધારો થતો રહે છે. વ્યભીચારી પ્યારમાં એવો ગુણ બીલકુલ હોતો નથી. કોઇબી દેશની વસ્તીના મોટા ભાગની શારીરીક ખરાબી, હરાંમ પ્યારની ખરાબીને આભારી હોય છે. એવી ખરાબીનો એખલો અને ખરો ઇલાજ લગનથીજ થઈ શકે છે. આ સવાલને તપાસવો ઘટે છે. સવાલ પેહલ્લો એ છે કે, જેઓ પ્યાર કરી પરણેલાં હોય, તેમનો અનુભવ શું કહે છે ? સવાલ બીજો એ છે, કે જેઓએ પરણી પોતાનો સંસાર કીધો હોય, અને કમનસીબે તેઓની વાહાલી પરણેતરો મરણ પામી હોય, તેવા ખાવિંદોને તેમની તંદરોસ્તીની હાલત વીશે પુછો તેઓ શું કહે છે ? ત્રીજો સવાલ એ છે, કે જેઓ સુખી થવાની આશામાં પરણી દુખી થયા હોય, અને પરણેતર તરીકે જેઓને કપાળે એક કલાંત અને

મુરખ સ્રી મળ્યા પછી તે મરણ પાંમી હોય, તેમનો અનુભવ શું કેહ છે? જવાબમાં સેહજબી ફેર પડનાર નથી. સવાલ પેહલાનો જવાબ, એજ મળશે, કે પ્યાર કરી પરણેલાંઓ, અને પરણીને સુખી થયલા ધણીઓની તંદરોસ્તી ઘણીજ સારી રહે છે. સવાલ બીજાનો જવાબ આ મળશે, કે પરણ્યા પછી જેઓએ પોતાની વાહાલી મોહોરદારોને ખોઇ છે, તેમની તંદરોસ્તી ઘણીજ ખરાબ થઈ છે. અને ત્રીજા સવાલનો જવાબ તુરતજ એ મળશે, કે જેઓને કપાળે ચોટેલી કલાંતો પરણ્યા પછી મરણ પામી છે, તેમના ખાવીંદોની તદરોસ્તી તેવી કલાંતોના મરણથી મોટે ભાગે વધારે સુધરી ગઈ છે.

## સ્રીઓ ઉપર ખરા તેમજ ખરાબ પ્યારથી થતી અસર જાણવાની રીત.

સ્રીઓને પવીત્ર પ્યારથી તંદરોસ્તીના બાબમાં જેમ મરદો કરતા વધારે લાભ થાય છે, તેમ અનીતીભરયા પ્યારથી ખરાબી પણ વધારે સેવવી પડે છે. કેટલીક ખખડી ગયલી, હીસ્ટીરીયાવાલી અને ખઇની બીમારી લાગુ પડવાની ધાસ્તીમાં આવી પડેલી સ્રીઓ, પરણીને સુખી થવાથી નવી જુવાંની અને નવી જીંદગી મેળવી બેસે છે! પ્યાર વીના ઝુફનમાં પડેલી એક જવાંન સ્રી, પોતાને પસંદ પડતા ખાવીંદની મોહોબતમાં લીન થઈ પડયા પછી, કેવી સેહજવારમાં પુલની કળી મીસાલ તે ખીલી નીકળે છે? અનુભવી તબીઓના હાથમાં આ વિદ્યા એક 'ગુપ્ત ચાવી' મીસાલ છે, જેથી કવખતે મરતી સેંકડો અજ્ઞાંન સ્રીઓ, એવા અનુભવી તબીઓને હાથે બચવા પામે છે.

## સ્રીના દસ્તાંન ઉપર પ્યારથી કેવી અસર થાય છે.

સંસારમાં પડેલી સઘળી સ્રીઓ જેઓ પોતાના પતીના પ્યારમાં લીન અને મગ્ન થઈ સુખી થઇ વસ્તી હોય, તેઓ વૈદક શાસ્ત્ર પ્રમાણે, મોટે ભાગે માસીક પ્રસંગે કાંઈ પણ પીડાકારી ભોગવતી નથી, તેમજ

માસીક પ્રસંગ હંમેશાં મોટે ભાગે મોસમ પ્રમાણેજ આવે છે. એથી ઉલટી સ્થીતિવાળી સ્ત્રીઓની હાલત ઉલટાજ પ્રકારની હોય છે. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે, સંસારમાં પતીના સુખમાં વસેલી એક સુખી સ્ત્રી, જ્યારે કમનસીબે પોતાના પતીના મરણથી રંડાય છે, ત્યારે પોતાની માસીક માંદગી પ્રસંગે અગાઉના કરતાં તે વધારે પીડાકારી ભોગવે છે, અને એ પ્રસંગે દસ્તાંનનો પ્રવાહ પણ ઓછો થાય છે. અલબત્તાં એમા કાંઇક અપવાદો પણ હોય છે.

જવાંન સ્ત્રીઓ જેઓ કુંવારી હાલત દરમ્યાન, માસીક પ્રસંગે હેરાંન થતી હોય છે, તેઓ મોટે ભાગે પરણી ગયા પછી પતી સુખમાં તેવી પીડાકારી ભોગવતી બંધ પડે છે. પણ જો એ લગ્ન સુખી નીવડતાં નથી, અને પરણેતર જો એ લગ્નથી દુખી થાય છે, તો તેણીની માસીક માંદગી, આગળ કરતાં વધારે હેરાંનગતી આપનારી, અને પીડાકારી ભરી થઈ પડે છે.

લી. ફુવાઝીર.

* * *

D. M. P.



# પત્ર ૨૩ મું.

## પ્યારની ભાષા !



### પ્રાચીન કાળમાં આદમીના ભવીશ કેવી રીતે વર્તાતાં હતાં.

### ASTROLOGY.

માનવંત વાંચક !

### નજુમ યાને રમલનો ઈલમ.

પ્રાચીન કાળમાં આદમીના ભવીશની પરીક્ષા નજુમ યાને, જ્યોતીષ શાસ્ત્રને આધારે થતી હતી. નજુમીઓ અને જ્યોતીષ શાસ્ત્રીઓ એવું માનતા હતા, કે અમુક ગ્રહ યાને સીતારાની ચાલના વખતમાં અમુક શખ્સે જો જન્મ લીધો હોય, તો તે શખ્સના સુખ દુઃખ અને ખવાસ તથા ખાસીયત, અમુક પ્રકારનાજ થવાં જોઇએ. તે વખતે મુખ્ય સવાલ એજ પુછાતો હતો, કે અમુક શખ્સનો જન્મ કીયાં ચોઘડીયાંમાં, કીયા ગ્રહ યા સીતારાની ચાલમાં થયો હતો. એટલું નક્કી થતાંજ, તે આદમીની જીંદગીનું ભવીશ વર્તી શકાતું હતું.

પણ વખત જેમ જેમ પસાર થતો ગયો, તેમ તેમ એવી રીતે વર્તાયલાં ઘણાકોના ભવીશ ખોટાં પડતાં ગયાં, અને એવું માલમ પડતું ગયું, કે આદમી, અમુક સીતારાની ચાલમાં જન્મ લેઈ, ચોકસ જાતના સુખદુઃખને લાયક ઠરી ચુકેલું હોવા છતાં, પોતાના કીસમતની

સરજતને, પોતાની મરજી અને દાહાપણના ઉપયોગથી તે ફેરવી શકે છે. એવા બનાવો બન્યાથી નજુમ, જે રમલના ઈલ્મને નામે પણ ઓળખાય છે, તે ઉપરથી લોકોનો વીસ્વાસ ઉઠતો ગયો, અને તેને બદલે

## ચેહરા ઉપરથી સ્ત્રી-પુરૂષોની પરીક્ષા કરવાની રીત

## PHYSIOGNOMY.

અને રીવાજનો જમાનો શરૂ થયો. આદમીના શરીરનો બાંધો, તેનો આકાર, અને તેના ચેહરાના ઘાટ ઉપરથી તેના સુખ દુ:ખ, તથા ખવાસ અને ખાસીયતોનું ભુત અને ભવીશ વર્તાવા લાગ્યું. આદમીના ભવીશ વર્તવાની આ રીત પણ લાંબો વખત જીવી શકી નહી, કેમકે જેમ જેમ વખત વેહતો ગયો, તેમ તેમ જમાનો સુધરતો ગયો, અને તેમ તેમ તે વખતના વીદ્વાનોને માલમ પડતુ ગયું, કે 'ફિઝીયોગ્નોમી' યાને ચેહરા ઉપરથી આદમીના ગુણ લક્ષણની પરીક્ષા પુરેપુરી થઈ શકતી નથી. એટલે વિદ્વાનોને વળી કોઇ બીજી રીત શોધી કાહાડવાની ફરજ પડી. અને તેમજ થયું. ફિઝીયોગ્નોમી પડતી મેલાયા પછી

## આદમીના શરીર માંહેલી ઇન્દ્રીઓ ઉપરથી તેમના ગુણ લક્ષણની પરીક્ષા કરવાની રીત

## PHYSIOLOGY.

શરૂ થઈ. એટલે આદમીની પ્રકૃતી યાને દેહને આધારે તેના ખવાસ અને સુખ દુ:ખનું ભવીશ વર્તાવા લાગ્યું. એ ઉપરથી સ્ત્રી તેમજ પુરૂષોની જુદા જુદા પ્રકારની દેહની શોધ અને ગણત્રી થઈ હતી. આદમીનાં લાંબાં, ઠીંગણાં, ઉંચાં. પતલાં, જાડાં કદ, તેમના ખવાસ અને ખાસીયતોનું ભવીશ વર્તવાને માટે, ધ્યાંનમાં લેવાં પડતાં હતાં. પણ જેમ આગળા જમાનામાં બન્યું, તેમ આ રીતથી ભવીશ વર્તવાનું શાસ્ત્ર, 'ફિઝીયોલોજી' પણ વિદ્વાનોને ખામી ભર્યું માલમ પડયું, અને

તેઓ આદમીના ભવીશ વર્તવા માટે વળી કોઇ બીજી રીત શોધી કાહાડવાની ખટપટમાં પડયા. તેમ કરતાં

## આદમીનાં મસ્તક ઉપરથી તેમના ભવીશ જાણવાની રીત

## PHRENOLOGY.

વિદ્વાંનોએ શોધી કાહાડી. છેલ્લાં બે શાસ્ત્રોના અભ્યાસ પછી વિદ્વાનોને એવું માલમ પડયું, કે આદમીના ખવાસ અને ખાસીયતને તેના માથાંના ઘાટ અને આકાર સાથ અતી મોટો સંબધ હોવો જોઇએ. એટલા ઉપરથી મસ્તકવિદ્યાની શોધ ખોળ થવા લાગી, અને આદમીનું ભવીશ તે ઉપરથી વર્તવાનું શાસ્ત્ર હસ્તીમાં આવ્યું

## સ્ત્રીના ચેહરા ઉપરથી તેણીની હાલતની પરીક્ષા કરવાની રીત.

આદમીનો ચેહરો તેના મનની ખરેખરી હાલત દેખાડનારી આરસી સમાન ગણાય છે. એક આદમી છાકટ છે, યા હુશીયાર છે, તે તેનો ચેહરો કહી આપે છે. એક આદમી દુખી છે, યા સુખી, ખુશી છે યા દીલગીર, હસે છે યા રડે છે, તે સઘળું તેનો ચેહરો કહી આપે છે. એક આદમી જો વીચાર યા વમાસમણમાં પડેલું હશે, તો તે તુરતજ તેના ચેહરા ઉપરથી માલમ પડશે. અને એ રીતે ઘણીકવાર અંતઃકરણની છુપી વાતો આદમીનો ચેહરો જાહેર કરે છે.

## મનની લાગણીઓ કેવી રીતે માલમ પડે છે?

મનની અંદર વસેલી બેસુમાર જુસ્સાની લાગણીઓ, પોતાની ખાસીયત પ્રમાણે પોતાની અસર દેખાડે છે. ગુસ્સાની લાગણી, કંકાસ, મારફાડ, બુમબરાડા, વીગેરે અસર જાહેર થયાથી માલમ પડે છે. દીલસોજી, રડયાથી યા દલગીરીમાં ભાગ લીધાથી જણાય છે. કંજુસની લાગણી દોલત ભેગી કરવાના ધકારાથી, અને કાંઇ બી ખરચ કરવા માટે ના પાડયાથી જાહેર થાય છે. પ્યારની લાગણી કદી પણ છુપી રહેતી નથી.

વાહાલ કરતાં કે ભેટી પડતાં ને વાર, યા એક મીઠું ચુંબન કરતાંજ તે જણાઈ આવે છે. એવી રીતે મનના જુસ્સાની લાગણી પોતાની ખાસીઅત દેખાડી આપે છે.

## પ્યારની ભાશા ! નેનો યાને નેજારાના ચરીત્ર

જગતમાં સુખ અને દુ:ખ, એક એકથી ઉલટી ખાસીયત દેખાડનારી લાગણીઓ છે. જો કે મુળ લાગણી તો એકજ હોય છે. તેમજ પ્યાર અને ધીક્કાર એ બંને લાગણીઓ પણ જો કે એક એકથી ઉલટી ખાસીયતની લાગણી છે, છતાં આગળ જણાવ્યા પ્રમાણે મુળ લાગણીનુ તે માત્ર એક બદલાયલું સ્વરૂપ છે.

જરા ખ્યાલ કરો ? ધારો કે, **ક**, **ખ** ને ઘણાજ વાહાલથી ચાહે છે. **ક**ની નજર જેવી **ખ** ઉપર પડે છે, તેવોજ તેના ચેહરા ઉપર જે પ્રકાશ પ્રગટી રહે છે, તે તમો સેહજમાં જોઈ શકશો. તેમજ **ખ** ની હાલત કાંઈ છુપી રેહશે નહી. સબબ બંને જન વચ્ચે બાઝેલો પ્યાર પોતાની ભાશાના રૂપમાં પ્રગટી રહે છે. જો કે તે બોલતો નથી, પણ જે અર્થસુચક પ્રકાશ, બનેનાં ચેહરા ઉંપર વ્યાપી રહે છે, તે તેમની હાલત દેખાડવા પુરતો હોય છે. આવા દેખાવ ઉપરથી બંનેના મનની પરીક્ષા અનુભવીઓ સેહજમાં કરી શકે છે.

પણ અગર જો **ક** અને **ખ** વચ્ચે કાંઈબી પ્રેમભાવ જેવી લાગણી હોય નહી, તો નકારદર્શક લાગણી ઉપરથી આપણ તે ઝટ સમજી શકીયે છીએ. એ નકારદર્શક લાગણીમાં ધીક્કાર કે ગુસ્સા જેવું જરાએ હોતું નથી. **ક** તેમજ **ખ** બંનેની હાલત અને દેખાવમાં કાંઇ પણ જાણવા જોગ ફેરફાર જણાતો નથી.

પ્રેમચરીત્રમાં ઘણીકવાર આદમીની આંખ્યો મુંગો અને મારમીક ભાગ બજાવે છે. પ્યારમાં પડેલાંઓનો ખરો અને સાચો વીસ્વાસુ મદદગાર તેમની આંખ્યો છે. ભુલવું નહી. ચતુર ચાતુરાઓ આંખ્યોનીં મદદથી પ્રેમના જે ગુપ્ત સંદેસા ચલાવે છે, તેની ખબર કોઇનેબી પડતી

નથી. એ વીશે જુદી જુદી ભાષામાં આંખ્યોના પ્રેમચરીત્ર સગીત આકારે કેવાં જળવાઈ રહ્યાં છે ?

૧. 'ઓહો, ગોરી, આલીને, નેજારા ભર મારારે-૧'
૨. 'મયે તો આંખરીયાંસે મારૂં કટારીયાં રે-૧'

આંખ્યોના ઇશારાથી આશકો ઘેલા થઇ જવાની, અને ચકીત બનવાની વાતો છુપી રહી નથી. આ આંખ્યોનો રગ, પ્રેમાવેશમાં ચળકી રહે છે! એવે સમે, આંખ્યોની પુતળીઓ મોટી થાય છે! **મદભરીયાં નૈનો** એવાં તો રસીક બની રહે છે, કે જેઓએ એકવાર તે જોયલાં હોય, તો બીજી વાર જોતાંજ તે પીછાની શકે છે. **નીરાસી ભરીયાં નૈનો** અને **પ્રેમ ભરીયા નૈનો**ના દેખાવો વચ્ચે આસમાન અને જમીન જેટલો તફાવત રહે છે. પ્રેમવીચારો, જયારે મોહોડેથી જાહેર કરવાની તક મળતી નથી, ત્યારે તેવા સંજોગ વચ્ચે, આંખ વડે વીચારોનો આવજો માવજો થઈ શકે છે. પ્યારની ભાષા આંખ્યોમાં વસે છે! સ્ત્રી પુરૂશોની બાડી નજર જયારે એક બીજાં તરફ ટીકાટી હોય, ત્યારે જાણવું કે પ્યારનું પજરણુ પડી ચુકયું છે.

## કોટી યાને બગલગીરી. EMBRACE.

આલિંગન કરવું, યાને ગળે લગાડવું, એ પ્રેમભાવની એક નીશાંણી છે. કોટી કોટીમા ફેર હોય છે. બાપ પોતાની દીકરીને જે ભાવ અને વાહાલથી ભેટે છે, ભાઈ પોતાની બેહેનને જે ખ્યાલથી કોટી કરે છે, પતી પોતાની પ્રીયાને જે વાહાલથી કોટી કરે છે, તે સઘળી કોટીમાં સમાયલી લાગણી અને પ્રેમમાં મોટો ફરક રહે છે. પણ એ સર્વમાં એક હવસ પરસ્ત આશકની કોટીમાં સમાયલા પ્યારનો વીજળીક પ્રવાહ, કોઇ વાર એવો જાલમ હોય છે, કે સ્ત્રી તેથી ભમીને ભમીત થઈ, તે પુરૂષને વશ થઇ જાય છે. એવા સંજોગ વચ્ચે અજ્ઞાનો કહે છે, કે "મોહેણી લગાડી," યા 'વશી-કરણુ' કીધું. પણ તેવું

કાંઇ હોતું નથી. જેઓ માનસિક વીજળીના સિદ્ધાંતને માને છે, તેઓથી આ વાત છુપી નથી. આ આલિંગન યાને કોટીમાં સમાયલી ગુપ્ત શક્તી વીશે એક પ્રસિદ્ધ લેખક નીચે, પ્રમાણે લખે છે:—

" * In a caress, one gives and receives at the same time. The hand which distributes love, is by a magnetic effusion, receives it in turn from the skin of the loved one. It is on this account that one of the most habitual and most voluptuous expressions of love, consists in passing the hand through the hair. The hand finds, in this labyrinth of supple and living threads, an infinite multiplication of this amorous contacts. It seems that eoch hair is an electrical thread placing us in intimate connection with the senses, with the heart, and even with the thought of the one we love. It is not for nothing that the long tresses of women have been for all the time a pledge of love, and that bald bewail the loss of a whole province of the empire of pleasure. "

## 'શેકહૅન્ડ' કરવી. ( સેકીન ! ) SHAKE-HANDS.

જેમ એક બીજાંને ગળે લાગ્યાથી કોટી યા આલિંગન કરેલું કેહવાય છે, તેમ, એક બીજાંના હાથ સાથ હાથ મેળવી, પકડીને હલાવ્યાથી, 'શેકહેન્ડ' કરેલી કેહવાય છે. આપણા લોકો એને 'સેકીન !' કહે છે. હું ધારૂંછું કે—એ 'સેકીન', શેકહેન્ડનો અપભ્રંશ છે. શેકહેન્ડ દેખાડે છે, કે એવી રીતે હાથ મેળવનાર બન્ને જંન, એક બીજાને ઓળખે છે, અને બનેજંન એક બીજાને કોઇબી રીતે નુકસાંન કરવા રાજી નથી, તેમજ બનેજન એક બીજાંને ધીક્કારતાં પણ નથી.

*Physiognomy and Expression By Paolo Mantegazza.

## ઈંગ્લીશમૅન અને ઈટાલીયનોની શેકહેન્ડ કેવી હોય છે.

સુધરેલી પ્રજામાં 'શેકહેન્ડ' એ મીત્રાચારીની એક નીશાંણી ગણાય છે. ઈંગ્લીશમૅન ઘણીજ જોરમાં 'શેકહેન્ડ' કરે છે. (કદાચ હીન્દુસ્થાંનમા, તેઓ ઇન્ડીયનો સાથ તેમ કરતા નહી હોય!) ઇટાલીયનો જ્યારે મીત્રો યા પીછાનવાલાઓને મળે છે, ત્યારે દીલ ખુશ થાય એવા જુસ્સાથી તેઓ 'શેકહેન્ડ' કરે છે, કે જેનો આપણને કાંઇબી ખ્યાલ આવતો નથી.

કેટલાંક એવાં હોય છે, કે મીત્રાચારી દેખાડનારી આ એક પુરી નીશાંણીનું તેમને સેહજબી ભાન કે ખ્યાલ હોતાં નથી, એવાંઓના હાથ મુરદાં જેવા ઠંડા, અને કાંઇબી લાગણી વીનાના લાગે છે.

## શેકહૅન્ડ, મનના ગુપ્ત વીચારો દરશાવનારૂં એક સાધન.

આ શેકહેન્ડ જો કે મીત્રભાવ દેખાડનારી એક જાણીતી નીશાણી છે, પણ એ નીશાંણીનો ઉપયોગ ઘણી ભેદભરી રીતે થવા પાંમે છે. એક મોત્ર પોતાના જાની મીત્રને, યા આશક પોતાની ધારેલી પરણેતરને, શેકહેન્ડ કરતાં ભેદ ભરી રીતે ઇશારો કરી શકે છે કે:–"મને તારા ઉપર વેહમ છે! મને તું હવે ગમતી નથી! યા તો હું તુને સર્વેથી વધારે ચાહુંછું! મારો જીવ તારી ઉપર નીસાર છે! હું તારી રાહા જોતો રહીશ!'

જેમ પ્યાર અને મોહોબ્બત ભર્યાં વિચારો શેકહેન્ડ મારફતે દરશાવી શકાય છે, તેમજ ગુસ્સો અને ધમકી તથા અનમનપણું પણ શેકહેન્ડ મારફતે દરશાવી શકાય છે.

## * શેકહૅન્ડ કરતાં આદમીની તબીયત, હાલત, ખાસીયત અને ખવાસની ગણત્રી કરવાની રીત.

સ્ત્રી તેમજ પુરૂષના હાથ તેમની તંદરોસ્તી સાથ અતી ઘાડો સંબંધ રાખતા હોવાને લીધે, શેકહૅન્ડ કરતાંજ અનુભવીઓ સાંમા આદમીની તબીયત, ખવાસ, ખાસીયત, ધંધો વીગેરે જાણી શકે છે. આવી ગણત્રી કરવા માટે મોટા અવલોકન અને અનુભવની જરૂર છે.

* Family Doctor.

એક સ્ત્રીને, યા એક જવાંનને શેકહેન્ડ કરતાં જો તેમના હાથ તમુને ઠંડા અને સુક્કા લાગે, તો તમો તે ઉપરથી શું ગણત્રી કરો? વૈદક નજરે જો તમો આ ઠંડા અને સુક્કા હાથને જોશો, તો તેવા હાથવાલી બાંનુ, કદાચ 'એનીમિયા'ના દરદથી પીડાતી હોય, યા તો તેણીના શરીરમાં ફરતાં લોહીની ગતી કાંઇક કારણે નરમ પડી ગઈ હોય, યા તો તેણીને બરોબર ખોરાક મળતો નહી હોય; યા તો તે પુરેપુરો ખોરાક લેતી નહી હોય. અગર જો શેકહેન્ડ કરતાં હાથ ઠંડા અને સુક્કા લાગવાને બદલે,

**ઠંડા અને ચીકાસથી ભીણાયલા ( CLAMMY ) હાથ**

લાગે, અને તે સાથે જો હાથ સેહજ ધુજતા માલમ પડે, તો તેવા હાથવાલી બાંનુ, 'ડીસ્પેપ્શ્યા,' 'હિસ્ટીરીયા' કે 'મેલંકોલીયા' યા તો એવીજ કીસમની કોઈ મનની નીરાસીથી ( કદાચ પ્રેમ નીરાસીથી ) પીડાતી હોવી જોઇએ. મરદોમાં આવા હાથ ઘણું કરી દારૂ, યા તંબાકુનું વ્યસન દેખાડનારા હોય છે.

**ખઈના મરજથી પીડાતા દરદીના હાથ** ઘણું કરી ગરમ, અને સોરાઇ ગયલા હોય છે.

**કેન્સરના દરદથી હેરાન થતાં દરદીના હાથ** ઘણું કરી સુક્કા હોય છે. તેમજ, **કીડનીના મરજવાલા દરદીના હાથ,** પણ તેવાજ સુક્કા હોય છે. **પસીનાથી ભીંજાઈ જતા હાથ,** કોઇક લાંબા વખતની બીમારીની નીશાંણી દેખાડે છે.

**સીવી સાંધીને પુરૂં કરનાર સ્ત્રીઓના હાથ** તુરતજ જણાઈ આવે છે. એવી સ્ત્રીઓના ડાબા હાથનું પેહલ્લું આંગળુ, સીવવાની સોયના ચાલુ ચોબાથી જખમી થઇ કાંઇક કાળું થઈ ગયલું હોય છે.

**રાંધનારીના હાથ** હમેશાં છુપા રહેતા નથી. મોટે ભાગે એવી

સ્ત્રીઓના ડાબા હાથનો અંગુઠો અને આંગળાં, છુરીથી જખમી થયલાં માલમ પડે છે.

## શેકહેંન્ડ કરતાં સામા આદમીને આકર્ષી લેવાની રીત.
## *The Magnetic Shakehands !*

પાછળ લખેલાં એકાદ પત્રમાં સામા ધણીના મનને આકર્ષી લેવાની રીતને દરશાવી છે. પરંતુ આ પ્રસંગે આ બાબદ ઈશારો કરવાનો પ્રસંગ મળ્યાથી, તેની અત્રે નોધ લેવી પડી છે. શેકહેંન્ડ કરતાં આદમીના મનને આકર્ષવાની રીત, વશીકરણ વિદ્યાનો એક ભાગ ગણાય છે, કેમકે પાછળાં પત્રમાં જણાવ્યા પ્રમાણે તેમાં ચીત્તને એકાગ્ર કરી 'નજર મારવાની' પેહલી જરૂર પડે છે. ચીત્ત આકર્ષવાની મતલબથી કેવી રીતે શેકહેંન્ડ કરવી ? પ્રથમમાં સામા આદમી સાથ મુલાકાત થતાંજ, એકાગ્ર ચીત્તે, ખુશ ચેહરે તેની આંખ્યોમાં જોઇ, તેનો હાથ હથેલીમાંથી સારી રીતે પકડી રાખવો. ધ્યાંન રાખવું કે તેમ કરતાં તેના હાથનાં આંગળાં હીલવવાં કે પકડવા નહી. ત્યાર બાદ હળવે હળવે તેનો હાથ છોડતાં, ચીત્ત આકર્ષનારે પોતાના હાથના ચારે આગળાં, સામા આદમીના હાથની હથેલી ઉપરથી સેરવતાં જવું, અને છેવટે તેના હાથના આંગળાંના છેડા, ચીત આકર્ષનારે પોતાના હાથમાં પકડી, સામા આદમીની વિજળીકશક્તી જાણે તે છીનવી લેતો હોય, તેમ તેણે પોતાનો હાથ ખેંચી લેવો. પણ આ પ્રયોગ માટે એકાગ્ર ચીત્તનો અભ્યાસ અને અનુભવ અવશ્ય જરૂરનો છે. જેઓ એકાગ્ર ચીત્તનો અભ્યાસ કરી આ પ્રયોગ અમલમાં મુકે છે, તેઓ હમેશાં સામા આદમીનું ચીત્ત પોતા તરફ ખેંચી લેવામાં ફતેહમંદ નીવડતા કહેવાય છે.

## 'કીસ !' ચુંબન યાને ચુમી. *Kiss.*

કીસ ! ચુંબન ! એક ચુબને જગતમાં શું શું કીધું છે ? એક

ચુંબનથી જગતમાં શું શું થયું છે? ત્રણ અક્ષરના આ નાંહના બોલની તવારીખ જો અત્રે ટપકાવી લીધી હોય, તો—

પણ આ નાંહના પુસ્તકમાં આવી મોટી વાત લખવી બને એમ નથી. ચુંબન, એ સુધરેલી દુનીયાની સઘળી પ્રજાને જાણીતો શબ્દ છે. જુદી જુદી પ્રજામા ચુંબન, જુદી જુદી અગત્યતા અને જુદી જુદી મતલબ દેખાડે છે. પુર્વ તરફના મુલકોમાં મરદો પોતાની ઓરતોને ચુંબન કરવાનો હક ધરાવે છે, જે હક કોઇ પારકા મરદને મળતો નથી. ફ્રેન્ચ લોકોમાં, એક સ્ત્રીને ચુંબન લેવા માટે સેહજબ્બી અંકુશ હોતો નથી. ઈટાલીયનોમાં મામલો જુદાજ પ્રકારનો હોય છે.

## વૈદકશાસ્ત્રની નજરે ચુંબનની તપાસ.

વૈદક નજરે ચુંબનની તપાસ કરતાં કાંઇક જુદોજ મામલો નજરે પડે છે. હોઠ ઉપરની અતી નાજુક ચાંમડી, એ કાંઇજ નહી, પણ પેટ માંહેલાં આંતરડાં અને હોજરોની ચામડી સાથ જોડાયેલી છે. એક દરદી આદમીને ચુબન કરવામાં મોટો જોખમ સમાયલો છે, કેમકે એવાં ચુંબનથી જીવલેણ દરદો લાગુ પડેલાં નોંધાયેલાં છે. એ રીતે ઘણીક વાર દરદી બાળકોને વાહાલ અને પ્યારથી ચુંબન કરતાં તેમની માતાઓ, તેમજ દરદી માતાઓને ચુંબન કરવાથી બાળકો, અને વફાદાર પ્રીયાની પ્રીતમાં લીન થયેલા ખાવિંદોને તેમજ પ્રીયાઓને, ચુંબનથી લાગુ પડેલાં જીવલેણ દરદોથી, તેઓ તેના ભોગ થઈ પડેલાં જણાયાં છે. ચુંબનમાં જેટલી ખુશાલી, તેટલીજ ખુવારી છે. ચુંબનમાં જેટલી આબાદી તેટલીજ બરબાદી છે. વૈદકશાસ્ત્રના કાયદા પ્રમાણે ચુંબન ચેપનું સાધન ગણાય છે. પણ તે કયારે? જયારે બેમાં-થી એકને એકાદ ચેપી દરદ લાગુ પડેલું હોય ત્યારેજ. તોપણ ચુબન અનેક કારણે, એક વાંધા ભરેલો પ્રયોગ વૈદકશાસ્ત્ર પ્રમાણે ગણાય છે.

એ દલીલ ઉપર લંબાણથી વીવેચન કરવાની આ જગ્યા પ્રસંગોપાત ન હોવાથી, એટલી નોંધ પુરતી છે.

## ચુંબનમાં સમાયલું એક જીવલેણ ઝેર.

( સીફીલીસનું દરદ કેમ લાગુ પડે છે. )

સીફીલીસને નામે જણાયલુ એક ઝેરી ચેપવાળું જીવલેણ દરદ, જેને માટે હજી સુધી મેં કાંઇ પણ ઇશારો કીધો નથી, તે હરામ ઇલ્લતમાં સમાયલું એક ચેપી દરદ છે. એ દરદ માટે લંબાનથી લખવાની આ જગ્યા પ્રસંગોપાત નથી. એ દરદ સ્ત્રી તેમજ પુરૂષોને એક સરખી રીતે લાગુ પડે છે. એ દરદ એક વાર લાગુ પડયું, એટલે તે જીવનો કાળ થઈ પડે છે. સીફીલીસનો ચેપ લાગવાના અનેક કારણો માંહેલુ એક કારણ, આ 'કીસ' યાને ચુબન છે.

## સીફીલીસના દરદની દુનીયામાં શરૂઆત કયારથી થઇ.

આ દરદની કસર વૈદકશાસ્ત્ર પ્રમાણે ત્રણથી ચાર ઓલાદને ઓધે ઉતરતી જણાઈ છે. આ દરદથી આખું શરીર એટલુ તો દુરબળ થઇ જાય છે, કે અનેક જાતના દરદો લાગુ પડવાનો અચુક સંભવ રહે છે. આ ભયંકાર દરદને માટે આપણને એવું જણાવવામા આવે છે કે "* પાંચ હજાર વર્ષની આગમજ આ જીવલેણ દરદ એશીયાટીક, રોમન, ગ્રીક અને ઇજીપશ્યંન પ્રજાની અંદર જાણીતું હતુ." આ દરદ યુરપ અને દુનીયાનાં બીજા ભાગોમાં કેવી રીતે ફેલાયું, તેની જાણવા જોગ તવારીખ હવે પછી પુરૂષોને લગતાં મારાં નવાં પુસ્તકમાં મેં દાખલ કરવા ધારી છે.

સીફીલીસથી હેરાન થતાં દરદીનો પ્રાથમીક ચેપ, અતીશય ઝેરી પ્રકારનો હોય છે. દરદનો ચેપ લાગુ પડયા પછી, જયારે તે ઉભરી ની-

* **Syphilis in the Middle and in Modern Times Dr. F. Buret.**

કળે છે, ત્યારે કોઈવાર મોઢામાં તો કોઈવાર હોઠો ઉપર, અને એવાજ બીજા શારીરીક ભાગો ઉપર શરૂઆતમાં જે નજીવા જેવા નાંહના છાલા પડે છે, તે છાલામાંથી નીકળતી રસી અતીશય ઝેરી ખાસીયતવાલી હોય છે. દરદીના બીછાનાનાં કપડાં, તેમજ પેહરવાનાં તથા વાપરવાનાં કપડાં વટીક એ ચેપની ઝેરી ખાસીયતને લીધે, સાજાં આદમીથી દુર રાખવાં ઘટે છે. એવા દરદીનાં કપડાંથી તેમજ તેણે વાપરેલાં વાસણથી પણ સાજાં આદમીને એ દરદ લાગુ પડેલાં જણાયાં છે. ઘણીક વાર નીરદોશ પરણેતરોને, એ દરદથી રીબતા તેમના ખાવિંદો તરફથી, તેમજ નીરદોશ ફરજદોને તેમના દરદી પીતા તરફથી થતાં ચુંબન મારફતે આ જીવલેણ દરદ લાગુ પડે છે, જેનું તેમને સહેજ પણ ભાન હોતું નથી. કઈ કઇ ચીજો મારફતે સીફીલીસના દરદનો ઝેરી ચેપ સાજાં આદમીને લાગવાનો ભય રહે છે, તે બેશક એક જાણુવા જોગ બીના છે, પણ તે સઘળાં માટે આ નાહના પુસ્તકમાં પુરતી જગ્યા થઇ શકતી ન હોવાથી, અતરે એટલીજ નોંધ પુરતી ધારૂં છું.

પણ પ્રીતમાં લીન થયલાંઓના મનના અતરની ઉમેદ અને વીચારો, તેમના હોઠો ઉપર આવી અટકે છે, અને ચારે હોઠો એક બીજા સાથે મળતાંજ, જે અનંત રંગ બંનેના અંતરમાં પ્રકાશે છે, તેના જેવું સુખ અને તેના જેવી ખુશાલી મેળવવા માટે, તેઓ કોઇબી જોખમ માથે લેવા ડરતા નથી. બેશક કવિઓ ખરૂં કહી ગયા છે, કે:

"A KISS OR DEATH."

એક પ્રસિદ્ધ લેખક ચુંબનમાં સમાયલી ભાષાનો અર્થ નીચે પ્રમાણે સમજાવે છે.

*A kiss not returned, is a note of exhange, not

* Physiognomy and Expression By Paolo Mantegazza.

accepted The kiss is a soliloquy, a desire, an aspiration. A kiss returned is a note of exchange accepted. The kiss retursed is always fertile It is always a solemn fact which leaves in us some fragments of the flesh of the heart and the thought of another. The kiss given and received is a marriage. Fear, religion, interest, space, time, may separate a man and woman who have exchanged a kiss; but they have possessed, and they belong to each other."

## ચુંબનની ભાષા ! તેમાં સમાયલા મારમીક ઈશારાની સમજણ.

જેમ આંખ્યો વડે પ્રેમભાવના ઈશારા થતા રહે છે, તેમ ચુંબનમાં પણ તેવાંજ કાંઇક મારમીક ઇશારા સમાયલા કહેવાય છે. આ સઘળું કુદરતી બને છે, કેમકે મનની લાગણીના બળનુ અંકુશ, આદમીનો ભોમીયો બને છે. ચુંબન એ કાંઇજ નહી, પણ મનની ઉમેદ, અને ઇચ્છા જાહેર કરે છે. એક ચુંબન જો પાછું વાળવામાં આવે, તો જાણવું, કે ચુબન લેનારનાં તેમજ ચુંબન આપનારનાં 'દીલ એક' થયાં છે. એક ચુંબન જો પાછું વાળવામાં આવે નહી, તો જાણવું, કે બંને દીલ હજી પુરેપુરાં એક થયાં નથી. એક ચુબનનો બદલો પાછો ચુંબનથી આપવામાં આવે, તો જાણવું, કે લગ્નના ગાંઠથી જોડાયા વીના તેઓનો છુટકો નથી. જેમ ગુપ્ત દસ્તાવેજો કોઇના હાથમાં જાય નહી એવી મતલબથી પરબીડાં ઉપર લાખ વડે ' મોહોર ' કરવામાં આવે છે, તેમ પ્યારના ગુપ્ત કોલ અને કરાર મોહોડાંમાંથી બાહાર નીકળે નહી, માટે હોઠો ઉપર ચુંબન વડે ' મોહોર ' કરવામાં આવે છે.

## જુદી જુદી રીતે લેવાતી ' કીસ ' યાને ચુંબન. તેના ભેદની સમજણ.

એક કીસમાં સમાયલો સ્નેહ અને પ્યાર, જુદા જુદા દરજ્જા અને જુદી જુદી પંકતી ધરાવે છે. દાખલા તરીકે, કપાલ ઉપર લેવાતી ' કીસ, ' માથાં ઉપર લેવાતી ' કીસ, ' ગાલ ઉપર લેવાતી 'કીસ,' હાથ ઉપર લેવાતી ' કીસ, ' અને છેલ્લે હોઠ ઉપર લેવાતી ' કીસ. ' આ સઘળી જુદી જુદી ' કીસ ' માં સમાયલો પ્યાર, જુદા જુદા દરજ્જા દેખાડે છે.

હાથ ઉપર લેવાતી ' કીસ ' વફાદારી, નીમકહલાલી, વિવેક અને સભ્યતા દેખાડનારી ચાહાની નીશાંણી જાહેર કરે છે. એક બાપ પોતાના દીકરાને, યા દીકરીને, કપાલ ઉપર ' કીસ ' કરી, પોતાનો બાપ તરીકેનો પ્યાર દેખાડે છે.

## અનંત રંગવાલું ચુંબન કેવું હોય છે ?

પણ એ સઘળાં ચુંબનથી નીરાળું ચુંબન, તે ખરા પ્યારવાલું ચુંબન છે. એ ચુંબનમાં દુનીયાનું તમામ સુખ સમાયલુ મનાય છે ! એ ચુંબનથી દુનીયાનુ દુઃખ ભૂલી જવાય છે. એ ચુંબન ઝુંપડીને મેહેલ સમાન, અને દોજખને બેહસ્ત સમાન બનાવે છે ! એવી એ ચુંબનની કરામતી શકતી ગણાઈ છે ! એ ચુંબનમાં આદમી પોતાનું સર્વસ્વ ભૂલી જાય છે ! બે મોહોડાં, બેઅખત્યાર અને બેખુદ બને છે, અને ચાર હોઠો એકમેક સંગ સમાગમમાં આવી, ચારને બદલે ફક્ત એકજ બની ગયા હોય, એમ તેમને લાગે છે. એવે સમે પ્રેમનો અનંતરંગ જે તેમના શરીરમાં વ્યાપી રહે છે, તે રંગની લેહરમાં બે જુદાં જુદાં હૃદયો સાથે મળી જ્યારે એક થઇ જાય છે; જ્યારે તંન અને મન,

દુધ અને સાકર મીસાલ એક એકમાં મળી જઇ એકરસ બને છે, ત્યારે જીવ અને જીંદગીનુ ભવીશ તેઓ ભુલી જાય છે, અને આ દુનીયાના સર્વે સુખોમાં ફક્ત એકજ સુખ, જે તેમની નજરે પડે છે, તે સુખ આવાં ચુબનમાં તેઓ અનુભવે છે. ખરા પ્યારનું ચુંબન એવુંજ હોય છે. ખરા પ્યારનું ચુંબન જેથી જીંદગીનું જીવન નીભી રહે છે, તે એવુંજ ચુંબન હોય છે. જીંદગીના ચેરાગનો પ્રકાશ જાગરૂત રાખવા માટે ખરા પ્યારની જરૂર હોય છે, અને તે ખરા પ્યારની નીશાંણી, એવાં ચુબનમાં સમાયલી હોય છે.

## જાનવરો કેવી રીતે ચુંબન કરે છે!

આ સઘળું આપણને આદમીજાતના પ્રેમભાવનો કાંઇક ખ્યાલ આપે છે, પણ જાનવરો પોતાનો પ્રેમભાવ કેવી રીતે દેખાડે છે, તે જાણવા જોગ છે. આદમીઓ હોઠો વડે ચુંબનનો પ્રયોગ કરે છે; પણ હોઠોની પછવાડે એક એવી ઇન્દ્રી કુદરતે માનસ તેમજ જાનવરોને બક્ષી છે, જે પ્રેમભાવ દેખાડવાનાં કામમાં ઉપીયોગી થઇ પડે છે. એ ઇન્દ્રી તે જીભ છે. જાનવરો પોતાનો પ્રેમભાવ હોઠો વડે ચુબન કરી દેખાડતાં નથી, પણ તેઓ હોઠોને બદલે જીભ વડે પોતાનો પ્રેમ દેખાડે છે. જાનવરો પોતાના બચ્ચાં તરફનો પ્રેમ, તેમની જીભ વડે ચાટીને દાખવે છે. કુતરાંઓ જયારે પોતાનાં ધણીને વાહાલ કરે છે, ત્યારે તેઓ તેમના હાથ, તેમજ શરીરના બીજા ભાગોને ચાટે છે. એ રીતે જાનવરોની ચુમી, આપણુ એક નવા જ આકારમાં અનુભવીયે છીએ.

## બાળકો કેવી રીતે ચુંબન કરે છે.

બાળકોનો પ્રેમ પણ એવીજ રીતે પ્રગટી નીકળે છે. વાચા વગરના બાળકોને પોતાનું વાહાલ પોતાના હોઠો વડે દેખાડવા જેટલું

બુદ્ધીબળ હોતું નથી. બાળકો જેઓને ચાહાતાં હોય છે, અને જેઓને જોઇ તેઓ રાજી બની તેમની મીત્રાચારીથી મગ્ન થતાં હોય છે, તેમના મોહોડાંના એકાદ ભાગને તેઓ પોતાના દાંત વગરનાં ઓખાં ડાચાં વચ્ચે લેઈ, જીભ વડે ચાટતાં ઘણીક વાર જોવામાં આવ્યાં છે. બાળકો પોતાની માતા તરફનો પ્યાર પણ એવીજ રીતે ઘણીક વાર પોતાની માતાનાં મોહોડાંને જીભ વડે ચાટી દેખાડે છે.

લી. ડુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૨૪ મું.

## સ્ત્રીનું સૌંન્દર્ય.



## MY LAIDY BEAUTIFUL!

**સદ્‌ગુણી બાંનુઓ.**

ચેહરાની ખુબસુરતીમાં વધારો કરવાના અનેક ઇલાજો હોય છે. એ ઇલાજોમાં કેટલાક જોખમ ભરયા, અને કેટલાક નીરદોશ ઇલાજ હોય છે. એવા જોખમ ભરયા ઇલાજો માંહેલો એક, સ્ત્રીની આંખનું તેજ વધારવાનો ઇલાજ છે, કે જે માટે પાછળાં પત્રમાં મેં કાંઇક ઇશારો કીધો છે. આંખ જેવી બેમુલ ઈન્દ્રી સાથ કાંઇબી અટકચાલી કરવી, જોખમભરી સમજી એ વાતને પડતી મુકી છે.

### ખુબસુરતીનો હુંનર. *Secrets of Beauty.*

ચેહરાની ખુબસુરતીમાં વધારો કરનારૂં એક સાધન, તે તલ યાને ખાલ છે. આ તલ વીશે ઘણું લખી શકાય એમ છે. સ્ત્રીના ચેહરાના જુદા જુદા ભાગોની ખુબસુરતીમાં, તલ, એ ચેહરાની ખુબસુરતીમાં વધારો કરનારૂં સાધન થઈ પડે છે. દરેક આદમીના ચેહરા ઉપર એવી એક ગુપ્ત જગ્યા કુદરતે સરજેલી કહેવાય છે, કે જે જગ્યા ઉપર અગર જો એક તલ હોય, તો ચેહરાની ખુબસુરતીમાં તે મોટો વધારો કરી શકે. એ ગુપ્ત જગ્યા શોધી કાહાડવાનું કાંમ, ચેહરાના માલેકનું છે. જેઓ

હસ્તકૃત (artificial) તલથી પોતાના ચેહરાની ખુબસુરતીમાં વધારો કરે છે, તેઓ આ ગુપ્ત જગ્યા કેવી રીતે શોધી કાહાડવી, તે સારી રીતે જાણે છે.

## સ્ત્રીના ચેહરા ઉપર આવેલી ચાર ગુપ્ત જગ્યા.

શરીર ઉપર તલની ઉતપંત્તી જન્મથીજ થાય છે. રંગમાં તે કાળા, ભુરા, કે લાલ હોય છે. કોઇ વખત તે ઘેરા લીલા રંગના પણ હોય છે. તલ જેમ ચેહરા ઉપર હોય છે, તેમ તે શરીરના કોઈ પણ ભાગ ઉપર હોય છે. ચેહરાના ચોકસ ભાગ ઉપર જ્યારે તે દાણાદાર ઘાટ જેવો નાહનો હોય છે, ત્યારે ચેહરાની ખુબસુરતીમાં તે વધારો કરે છે. પણ જો તે કદમાં મોટા હોય છે, તો ચેહરાની ઉપર એક એબ સમાન થઇ પડે છે. તલ, જ્યારે અતી મોટા કદનો હોય છે, ત્યારે તે લાંછનને નામે ઓળખાય છે.

તલથી ચેહરો ખીલી નીકળે છે, અને ચેહરાની ખુબસુરતીમાં વધારો થાય છે, એ હકીકતથી આપણી સ્ત્રીઓ હજી જોઈએ તેટલી માહીતગાર હોય એમ લાગતું નથી. જો તેમ હોત, તો આજના નકળી જમાંનામાં, આપણા દેશની સુધરેલી સ્ત્રીઓ, કાંઇક જુદોજ રંગ દેખાડતે. પુર્વ તરફના લખનારાઓ ચેહરાના કેટલાક ખાસ ભાગોને ' ગુપ્ત જગ્યા ' ને નામે ઓળખાવે છે. એક સ્ત્રીના ચેહરા ઉપર એવી ચાર જગ્યા હોય છે, કે જ્યાં એક ઘાટમદાર તલ, તેણીના ચેહરાની રોણકમાં વધારો કરે છે.

૧. સ્ત્રીની દાહાડી–chin–ની વચોવચનો ભાગ.
૨. સ્ત્રીના હોઠ આગળનો અમુક ભાગ.
૩. સ્ત્રીના ગાલ ઉપરનો અમુક ભાગ.
૪. સ્ત્રીના કપાલનો વચલો ભાગ.

## ' ઓરીયંતલ ' સ્ત્રીઓ ચેહરાને કેવી રીતે ખુબસુરત કરતી હતી.

પુર્વે તરફની સ્ત્રીઓ પોતાના ચેહરાની ખુબસુરતીમાં વધારો કરવા,

હસ્તકૃત (artificial) તલ પાડવામાં કુશળ ગણાતી હતી. તેઓ પોતાના ચેહરાના જુદા જુદા ભાગ ઉપર અનેક વાર કાળા રંગના ઘટમદાર તલ પાડી, તપાસી જોતી, કે તેથી તેમનો ચેહરો દીપે છે યા નહી. એવી રીતે તેઓ એક ચોકસ જગ્યા પોતાના ચેહરા ઉપર શોધી કાહાડી તે મુકરર કરતી, અને પાછળથી તે જગ્યા ઉપર પાકા રંગ વડે તલ પાડી, ખુબસુરત બનતી હતી. આવી રીતના તલથી ચેહરો ખીલીને દીપી નીકળતો, અને તેથી તેમનાં ઘટમની રોણકમાં મોટો વધારો થતો હતો. કેટલીક સ્ત્રીઓના ગાલની વચોવચમાં, હસતા કે બોલતાં ખાડો (dimple) પડવાથી, ચેહરો જેમ ખાસ ધ્યાંન ખેચી રહે છે, તેમ આ તલ ચેહરાને ખેચાંનકારક બનાવે છે.

## કરચલી. તે કેમ પડે છે. *Wrinkles.*

કરચલી શરીરના કોઇબી ભાગ ઉપર અનેક કારણોને લીધે થાય છે. કરચલી પડવાના અનેક કારણોમાં મુખ્ય કારણ વૃદ્ધ ઉમરનું હોય છે. જવાંનીમાં ચેહરા ઉપર કવખતે પડતી કરચલીઓ ખુબસુરતીની ખરાબી કરે છે.

ફીઝીયોલોજીના નીયમ પ્રમાણે અગરજો ચેહરાની ઉપર પડતી કરચલીની તપાસ કરીએ છીએ, તો માલમ પડે છે, કે જેમ જેમ આદમીની ઉમર વધતી જાય છે, તેમ તેમ ચાંમડીની હેઠળ આવેલી ચરબી સોષાતી ( absorb ) જાય છે, અને ચરબી સોષાઇ જવાથી ચાંમડી ઢીલી પડતી જાય છે, અને એવી રીતે ચાંમડી ઢીલી પડવાથી કરચલી થવા માંડે છે. હવે જો આ ચરબીને સોષાઇ જતી અટકાવવાના ઈલાજો શરૂઆતથીજ કીધા હોય, તો કરચલીઓ મોટે ભાગે અટકાવી શકાય છે.

## બીમાર પડી ઉઠયા પછી પડતી કરચલી. તેના ઈલાજ.

કેટલીકવાર લાંબી પીડાકારી ભોગવી ઉઠયા પછી, ચેહરા ઉપર તેમજ

હાથો ઉપર કરચલી પડે છે. આ સબબને લીધે પડેલી કરચલીઓ, બીમાર પડી ઉઠયા પછી, તંદરોસ્તીને જો સારી રીતે રાખી હોય, તો તે જતી રહે છે. બીમાર પડી ઉઠયા પછી આવેલી કરચલીવાલાંઓએ જેમ બને તેમ નીચલી રીતે તબીયતની જાળવણી જો કીધી હોય, તો તેથી સામાન્ય તંદરોસ્તીમાં સુધારો થવા ઉપરાંત, કરચલીઓ પણ જતી રહે છે.

૧. સારો જેવો ખોરાક, દીવસમાં બે વાર લેવો.
૨. ચીકાસદાર તેમજ ચરબદાર ખોરાક લેવો.
૩. રાતના હળકું પેટ લેઈ સુવું.
૪. કસરત મધ્યમસર કરતા રહેવુ. એવી કોઈ કસરત કરવી નહી, કે જેથી પસીનો પડે.
૫. હંમેશાં કુકા પાણીથી અંઘોળ કરવી. ગરમ પાણીથી અંઘોળ કરવી નહી.
૬. સોજી લેનોલીન, યા એવીજ કોઈ ચીકાસદાર 'ક્રીમ,' રોજ રાત્રે ચેહરા ઉપર લગાડી, સાફ કરી સુવું.

## સ્ત્રીના ચેહરા ઉપર જવાંનીમાં કરચલી પડવાનાં કારણો.

કોઇ વખત, કાંઇબી અટકલ થઇ શકે નહી, એવાં કારણોને લીધે, સ્ત્રીઓને ત્રીસ વરશની ઉમરે ચેહરા ઉપર કરચલીઓ પડે છે. સ્ત્રીઓને એવી જવાંન ઉમરે કરચલી પડવાના અનેક કારણોમાં, નીચલાં કારણો ઘણુ કરી મુખ્ય કહેવાય છે.

૧. ચાલુ ગમગીની, દીલગીરી, સંતાપ, બળાપો, વીગેરે.
૨. ચાલુ ફીકર, ચીંતા, કાળજી, વીગેરે.
૩. ચાલુ ભુખમરો, યા પુષ્ટિકારક ખોરાકની ગેરહાજરી.
૪. નબળી તંદરોસ્તી; એકાદ જડ ઘાલી બેઠેલી ગુપ્ત બીમારી.
૫. હવા ઉજાસ વગરના મકાનમાં ચાલુ વસ્વાટ.
૬. રાંધવાના ચુલાની ગરમી આગળ ચાલુ કામ કરવું.

## સ્ત્રીના ચેહેરાની, ચુલાની ગરમીથી થતી ખરાબી.

## તેના ઇલાજ.

ચુલાના અંગારના સખત તાપની ગરમી આગળ સ્ત્રીઓને જે કામ કરવું પડે છે, તેથી પણ ચેહેરા ઉપર જલદી કરચલી પડવા માંડે છે. આ સબબને લીધે પડતી કરચલીના ઇલાજ તરીકે, ચુલાની ગરમીનો તાપ જેમ બને તેમ ચેહેરાને ઓછો લાગે એવી તજવીજ હમેશાં કરતાં રહેવુ, તેમજ રાંધણી માહેલી હવા, ચુલાની ગરમીના તાપથી તપી નહી જાય, એમ કરવું.

## કરચલીની સાથ ચેહેરાના રંગનું બદલાઈ જવું.

## સ્ત્રીઓની એક સાધારણ ફરીયાદ.

## તેના ઈલાજો.

સ્ત્રીઓના ચેહેરા ઉપર, ઉપલાં કારણો માંહેલાં એકાદ કારણથી કરચલીઓ પડવા ઉપરાંત, તેમના ચેહેરાનો રંગ ઘણીક વાર પીળો યા ફીકકો મારી જાય છે. એથીબી સ્ત્રીની ખુબસુરતીમા મોટો ઘટાડો થઇ જાય છે, અને તેના ઇલાજ તરીકે, સ્ત્રીઓ વગર સમજવે, 'પફ અને પાઉડર' ના લેપડા ચેહેરા ઉપર લગાડી, ચામડીના બગડેલા રંગને સુધારવાની તેઓ તજવીજ કરે છે. પણ તેમ કરતાં, ચેહેરાની ખરાબી કરનારૂં મુળ કારણ રહી જાય છે, અને જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ ચામડીનો પીળાસ જડ ઘાલી બેસે છે. સ્ત્રીના ચેહેરાનો રંગ આવી રીતે બદલાવાનું મુખ્ય કારણ 'લીવરની' સુસ્ત હાલત હોય છે. તબીબો એવાં 'લીવરને' '*Torpid Liver*' કહે છે. એનો સીધો ઈલાજ કરવાને બદલે ' પફ અને પાઉડર ' નો ઉપયોગ કમ સમજને લીધે કીધાથી, મુળ કારણ જેમનું તેમ જ રહી જાય છે. ચેહેરાની ચામડીનો રંગ જ્યારે એવી રીતે બદલાઈ જાય, ત્યારે બાંનુઓએ એવા ભળતા ઈલાજો

કરવા કરતાં, ખરા ઇલાજ કરવા, કે જેથી ચેહેરાનો રંગ સુધરી શકે.

૧, ' લીવર ' યાને કળેજાંની સુસ્ત હાલત સુધારવી

૨, ભારી ખાંણુ ખાવાથી હમેશાં પરહેજ રહેવું. ગોસનો ખોરાક દીવસમાં એજ વખત લેવો, યા થોડો, પણ પચતો લેવો.

૩, ખાંણુ રોજ ચોકસ વખતે નીયમસર લેવું. રાતના હળકો અને હજમ થાય એવો ખોરાક લેવો.

૪, દરદી સ્ત્રીનો બાંધો જો મજબુત ( robust ) હોય, તોજ ઠંડા પાણીથી અંઘોળ કરવી. જો તેમ નહી હોય, તો ખુકકાં પાણીથી નાહાવું.

જે સ્ત્રીઓ આવી કીસમની ફરીયાદના ઇલાજો કરવા ઇતેજાર હોય, તેઓએ, કેવી જાતના કપડાં અને કેવી રીતના પહેરવેશ પેહરવા, તેમજ કેવી રીતની કસરત કરી પોતાની તબીયતને સુધારવી, તે સઘળાં માટે મારાં જીવંન શાસ્ત્રવાલાં પુસ્તકમાં છાપેલા ગુપ્ત દસ્તાવેજો વાંચી માહીતગાર થવું.

## ચેહેરાના ચાર જુદા જુદા ભાગ ઉપર પડતી કરચલીઓ.

કરચલીઓ કાંઈ ચેહેરા ઉપરજ પડતી નથી. જેમ ચેહેરા ઉપર તેમજ હાથ અને ગરદન ઉપર પણ કરચલીઓ પડે છે. પણ ઘણુ કરી મોટે ભાગે ચેહેરા ઉપરની કરચલી બદસુરતીનું કારણ થઇ પડે છે. ચેહેરાના જુદા જુદા ભાગ ઉપર પડતી કરચેલીઓની જગ્યા નીચે પ્રમાણે હોય છે.

૧, આંખોની આસપાસ પડતી કરચલી.

૨, દાહાડી–*chin*–ઉપર પડતી કરચલી.

૩, નાક આગળથી હોઠ સુધી પડતી કરચલી.

૪, નાક આગળથી ગાલ સુધી પડતી કરચલી.

## ચેહેરા ઉપર પડતી નવ જાતની કરચલીઓનુ બયાંન.

કરચલીની તપાસ બારીક રીતે કરતાં માલમ પડે છે, કે તે નવ રીતે ચેહેરાના જુદા જુદા ભાગ ઉપર પડી, આદમીની ખુબસુરતીની ખરાબી કરે છે. કોઈ વખત કરચલી **આડી** પડે છે, તો કોઇ વખત તે **ઉભી** પડે છે. કોઈ વખત તે **વાંકી** પડે છે, તો કોઈ વખત તે **કમાનદાર** અને વળેલી ( arched ) પડે છે. કોઇ વાર કરચલીઓ ભેલાઇ ગયેલી માલમ પડે છે.

૧. આ જાતની કરચલીઓ જેમ મોટી ઉમરના આદમીઓના કપાલ ઉપર પડેલી દેખાય છે, તેમ તે ઘણીક વાર નાહના છોકરાંઓ, જે ખઇના રોગથી પીડાતાં હોય છે તેમના, તેમજ ' રીકેટ ' (ricket) ના દરદથી હેરાંન થતાં બાળકોના કપાલ ઉપર પણ પડે છે. idiot યાને જન્મથી બુબખ આદમીના કપાલ ઉપર પણ આ જાતની કરચલીઓ જોવામાં આવે છે ! મરદોના કપાલ ઉપર આ જાતની કરચલીઓ ચાલીસ વરશ પુરાં થયા પછી પડવી શરૂ થાય છે, પણ આગળ જણાવેલાં કારણે કોઇબી વખતે એ કરચલીઓ પડે છે. આવી કરચલીઓને ઇંગ્રેજીમા *Transverse wrinkles* કહે છે.

૨. આ જાતની કરચલીઓ ઘણુ કરી તેઓનેજ પડે છે, કે જેઓ ભેજાંનો ઘસડબોરો યાને 'બ્રેનવર્ક' ઘણુંજ કરતાં હોય છે, જો કે ચોક્સ ઉમરે આદમી માત્રને આ જાતની કરચલીઓ હમેશાં પડે છે. આ કરચલીઓ *Vertical wrinkles*ને નામે ઓળખાય છે.

૩, કપાલની વચ્ચોવચ્ચમાં અને ભવાંની સેહજ ઉપર, કમાન મીસાલ વળેલી કરચલીઓ એક બીજા ઉપરથી પસાર થઈ જતી હોય, એમ પડે છે. આવી જાતની કરચલીઓ જ્યારે કવખતે પડે છે, ત્યારે સખત

પ્રકારની મેહનત યા કોઇ જબરી ચીતા કે ફીકરનું તે પરીણામ ગણાય છે. કપાલ ઉપર પડતી આવી કરચલીઓને ઇંગ્રેજીમાં '*arched and intersecting wrinkles* કહે છે.'

૪. બંને આંખોના બાહારનાં ખુંણાની આગળ, કાગડાના પગના આંગળાં જેવી કરચલીઓ સાધારણ રીતે આદમીને ચાલીસ વરશની ઉમરે પડવા માંડે છે. કોઈ વખત તે એ કરતાં વેહલો પણ પડવા માંડે છે. આ જાતની કરચલીઓને ઇંગ્રેજીમાં *Crow's feet* કહે છે.

૫. નાકના ખુંણા, તેમજ નાક આગળ પડતી કરચલીઓ હંમેશા વૃદ્ધ ઉમરેજ પડવા માંડે છે.

૬. નાકના ફીફ્ડાં આગળથી નીકળી હોઠો તરફ વળાણ લઇ મોહો-ડાંની દાબડી તરફ જતી કરચલીઓની હકીકત જાણવા જોગ છે. આ કરચલી ઘડપણમાં મોટે ભાગે થવા માંડે છે. જવાંનીમાં યા કવખતે આવી કરચલીઓ જવલેજ પડે છે.

જવાંનીમાં પડતી આવી કરચલીઓ ઘણી વખત ઓધે ઉતરતી કહેવાય છે. ઓધે ઉતરતી આવી કરચલીઓ, પચીસ વરશની ઉમરે, આ અદના લખનારે પોતાના મીત્રોને પડેલી અનુભવી છે. ઇંગ્રેજીમાં આવી કરચ-લીઓ *Neso-labial* ને નામે ઓળખાય છે.

૭. બીજી એક કરચલી ગાલ ઉપરથી શરૂ થઈ દાહાડી તરફ જઇ અટકે છે. એને *Geno-mental wrinkles* કહે છે.

૮. નાહાની નાહાની કરચલીઓ જે કોઇ વખત આખા ચેહેરા ઉપર પડેલી દેખાય છે, તે અતી મોટાં ઘડપણની નીશાણી તરીકે જણાયલી છે.

૯. આ નવમી જાતની કરચલી ઘણીજ નાજુક જગ્યા ઉપર આવેલી હોય છે. તે આંખનાં ઉપલાં ટોપચાં ઉપર, તેમજ કોઇ વખત તે

નીચલાં ટોપચામાં પણ જણાય છે. આ કરચલી મોજશોખમાં લીન થઈ પડેલા મરદોમાં ઘણીક વાર નજરે પડે છે. દસ્તાંનની પીડાકારી ભોગવતી સ્ત્રીઓમાં આવી કરચલી ઘણું કરી પડે છે. ઈંગ્રેજી ભાષામાં આવી કરચલીઓ *Palpibral urinkles* ને નામે બોલાય છે.

**કેવી સ્ત્રીઓ અને કેવા મરદોને કરચલીઓ વેહેલી પડે છે.**

ઓરતો કરતાં મરદોને કરચલી વેહેલી લાગુ પડે છે. નરવસ પ્રકૃતીના આદમીઓમાં તે વધારે જલદી તેમજ વધારે ઉંડી અને મોટી પડવા માંડે છે. નરવસ પ્રકૃતીનાં આદમીઓના ચેહેરાની ચલવલ સાધારણ પ્રકૃતીવાળાંઓ કરતાં વધારે હોવાથી, તથા તેઓ વધારે ચટપટીયાં અને ખટપટીયાં હોવાથી પોતાનું આંગ વેહલુ નાંખી દેતાં હોવાને લીધે, તેઓને કરચલીઓ વેહેલી પડે છે

કેટલીક જાતની કરચલીઓનો કાંઇ પણ ઇલાજ થઈ શકતો નથી. જેમ તે અટકાવી શકાતી તથી, તેમજ તે એક વખત થવા માંડી, તો સાજી પણ થઇ શકતી નથી.

## કરચલી પડતી અટકાવવાના ઈલાજો.

૧. જેમ બને તેમ ચેહેરાની ચામડીની ચળવળ ઓછી કરવી.
૨. જેમ બને તેમ કપાલ ઉપર ચીલા ઓછા ચહડાવવા.
૩. જેમ બને તેમ ચેહેરાને તડકાથી બચાવવો.
૪. જેમ બને તેમ એકાદ સોજી અને સ્વચ્છ ચીકાસદાર વસ્તુથી ચેહેરાને 'માલીસ' કરતાં રહેવું

ચેહેરાની ચામડીને સુધારવાના સઘળા *ઇલાજો અતીશય તાકીદે ચાલુ કરવા.

---

* એ સઘળા ઈલાજો માટે જુવો જીવન શાસ્ત્રવાળાં ગુપ્ત ભેદવાળું મારૂ પુસ્તક. કરતા

ખુદ ચેહેરાની સારવાર કરવા માટે ચેહેરાને 'બાફ' આપવો. ચેહેરાને બાફ આપવાની અસરકારક રીત મારાં આગળાં પુસ્તકમાં દરશાવ્યા છતાં, છેલ્લાંમાં છેલ્લી સુધરેલી રીત હું અતરે રજુ કરૂં છું.

સોજી ગરમ ફલેનલનો એક નાંહનો જેવો ટુકડો, આખો ચેહેરો બરોબર ઢંકાય તેટલો લેઈ તેને બેવડો કે ત્રેવડો બનાવી સીવી લેવો. એ બુરખાને ચેહેરા ઉપર બંધ બેસતો બનાવવો, અને જે જગ્યાએ નાકના ફીફરાં આવતાં હોય, ત્યાં બે છેદ દમ લેવા માટે પાડવાં, કે જેથી હવાનો આવ જાવ બરોબર થતો રહે. આ બુરખો વાપરવા માટે થોડુંક ગરમ પાણી ( hot water ) લેવું, અને તે પાણીમાં આ બુરખો ભીજવી મોહોડાં ઉપર ઠંડો પડે ત્યાં સુધી મુકી રાખવો, અને આખો વખત બુરખામાં પાડેલા છેદમાંથીજ દમ લેતાં રહેવું આવી રીતે ચાર પાંચ વખત આ બુરખાને ગરમ પાણીમાં ભીંજવી ચેહેરા ઉપર મુકયા બાદ, મોહોડાંને ઠંડા પાણી વડે ધોઈ નાંખવું. આ ઠંડા પાણીમાં થોડો 'બેકીગ સોડા' ( *Baking soda* ) ને નામે જણાયલો ખાર આગમજથી નાખી પીગલાવવો.

એ પાંણીથી મોહોડું ધોઇ, ટુવાલ વડે લુછી નાખી, 'કોકો બટર' યા 'લેનોલીન' યા 'સોજુ ચોખ્ખું બદામનું તેલ' લગભગ પંદર મીનીટ સુધી ચેહેરા ઉપર રગડવું. આ ઇલાજ દીવસમાં બે વાર, સવાર અને રાત્રે કરતા રહેવું.

આ કામ માટે 'ફ્લૉરૅન્ટાઇન-મશાઝ-કપ' ને નામે જણાયલું યંત્ર, જે થોડુંક થયું જાહેરમાં મુકાયું છે, તે ઘણી સારી અસર કરતું કહેવાય છે.

ચેહેરા ઉપરની કરચલીઓ દુર કરવાના ઇલાજોમાં કેટલાંક 'લોશનો' ચેહેરા ઉપર લગાડવાને માટે ભલામણ થઇ શકે છે. આવાં લોશનથી ચાંમડી તણાઇને તંગ બને છે, જેથી પેહેલી નજરે જોતાં કરચલીઓ નાબુદ થયેલી જણાય છે, પરંતુ લોશનની અસર પુરી થતાંજ ચાંમડી પાછી ઢીલી પડી જાય છે. આવાં લોશનથી થતા ફાયદા જાથુકના હોતા નથી, અને તેથી તેવાં લોશનો લગાડવાની ઝાઝી ભલામણ હવે કરવાની જરૂર જણાતી નથી.

લી દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૨૫ મું.

## સ્ત્રીના ચેહેરાની અંદર સમાયલી અજાએબીઓ.



**સુજ્ઞ સજની,**

આ શું સ્ત્રીનો જાતીસ્વભાવ નથી, કે દરેક સ્ત્રી કોઇબી સ્ત્રીની ખુબસુરતી જોઇ, મનમાં અદેખી બને છે? અને તેટલાજ માટે સ્ત્રીઓ જેમ બને તેમ વધારે ખુબસુરત દેખાવ કરવાની એટલી બધી કાલજી રાખે છે!

### દરેક સ્ત્રીએ કેમ ખુબસુરત બનવું.

પણ દરેક સ્ત્રીએ પોતે ખુબસુ ત કેમ બનવું, તેજ તે જાણુતી નથી. સ્ત્રીઓ અગર જો પોતાને ખુબસુરત બનાવી જાંણુતી હોય, તો કદીબી તેઓ દેખાદેખી કરી, શોભે કે નહી શોભે તેવા રંગની સાડીઓ, અને બીજા એવા પહેરવશો તથા ઘરેણાંઓ પેહરવાની નકળ કરે નહી. આ સિદ્ધાંત મુળમાં તેઓ જાણુતી જ નથી, કે સઘળા રંગો, આંખોને ગમે એવા ગમતા હોય, પણ તે સરવે કાઇ ચેહેરાને ખુબ-સુરત બનાવતા નથી. અને સઘળા રંગોથી સઘળા ચેહેરા કાંઇ શોભી કે દીપી નીકળતા નથી. આ સાદુ સિદ્ધાંત જો તેઓ જાણુતી હોય, તો આવા નીરર્થક પછાડા તેઓ કદીબા મારે નહીં. સારાંશ સ્ત્રીઓ

ભલતા રંગના પોશાકની નકળ કરી ખુબસુરત બનવા બદલ બદસુરત બને છે, જેનો તેમને સેહજબી ખ્યાલ હોતો નથી. એટલા માટે ચેહેરાના ઘાટ અને રંગની શોભામાં ઉમેરો થાય એવા રંગ તેઓએ પેહરવા ઘટે છે. એવા રંગ શોધી કાઢવાની તેઓએ તજવીજ કરવી ઘટે છે. કેવા રંગ કેવા ચેહેરાને શોભાવે છે, તે મેં મારાં સ્ત્રી સલાહકારવાલાં પુસ્તકમાં દરશાવ્યું છે.

## ખુબસુરત બનવાનો હુન્નર.

ફિઝીયોલોજી, ફિલૉસોફી, અને માનસ શાસ્ત્ર ( મેટાફિઝીક ) નો અભ્યાસ કરનારાઓની એવી માન્યતા છે, કે 'ખુબસુરતી' એ એક મેળવી શકાય એવી ચીજ છે. ચેહેરાનો ઘાટ કદીબી આપણાથી ફેરવી શકાય એમ નથી, કેમકે તે કુદરતે બનાવેલી એક ચીજ છે, છતાં ચેહેરાના ઘાટની ખુબસુરતીમા આપણ વધારો તેમજ સુધારો કરવાની કળા કરી શકીએ છીએ. દાખલો એક જ આપુ છુ કેઃ–મનની વળાણોને તેમજ વીચારોને સુધારયાથી ચેહેરાનું સૌન્દર્ય વધારે સુંદર બને છે. બીજા દાંખલા તરીકે.—તંદરોસ્તીને લગતા *કાયદા અને કાંનુનો પ્રમાણે ચાલ્યાથી, તથા *ખાન પાન અને પેહેરવેશના નીયમોને તાકીદથી અમલમાં મેલ્યાથી ખુબસુરતીમાં બેશક વધારો થતો રહે છે.

## બદસુરત બનવાના ઇલાજો !

આ હકીકત શું શકમંદ લાગે છે ? સેહેલ સાબેતીથી વાંચકોની ખાતરી થઇ શકશે, કે ખાંન પાંનના નિયમો જેઓ જાળવતાં નથી, તેઓ બદસુરત થઈ ગયાં છે ધારો કે એક પુરશ ખુબસુરત ઘાટનો છે, પણ તે ખાંન પાંનના નિયમ જાળવવાને બદલે મોજીલી

* આ કાએદા કાંનુન અને ખાન પાનના તથા પેહરવેશના નિયમો જાણવા માટે વાંચો મારૂં ' જીવનશાસ્ત્ર ' નામનું પુસ્તક. કરતા.

જીંદગી ભોગવે છે, અને તે દારૂડીયા ખવાસનો છે આ તેની ટેવને લીધે તેની ખુબસુરતી શું બગડી જતી નથી ? એવાં દારૂડીયાંઓના ડોળામાં થતો ફેરફાર, નીદ્રા જતી રહેવાથી તેમને થતાં જાગરણને લીધે ચેહેરાનુ ફુગાઈ આવવુ; ડોળામાં રતાસનું બાઝવું, પાચનશકતી બગડવાથી લાગુ પડતી બદહજમી, વીગેરે પીડાઓથી ગમે એવી ખુબસુરતી, બદસુરત બની જાય છે. એ રીતે જોતાં, જીંદગીની તેમજ ખુબસુરતીની સત્યાનાસીના ફતેહમંદ ઇલાજો જેઓને હાથ કરવા હોય, તેઓ માટે આ રસ્તો સેહલ થઈ પડે છે. પણ જેઓ આ જ્ઞાંનથી બેખબર હોય છે, તેઓ અજાણતાં આવી જીંદગી ગુજારી ખરાબ અને ખુવાર થાય છે.

## સ્ત્રીનો ચેહેરો–તેણીનું સાંકળીયું !

એક ઘરડા બાપે, પરદેશ જવા નીકળેલા પોતાના નીરદોશ દીકરાને જતી વખતે કહ્યું:–' જા, પણ જેવું મોહોડું લેઇને તું જાય છે, તેવુંજ મોહોડું લેઈ તુ પાછો આવજે.'

એની મતલબ એજ, કે આદમીના કાર્યોના છાપ તેમના મોહોડાં ઉપર પડે છે. જ્યાં સુધી મનની હાલત કોઈ પણ જાતની ચળવળથી નીરાળી હોય છે, ત્યાં સુધી ચેહેરા ઉપર શાંતી અને ખુબસુરતી પ્રકાશી રહે છે, એ વાત ધ્યાંનમાં રાખવી ' નરવસ ' પ્રકૃતીની સ્ત્રીઓના ચેહેરાની ખુબસુરતી ઘડી ઘડીમાં બદલાય છે ! સબબ ? સબબ એજ કે એવી સ્ત્રીઓના મનની હાલતમાં તેમના નરવસપણાને લીધે, તેમના મન ઉપર ઘડી ઘડી જુદી જુદી અસરો થતી રહે છે, અને તેથી તેમના ચેહેરાની ઉપર ફેરફાર થતો રહે છે પરીણામમાં ખુબસુરતી ખરાબ થતી જાય છે. એ ઉપરાંત ખુબસુરતીની ખરાબીનાં નીચલાં કારણો ભુલી જવાં જોઇતાં નથી. ૧, ખરાબ ખોરાક. ૨, ઉંઘનું

ઉડી જવું. ૩, ચાલુ ચિંતા. ૪, ચાલુ ઈન્તેજારી. ૫, ચાલુ ગમગીની, અને ૬, દીલ ઉસ્કેરાય એવા મનના જુસ્સા, વીગેરે. સ્ત્રીઓમાં દીલગીરી, ફીકર, ચિંતા, વીગેરે જુસ્સા જો ચાલુ ઉભરી નીકળતા હોય, તો તેથી તેમના ચેહેરાની ચાંમડીનો રંગ ઝાંખો મારતો જાય છે. મનના જુસ્સાની અસર ચેહેરા ઉપર ગજબ કરે છે. ખાસ કરી ગમગીનીનો જુસ્સો, સ્ત્રીની ખુબસુરતીની સર્વથી વધારે ખરાબી કરનારો છે કોઇ વખત એ જુસ્સાની અસરથી ચાંમડીને લાગુ પડતું ' ઇમ્પેટીગો ' નામનું દરદ ફુટી નીકળે છે, એમ પ્રો૦ બોઇડ લેનાર્ડ જણાવે છે.

## સ્ત્રીના ચેહેરાની બંને બાજુમાં સમાયલો ભેદ.

### ( એક અજાયબ શોધ. )

કેટલીક વાર સ્ત્રીની ખુબસુરતી વીચીત્ર રૂપ ધારણ કરે છે. કેટલીક સ્ત્રીઓને તેમના ઘરની અંદર સાદાં કપડાંમા જોઈ હોય, તેના કરતાં ઘરની બાહાર તેઓ વધારે ખુબસુરત દેખાય છે. એમાં ખાસ નવાઈ જેવું કાંઇ લાગતુ નથી, કેમકે બાહાર જવાનો સ્ત્રીનો પહેરવેશ અને સણગાર વધારે શોભાયમાંન હોય છે. પણ બીજા હાથ ઉપર કેટલીક સ્ત્રીઓ પોતાના ઘરમાં સાદા પોશાકમાં જેટલી સુંદર અને સોહામણી લાગે છે, તેટલી તેઓ ઘરની બાહાર સારા પેહરવેશમાં સજજ થયલી હોવા છતાં મન આકર્ષિત લાગતી નથી ! વળી કેટલીક સ્ત્રીઓ એવી હોય છે, કે જેઓ સહવારના જેટલી સુંદર અને સોહાંમણી દીસે છે, તેટલી સુંદર તેઓ મધ્યાંન–બપોરને વખતે દેખાતી નથી. તેમજ બીજા હાથ ઉપર વળી કેટલીક એવીબીં સ્ત્રીઓ હોય છે, કે દીવસના કોઇબી વખતે તેઓ જેટલી ખુબસુરત દેખાય, તેના કરતાં રાતના અતી ઘણી ખુબસુરત નજરે પડે છે !

ખુબસુરતીની આ સઘળી અજાયબીઓ બેશક ઘણીજ વિચીત્ર

લાગે છે. પણ એથીબી વધારે બીજી અજાયબીઓ, તે વળી જુદાજ પ્રકારની છે. કેટલીક સ્ત્રીઓ તેમના ચેહેરાની ડાબી બાજુ તરફથી જોતાં જેટલી તેઓ ખુબસુરત દેખાય છે, તેટલી તેમને તેઓના ચેહેરાની જમણી બાજુ તરફથી જોતાં તેઓ સોહામણી લાગતી નથી. આવી બે રીતે ચેહેરાની ખુબસુરતી દેખાય છે, એવી શોધ પેહેલ વેહેલી ચીનાઓએ કરી હતી. આ વાતની સચાઇ એક ડજન ચેહેરાની તપાસ કીધાથી, ઝટ માલમ પડી જાય છે. વીલાતના પ્રસિદ્ધ ખેલાડીઓ, તેમજ સ્ત્રી-નાટકકારો, જાહેરમાં ગાનારીઓ અને એવાંજ બીજાંઓ, હમેશાં પોતાની જમણી બાજુ તરફ થોડી ઘણી વળાંણ લેઈ, પોતાના ચેહેરાની ડાબી બાજુને પોતાના જોનારાંઓ તેમજ સાંભલનારાંઓની નજર સાંમે રાખે છે.

## સ્ત્રીએ પોતાના ચેહેરાની જતન કેમ કરવી.

રોજની ખાધ ખોરાકીને ચેહરાની ખુબસુરતી સાથ ઘાડો સંબંધ હોય છે, એ બીના ભુલી જવી નહી. એક જાણકાર લેખક લખે છે કેઃ— *The face is literally made out of the food with which the stomach is supplied.* એટલા માટે ચેહેરાની જતન કરી ખુબસુરતીને સુધારવા માટે ખાન પાંનની ઉપર ખાસ ધ્યાંન રાખવું ઘટે છે. આ ખાંન પાંન વીશે લંબાંન ખુલાસો જીવનશાસ્ત્ર મધે થઇ ગયેલો છે, એટલે અતરે તે ફરી પ્રગટ કરવાની જરૂર નથી.

### SOME OPEN SECRETS

ચેહેરાની ચાંમડીની જતન કરવાના થોડાક ઇલાજો દરેક સ્ત્રીને જાણવા જોગ બાબદ ગણાય છે. ખાંન પાંનના ઇલાજો ઉપરાંત બીજા જે ઇલાજો, તે ચેહેરાની ચાંમડીને પાણી વડે ધોઇ યા અંઘોળથી સાફ રાખવાનો, તેમજ ખુલ્લી હવામાં ફરવા-હરવાની આદત ચાલુ રાખવાનો છે.

૧, પાંણી વીશે જાણવું, કે તે જો સોજું હોતુ નથી, તો તેથી ખીલ,

કે ખરૂજ થવાનો સંભવ રહે છે. જો પાણીમાં ખારનો ભાગ હોય છે, ( *hard-water,* ) તો તેથી ચેહેરાની ચાંમડી ખરબચડી થઇ જાય છે. અંઘોળના તેમજ મોહોડું ધોવાના કામમાં વરસાદનું પાણી સરવેથી વધારે સોજું અને સાફ ગણાય છે. ખારના ભાગવાલુ પાંણી કુવા કે ઝરામાંથી મળે છે. મોહોડું ધોવાનુ પાંણી અગર જો 'હાર્ડ' હોય, તો તેમાં પાંણીમાં થોડો 'બોરેક્સ' નાખ્યાથી, તે પાંણી મોહોડું ધોવા કે અંઘોળ કરવાને લાયક થઇ શકે છે.

૨. સાબુ હમેશાં સોજો વાપરવો. ફેશનેબલ સાબુ મઘમઘતા અને મોઘા હોય છે. વળી તે રંગીન પણ હોય છે. એવા સાબુ વાપરવાની ભલામણ થઈ શકતી નથી, કેમકે તેથી ચાંમડી ખરાબ થાય છે. સારા સાબુ તરીકે 'ગ્લીસરીન' કે 'કર્ડસોપ' વાપરવાની તાકીદ કરવામાં આવે છે.

૩. છેવટે યાદ રાખવું, કે જાગરણ કીધાથી ચેહેરાની ચાંમડી ઘણી ખરાબ થાય છે. જાગરણનો ઉતાર કરવા માટે દીવસના ઉંઘ કાહાડનારે ધ્યાંન રાખવું, કે તેમના ચેહેરાની ચાંમડીનો રંગ પીળાસ મારતો જાયછે.

## ચેહેરાની ચાંમડી સુધારવાનો ઇલાજ.

૪. ચેહેરાની ચાંમડી સુધારવા માટે 'ગંધકની ચાટણ' ઘણીકવાર અસરકારક ઇલાજ થઈ પડે છે. એ ચાટણ બનાવવાની રીત નીચે પ્રમાણે છે.

ગંધકના ફુલ ½ થી ૧ ડ્રામ
મધ સોજુ પુરતાં પ્રમાણમાં.

ગંધકના ફુલને ઇંગ્રેજીમાં Sulphur flower કહે છે. તેને સોજાં મધમાં મેળવી એકરસ કરી, ચાટણ બનાવી, દરરોજ સહવારના એક અઠવાડીયાં સુધી લેતાં રહેવું. એક અઠવાડીયું ચાલુ એ ચાટણ લીધા પછી, ત્રણ ચાર દીવસ ગાળો નાંખી, પાછુ રોજ એક અઠવાડીયું

એ ચાટણુ લેવી. એવી રીતે એ ચાટણુનો ઉપયોગ કીધાથી ચેહેરાની ચાંમડીમાં મોટો સુધારો થવા ઉપરાંત, ગધકની અસરથી નીચલા ફાએદા થાય છે.

## ગંધકના ગુણ અને તેની અસર.

ગંધકના ફુલ, મેદા જેવો બારીક પાઉડર હોય છે. રગે તે પીળો હોય છે. ૧, ગંધક મોટા પ્રમાણમાં લીધાથી, જુલાબ લાગે છે. ૨, ગંધકનો મલમ ચામડી ઉપર લગાડયાથી કીડ, ખરૂજ વિગેરે ચામડીને લાગુ પડતી કેટલીક જાતની પીડાકારીઓ સાજી થાય છે. ૩, ગધક દુધમાં પીધાથી છાતી ઉપરથી ખાંસીનો બલગમ સેહલાઇથી પડે છે. ૪, નાહનાં બચ્ચાંઓને પેટ સાફ આવવા માટે, તેમજ નબળા કોહાવાળાંઓને જુલાબ તરીકે ગધકના ફુલ આપવામાં આવે છે. જુલાબ તરીકે મોટી ઉમરના દરદીને અરધા ડ્રામથી એક ડ્રામ આપવામાં આવે છે. ગંધક લીધાથી લોહી માંહેલી મલીનતા પીસાબ તથા ચામડીને રસ્તે પસીના રૂપે બાહાર નીકળી જવાથી ચામડીમાં સુધારો થાય છે.

## ચેહેરાની ચામડી સુફેદ કરવાનો ઇલાજ.

ચેહેરાની ચામડી અગરજો ઢીલી પડી ગઇ હોય, તો બનતાં સુધી એવાં કોઇબી 'લોશંન' લગાડવાં નહી, કે જેમાં alum એટલે ફટકી, કે દારૂનાં અર્ક એટલે Spiritની મેળાવટ આવી હોય. જો કે શરૂઆતમાં એવાં લોશંનથી ચેહેરાની ચામડીને કાંઇક ગુણ થતો માલમ પડે છે. પણ તેનો ચાલુ ઉપયોગ કીધાથી ચામડી સુક્કી બની તતરવા માંડે છે, અને કરચલીઓ આવે છે. એવી દવાઓનો ઉપયોગ કરવા બદલ નીચલું ' લોશંન ' ચેહેરાની ચામડીને ઘણું ફાયદાકારક થઇ પડે છે. એ લોશંન લીંબુનો રસ અને ગ્લીસરીન બંને સાથે મેળવીને બનાવવું. એ લોશંન ચેહેરા ઉપર રોજ અંઘોળ કીધા પછી સારી રીતે રગડયાથી ચામડી ગોરી થાય છે, તથા નરમ અને સુંવાલી પણ બનતી જાય છે.

## ચેહેરાની ચામડીને લગાડવાના તેલ. Skin Food.

ચેહેરાની ખુબસુરતીમાં સુધારો કરનારી કેટલીક બનાવટોને જેમ સત્તાધીકારીઓ વખોડી કાહાડે છે, તેમ વળી કેટલીક બનાવટો માટે ખાસ ભલામણ પણ કરે છે. એવી ફાયદાકારક બનાવટોમાં ચોખાં ' ઓલીવ-ઑઇલ ' નું બનાવેલું 'કોલ્ડક્રીમ' એક જાણવા જોગ બનાવટ ગણાય છે. એ તેલ રોજ રાત્રે સુતી વખતે ચેહેરા ઉપર સારી રીતે માલીસ કીધાથી ઘણો સારો ફાયદો થાય છે. આ ઇલાજથી ચામડીને જોઇતો ખોરાક જેમ પુરો પડશે, તેમ ચેહેરો પણ ભરાવા માંડશે. આ તેલ સારી રીતે લગાડયા પછી કપડા વડે ચેહેરાને લુછી નાંખવું.

બીજા એક ઇલાજ તરીકે મીઠી બદામના તેલનો ઉપયોગ એજ પ્રમાણે કરવાની ભલામણ કરવામાં આવે છે. એ તેલ કદીબી ફુટકળીયા વેપારીઓ પાસેથી ન લેતાં, નજર સામે મીઠી બદામને યત્રમાં પીલાવી લેવુ. બદામના તેલમા મોટી ભેલસેલ હંમેશાં થતી હોવાથી, તે સ્વચ્છ હાલતમાં જવલેજ મળે છે. એજ કારણે બદાંમને નજર સામે પીલાવી તેનો ઉપયોગ ઉપર પ્રમાણે કરવાની ભલામણ કરવામાં આવે છે.

**લા૦ દુવાગીર.**

* * *

*D. M. P.*



# પત્ર ૨૬ મું.

---

## વશીકરણ વિદ્યા યાને મોહીની.

**FASCINATION.**



મુજ્ઞ વાંચક—

આદમીના મનને જીતી લેઈ તેને વશ કરી લેવું, એવી જે વિદ્યા તેને વશીકરણ યાને મોહીની કહે છે. આ દુનીયાઈ સંસારમાં, અનેક વાર વાંચકે બોલાતુ સાંભળ્યું હશે, કે અમુક પુરૂશને અમુક સ્ત્રીએ વશ કરી લીધો છે; યા તો અમુક સ્ત્રીની અમુક પુરૂશને મોહની લાગી છે! હવે એ મોહીની યાને વશીકરણ શું છે ? એ આ સ્ત્રીશાસ્ત્રમાં દાખલ કરવા જોગ એક વીષય છે, એમ સમજી એ વીશે કાંઈક ઉપરટપકેનો જાણવા જોગ ખુલાસો રજુ કરવો પડે છે.

મન હરી લેવાની આ અજાયબ શક્તી, દરેક સ્ત્રી તેમજ દરેક પુરૂશના અંતરમાં જન્મથી જ ઘર-કરી પડેલી હોય છે, પણ એવી શક્તી તેના અંતરમાં વસે છે, તેનુ તેને કદીબી ધ્યાંન કે ભાંન હોતું નથી. એ વીશે ખરૂં જોતાં તે બીલકુલ અજ્ઞાંન હોય છે. અગર જો ઘોડાને પોતાના શરીરમાં કેટલું બળ છે,તેનું તેને ભાંન હોય, તો કદીબી તે આદમીને તાબે થઈ રહે નહી! તેજ રીતે આદમીના અંતરમાં

વસ્તી આ શક્તી, તેના શરીરમાંહસ્તી ભોગવે છે એવું તે જો સમજી શકે, તો આદમી તેનો કેવી રીતે ઉપયોગ કરે, તેનો કાંઇક વીચાર કરવો પડે છે !

આ બાબદ ખાસ કરી ખુલાસા વાર ખુલ્લી થવી જોઇએ છે, કે જેઓ આ બાબદના પ્રયોગની ક્રીયાથી અજ્ઞાંન કે અજાણ હોય, તેઓ આ બાબદથી જાણીંતાં થઈ પોતાના અંગત લાભ જાળવી શકે. મનને વશ કરી લેવાની શક્તી જેમ માનસોમાં તેમજ જાનવરોમાં પણ હોય છે, એવુ સાબેત થઈ ચુકયુ છે. જો કે પોતાની અંદર આવી શકતી છે, એવુ તેમને સેહજબી ભાંન હોતુ નથી. જુદી જુદી જાતના જાનવરો જુદી જુદી રીતે પોતાની અંદર સમાયલી આ શક્તીનો ઉપયોગ કરતાં જણાયલાં છે.

## જાનવરો શા માટે વશીકરણ કરે છે?

એક તો મનની ઇચ્છા પ્રમાણે માદાને જીતી જવા માટે, અને બીજું, પોતાના શીકારને પોતાની મરજીને વશ કરી તેનો ભક્ષ કરવા માટે, જાનવરો પોતાના શીકારની ઉપર પોતાની આવી શક્તિનો ઉપયોગ કરે છે એવા થોડાક સત્તાધારી અવલોકન કરનારાઓએ રજુ કરેલા દાખલાની નોધ અતરે ટપકાવી લેવાની જરૂર છે.

## જાનવરો આદમીને કેવી રીતે વશ કરે છે.

કેટલાંક ઝનુની જાનવરોમાં આ શક્તી એટલી તો પ્રબળ હોય છે, કે આદમીઓ તેને જોતાંજ જડ થઈ જાય છે. એવા દાખલા સાધારણ જણાયલા છે, કે જયારે જંગલમાં એકાદ સીંહ કે વાઘ કોઇ આદમી સામે એકાએક આવી ઉભો રહે છે, ત્યારે આદમી એટલુ તો બળહીન બની જાય છે, કે પોતાનો જીવ બચાવવા તે મુખ્ત્યાર હોવા છતાં, તે ત્યાંથી નાહસી જઈ શકતું નથી, પણ જયાં તે હોય છે, ત્યાંજ જડ થઇ જાય છે; તેનાથી ચાલી શકાતું નહી હોય તેમ તે ત્યાંથી હાલી કે

ખસી શકતો નથી; તેનાં સઘળાં ગાત્રો ઢીલાં પડી જાય છે, અને તેની તેવી હાલતમાં પેલાં જાનવરનો તે શીકાર થઇ પડે છે.

## સાપની નજરમાં સમાયલું વશીકરણ !

પોતાની મુસાફરીનો હેવાલ લખતાં એક મુસાફર લખે છે કેઃ- એક વખત જંગલમાં ફરતાં તેની નજર એક ખીસકોલી ઉપર પડી. તે ખીસકોલી ચીસ પાડી ઝાડ ઉપર એમથી તેમ દોડયા કરતી હતી, અને તેના શરીર ઉપરના તમામ બાલ ઉભા થયલા દેખાતા હતા. આ ખીસકોલીની આવી દોડાદોડી જોઇ પેલો મુસાફર ઘણો અજબ થયો, અને પેલાં ઝાડની આસપાસ તે નજર કરી તપાસ કરવા લાગ્યો, તો તે ઝાડની હેઠળ આવેલા એક દરમાંથી, એક મોટો 'રેટલ સ્નેક' (ધુંઘરીયો સાંપ) પોતાનું ડોકું બાહાર કાહાડી પેલી ખીસકોલી તરફ ટીકીને જોતો તેને દેખાયો, અને પેલી ખીસકોલી તે સાંપને જોઇ, ધાસ્તી ખાઇ દોડાદોડી કરતી તેને માલમ પડી. પણ અંતે પેલી ખીસકોલી દોડાદોડી કરતાં થાકી ગઇ, અને સુસ્ત બની ઝાડ ઉપરથી પેલા સાંપની આગળ પડી. તેજ વખતે પેલો સાંપ તેનો ભક્ષ કરવા પોતાના દરમાંથી બાહાર નીકળ્યો, પણ તેવામાં એક ઘોડાની ગાડીનું ત્યાં આવવું થયું, અને તે ગાડીના ખડખડાટનો અવાજ થતાજ, પેલો સાપ પોતાનાં શીકારને ત્યાંજ પડતો નાંખી ચાલી ગયો, અને પેલી ખીસકોલીનો જીવ બચ્યો.

ધુંઘરીયા સાંપની આંખોમાં સમાયલી વશીકરણ શક્તીના કેટલાક દાખલા આપતાં, ડા૦ ગુડ નામનો અવલોકન કરતાં જણાવે છે, કે પંખી, ખીસકોલી, અને નાંહાનાં સસલાં, ધુંઘરીયા સાંપની નજરે પડતાંજ તેને વશ થઈ જાય છે, અને પોતાનો જીવ બચાવવાની મરજી હોવાં છતાં, તેઓ તેની નજર આગળથી નાહસી જવાને બદલે ચીસ પાડતાં, ધુજતાં, હાંફતાં, તે સાંપના મોંહોડાં તરફ ધીમે ધીમે ખેંચાઇને ઘસડાતાં જાય છે, અને અંતે જ્યારે તેઓ તેના મોંહોડાં આગળ જઈ પુગે છે, ત્યારે તે સાંપ તેમનો ભક્ષ કરે છે.

## ઝનુની જાનવરોને વશ કરનારા.

કુતરાં અને એવાંજ બીજાં ઝનુની જાનવરોને વશ કરવાની ખાસ શકતી કેટલાકો ધરાવે છે, એ વાત જાણીતી છે. તેમજ ઝનુની ઘોડાઓને વશ કરનારાઓની શકતીની કાહણીથી આપણ અજાણ્યાં નથી. લાપલૅન્ડના લુટારૂઓ, લોકોના જાન માલની ચોકી કરતા ઝનુની કુતરાઓને એવી તો અસરકારક રીતે વશ કરવા માટે જણાયલા છે, કે ગમે એવા ઝનુની કુતરાઓને તેઓ ગાય જેવા ગરીબ બનાવી, પોતાની શકતીના જોરે, તેમને એવા તો જેર કરી નાખે છે, કે તેઓ કાંઈ પણ શોર કરવાને બદલે ચુપ થઈ જાય છે, અને એવી રીતે લુહારૂઓ ફતેહમંદી સાથ લુટ ચલાવી સલામત નાહાસી જાય છે. જંગલી અને ઝનુની ઘોડાઓને વશ કરનારાઓની હકીકત, આ વાતને ટેકો આપે છે. જબરા ઝનુની ઘોડાઓને 'રેરી' નામના ઇંગ્રેજ, અરધા કલાકમાં વશ કરી, તેમને ગાય જેવા ગરીબ બનાવી તેમના ધણીના હાથમાં તેમની લગામ આપી ખાતરી કરી આપતો હતો.

### *વ્હિસ્પરઅર્સ. THE WHISPERERS.

ઝનુની ઘોડાને વશ કરનારાઓ, વ્હિસ્પરઅરને નામે અમેરીકામાં પોતાના કાંમ માટે વખણાઈ ગયા છે. નહી કાબુમા રહી શકે એવા, અને ખુંખાર ખવાસના કીમતી ઘોડાઓને જેર કરવાનું કાંમ એવા વ્હિસ્પરઅરને સોંપવામાં આવતુ હતુ. એ વ્હિસ્પરઅર એવા તુફાંની ઘોડાના તબેલામાં રાતના એકલો દાખલ થઈ, અંદરથી દરવાજો બંધ કરતો, અને આખી રાત તે તુફાંની ઘોડા સાથ તેના તબેલામાં કાહાડતો. તબેલામાં દાખલ થતાંજ પેલા તુફાંની ઘોડાની આગળ જઇ તે તેના કાંનમાં કાંઇક બોલતો, અને ઘોડાના કાંનમાં તેના શબ્દો પડતાંજ તે તેને વશ થઈ જતો હતો. સવારૂ પડતાંજ વ્હિસ્પરઅર પેલા ઘોડાને વગર લગામે પોતાની સાથે લેઈ બાહાર નીકળતો, અને તેના માલેકની ખાતરી

*Mental Fascination, W. W. ATKINSON.

કરી આપતો, કે તેનો ઝનુની ઘોડો એકજ રાતમાં ગાય જેવો ગરીબ થઇ ગયો છે.

## પુર્વ અને પશ્ચીમમાં વશીકરણ.

જાનવરોને જેર કરવાના એવા દાખલા ઘણા મળી આવે છે. એવા દાખલા અતરે લંબાવવાનું પડતુ મુકી મુળ બાબદની તપાસ હાથ ધરશું. આદમીના મનને વશ કરી લેવાનો હુંનર બહુ પુરાતન કાળમાં વટીક હસ્તી ભોગવતો હતો, એવું જણાય છે આજે પણ આફ્રીકાના ભીતરમાં વસ્તાં જંગલી લોકોમાં મનને વશ કરનારા લોકો વસે છે, જેઓ વૈદાંનો ધંધો કરી પોતાનું ગુજરાન કરે છે અમેરીકન ઇન્ડીયંનનોમાં પણ હજી એ ઇલમ કોઈ કોઈ જાણતા કહેવાય છે

'ઓરીયંન્ટલ રેસીસ' યાને પુર્વ તરફની પ્રજાની તવારીખ જોતાં માલમ પડે છે, કે આ ઇલમ, હજારો વરશ આગમજ પુર્વ તરફની પ્રજામાં ઘણોજ ફેલાયલો અને ઘણોજ જાણીતો હતો. પુર્વકાળમાં આ ઇલમને ઘણીજ અગત્યતા અપતી હતી એવુ જણાઈ આવે છે.

મેસમેરીઝમ, અને હિપ્નોટીઝમને નામે જે ઇલિમ પશ્ચીમમાં આજે જણાયલા છે, તે આગળા વખતમાં પુર્વ તરફની પ્રજાઓને સારી રીતે જાણીતા હતા એ ઇલિમની મદદથી તેઓ જે જે પરાક્રમો કરી ગયા છે, તેના જેવાં પરાક્રમો પશ્ચીમ તરફના વીદ્વાંનો હજી કરી શકતા નથી.

સાંમેવાલાના મનને વશ કરવાનો ઇલિમ, બહુ પુર્વકાળથી આપણા દેશની પ્રજાઓને જાણીતો હતો, એમ તવારીખ ઉપરથી જણાય છે. સામા ધણીના મનને વશ કરી તેનું દીલ જીતી લેવાની શકતી, એક યા બીજી રીતે આગળા વખતમાં લોકો અમલમાં મુકતા હતા. આજના સુધરેલા વખતમાં, પણ એ હુંનર, સુધરેલા, અર્ધ સુધરેલા, તેમજ જંગલી લોકો પોતપોતાની રીત પ્રમાણે અમલમાં મુકે છે.

## વશીકરણથી શું શું થાય છે!

આ વશીકરણના ઇલિમમાં આપણા દેશની અમુક સ્ત્રીઓનો મોટો ભાગ માને છે. અજ્ઞાંનોજ એ ઇલમનો લાભ લે છે, એમ આ અદના લખનારનો અનુભવ છે, એટલુજ નહીપણ સારી હાલતવાળાં, મધ્યમ સ્થીતીવાલાં. તેમજ કેળવાયલાં સ્ત્રી–પુરૂશો પણ વશીકરણ યાને મોહીની પાછળ, જર અને જીંદગીથી ખુવાર થયલાં અનુભવ્યાં છે.

વશીકરણની મદદ મેળવવા અજ્ઞાંનો બ્રાહ્મણ અને સેવરા સેવે છે, તેમજ તાવીજ અને પલીના બનાવી આપનાર હકીમોને ત્યાં પોતાની મતલબ મેળવવા સ્ત્રી તેમજ પુરૂષો એક સરખી રીતે આવતાં જતાં જણાયાં છે.

૧, સ્ત્રીઓ પોતાના ધણીને હાથમાં લેવા;

૨, માતાઓ પોતાના સપુતને બાયડીના ગુલામ થતા અટકાવવા;

૩, આશકો પોતાની ખુબસુરત સ્ત્રીઓના મન વશ કરી લેવા;

૪, દોલતમંદોની મેહરબાની મેળવવા,

૫, રાજા રજવાડાનુ મન જીતી લેઇ રાજમાં માનીતા થવા;

૬, વગવસીલાવાલાઓને હાથમાં લેવા;

૭, પરસ્ત્રીનું હરણ કરવા વીગેરે કાર્યો વશીકરણની મદદથી થઇ શકેછે.

## વશીકરણ કેમ થાય છે!

કોઇબી સ્ત્રી યા પુરૂશનું મન જીતી યા વશ કરી લેઈ તેણીને યા તેને પોતાની મરજી પ્રમાણેના કાંમ કરવાની ફરજ પાડવાની રીત, યા હુનરને વશીકરણ યાને મોહીની કહે છે. જો કે વશીકરણ અને મોહીનીનો અર્થ સામાન્ય મતલબ તપાસતાં એકજ થાય છે. ફરક બેમાં એટલોજ, કે અમુક માનસનું મન વશ કરી, પોતાની મરજી પ્રમાણેના ભલાં યા બુરાં કામો કરવાની તેને ફરજ પાડવી, એને વશીકરણ કહે છે, ત્યારે અમુક સ્ત્રીનું તેણીની ખુબસુરતી યા દોલતને ખાતર મન

જીતી લઇ, તેણીને પોતાને તાબે કરી પોતાની લેહ લગાડવી, એને મોહીની કહે છે.

એકાદ પુરૂશ કોઇ ખુબસુરત સ્ત્રીને જોતાંજ તેણી ઉપર તે મોહી પડે છે, યા એકાદ સુંદરી કોઇ ખુબસુરત પુરૂશને જોતાંજ તેણીને તેની લેહ લાગે છે, ત્યારે સાધારણ રીતે બોલાય છે, કે 'મોહીની લાગી' છે! તેમજ એકાદ આદમી કોઇના કેહ્યા પ્રમાણે જોખમભર્યા કાંમો તાબેદારીથી બજાવે છે, અને કાંઇબી ભલુ યા બુરૂ કાંમ તેના ફરમાવ્યા પ્રમાણે તે કરતો રહે છે, ત્યારે સાધારણ રીતે કહેવાય છે, કે 'વશીકરણ' થયું છે? આ તકરારી ભાવાર્થ સાથ આપણને અતરે કાંમ નથી, એટલે એ અર્થ કે અનર્થની તકરાર પડતી મુકી આગળ ચાલશું.

## વશીકરણવાળુ આદમી કેવું હોય છે.

દરેક સ્ત્રી અને દરેક પુરૂશના અંતરમાં સાધારણ રીતે એવી અભીલાષા મોટે ભાગે હોય છે, કે તેઓ પોતાની તરફ બીજાઓનું ધ્યાંન ખેંચી શકે. પુરૂશોમાં જો એવી શકતી હોય, અને જો એ શકતીને તે અમલમાં મુકી જાણતો હોય, તો તે મોટો લાગવગ, મોટી દોલત, અને મોટી ફતેહ પોતાની મતલબ પ્રમાણે મેળવી શકે! સ્ત્રીમાં જો એવી શકતી હોય, અને તે જો એ શકતીને ખીલવી તેનો ઉપયોગ કરી જાણતી હોય, તો તે જાહેર તેમજ ખાંનગી સમાજમાં મોટી નામના, પોતાની ઇચ્છાનુસાર મેળવે છે, અને સર્વ મોટાંમાં તે મોટી બની આગેવાંન ભાગ ભજવે છે, તેમજ મરદો તરફથી મોટું સનમાન અને વાહા તે મેળવે છે. દરેક સ્ત્રી તેમજ પુરૂશના અંતરમાં આ શક્તી તેમની પ્રકૃતીના પ્રમાણમાં હોય છે, છતાં તેમને સેહજબી ખબર નહી હશે કે આ શક્તી તેમની અંદર છે.

તમારા અંતરમાં વસ્તી આ શકતીનું જોર જો પ્રબળ હોય છે, તો દરેક પળે તમો સાંમી બાજુના આદમીમાંથી તેની શકતીનો

કાંઇક ભાગ જેમ તમે મેળવી લેવો છો, તેમ તે પણ કાંઇક તમારી શકતીમાંથી મેળવે છે. આ શકતીની આવી રીતે અરસપરસની અદલાબદલી થાય છે, તેનું તમુને જરાબી ધ્યાંન કે ભાંન હોતું નથી. આવી પ્રબળ શકતીવાલો એક આદમી, એકાદ મેળાવડામાં લોકોનું ખાસ ધ્યાંન ખેંચી રહે છે. કોઇ તેની પીછાન કરવા ઈન્તેજાર બને છે, કોઈ તેનું નામ જાણવા ખંતી થાય છે, કોઇ તેને જોયા કરે છે, વીગેરે.

આ સઘળું અંતરના ભીતર અંદર સમાયલી પેલી અણદીઠ શક્તીના પ્રતાપ છે. એ શક્તીને કેવે નામે ઓળખાવવી, અને એને શુ નામ આપવું, તે બીલકુલ સમજ પડતુ નથી. તમારે ગમે તો, એને મોહીની કહો; અને ગમે તો વશીકરણ કહો! ગમે તો 'મેકનાટીસ' (મેગ્નેટીઝમ) કહો, ગમે તો વીરવિદ્યા કહો! કાંઈબી કહો, પણ આ અણદીઠ શકતી, જે આવાં અજાયબ પરાક્રમ કરી દેખાડે છે, અને જે દરેક સ્ત્રી પુરૂશ અંદર તેની પ્રકૃતીના પ્રમાણ પ્રમાણે વસે છે, તે શક્તીનો ઉપયોગ કેમ કરવો, અને તે શક્તીને કેવી રીતે ખીલવવી, તેમજ તેને કેવી રીતે કાબુમાં રાખવી, એ સર્વેનો જો અભ્યાસ કીધો હોય, તો તે વડે અનેક પરાક્રમો આદમી કરી શકે છે.

## વશીકરણની પ્રાથમીક અસર આદમી ઉપર કેવી થાય છે, તે જાણવાની રીત.

આવી જબરી અને જોરાવર શક્તીનો એક આદમી જો તમારાં મીત્ર મડળમાં હોય, તો તેની હાજરીથી તમારી ઉપર કેવી અસર થાય, તેનો જરા ખ્યાલ કરશો? એવાં એક આદમીની હાજરી તરફ પ્રથમમાં તમારૂં ધ્યાંન નહીં ખેચાયુ હોય, એ બીલકુલ બનવા જોગ છે. કેમકે એવી જોરાવર શક્તીના આદમી મીત્રમંડળમાં ઘણુંજ શાંત, અને ઘણુંજ ટેકમાં રહે છે. એવાં આદમીઓ જાહેર તેમજ ખાંનગી મીત્રમંડળમાં સેહજબી 'નરવસ' થતાં નથી, તેમજ તેઓ જરાબી બેચેન બનતાં નથી. પ્રથમમાં તમો એવાં આદમી તરફ બીલકુલ બેપરવા બનો છો, પણ

તે પછી તુરતજ તમારા અંતરમાં તે શખ્સ તરફ એકાએક કાંઇક એવી ખેંચાણની લાગણી ઉતપંન થાય છે, કે **'આ આદમીમાં કાંઈક છે!'** કાંઈક છે, એ ખરૂં; પણ એ '**કાંઈક**' શું છે, તે તમો જરાબી કહી કે કલ્પી શકતાં નથી. એ '**કાંઇક**' કયાં છે, અને એ '**કાઈક**' શું છે, તે તમો પોતે પણ સમજી શકતાં નથી! એવી કાંઈક ખેંચાણની લાગણી તમારી અંદર જાગરૂત થાય છે. એ લાગણી જાગરૂત થતાંજ, તમો પેલાં '**કાંઈક**' ની શોધ કરવા, તેના ચેહેરા ઉપર તમારી નજર દોડાવો છો. પણ ત્યાં પેલું '**કાંઇક**' તમુને કાંઇબી નજર પડતુ નથી. તેમજ તેની રીતભાત તપાસતાં, તેની બોલવા ચાલવાની ધપ છપ, તેમજ ચાલચલણુમાં પણ પેલાં '**કાંઇક**' નો સેહજબી પત્તો તમુને મળતો નથી. એટલું છતાં હજી તમુને '**કાંઈક**' તેનામાં દેખાય છે. અને તમે હવે એવું માની લેવો છો, કે તે 'કાંઈક' આ આદમી પોતે છે. જે આદમી થોડી મીનિટ આગમજ તમુને બીલકુલ અંજાણ્યો હતો, અને જેની તમો જરાબી દરકાર કરતા નહી હતા, તેજ આદમી હવે તમારૂં ધ્યાંન ખેંચી રહ્યો છે, અને તમો તેને મળવાની તેમજ ઓળખવાની તજવીજમાં પડો છો વશીકરણ કહો, યા મેકનાટીસ કહો, જેબી કહો તેની પ્રાથમીક અસર આદમી ઉપર આવી જ રીતે શરૂ થાય છે.

## વશીકરણની વ્યાખ્યા.

વશીકરણનો ઇંગ્રેજી શબ્દ જ્યાં સુધી હુ માનું છું ત્યાં સુધી, 'ફૅસીનેશન'–Fascination–કહેવાય છે. આ 'ફૅસીનેશન શબ્દની' વ્યાખ્યા; **'To act upon by some powerful or irresistible influence; to influence by an irresistible charm; to allure, or excite, irresistibly or powerfully; to charm, captivate, or attract powerfully; to influence the imagination, reason, or will of another, in an uncontrollable manner**

એ, અને એના જેવીજ બીજી વ્યાખ્યાઓ 'ફેસીનેશન' ની થાય છે. વશીકરણની વ્યાખ્યા પણ એવી જ છે.

## વશીકરણ કરવાની રીત.

વીદવાંનોએ સાબેત કીધુ છે, કે દરેક આદમીના મનના અંતરમાં, બે મુખ્ય શક્તીઓ હોય છે. એ શક્તીઓ (૧) મન્છા યાને Desire અને (૨) ઇચ્છા યાને Will છે. 'ડીઝાયર' અને 'વીલ' એ શબ્દો જે મતલબથી વીદવાંનોએ દરશાવ્યા છે, તેમના અર્થની ગરજ આ ગુજરાતી શબ્દોથી પુરેપુરી સરતી હોય એમ મને લાગતું નથી, માટે આ પત્રમાં એ બંને ઇંગ્રેજી શબ્દોનો જ આપણ ઉપયોગ કરશું.

**'ડીઝાયર' વાલી શક્તીમાં** એવા ગુણ હોય છે, કે સાંમેના આદમીને તે પોતા તરફ ખેંચે છે, લલચાવે છે, પુસલાવે છે. **'વીલ'વાલી શક્તીમાં** એવા ગુણ હોય છે, કે સાંમેના આદમીને તે ફરજ પાડે છે, જબરી કરે છે, હુકમ કરી જોર કરે છે, વીગેરે.

એક આદમીની 'ડીઝાયર' શક્તી જો બરોબર રીતે ખીલી હોય, તો તે શક્તી જેને ચાહે તેને પોતા તરફ ખેંચી શકે છે. બીજા હાથ ઉપર જઓએ પોતાની 'વીલ' શક્તીને ખીલવીને પોતાના કાબુમાં રાખી હોય, તો તે શકતીની મદદથી તે ચાહે તે કાંમ સાંમા ધણી પાસ જબરીથી કરાવી શકે છે.

## વશીકરણ કરનાર આદમી કેવું જોઇએ.

'વીલ' અને 'ડીઝાયર' (ઇચ્છા અને મન્છા) એ બંને શક્તીઓનો ઉપયોગ જેઓ વશીકરણ વીદ્યા મેળવવા ચાહતા હોય, તેઓને કરવો પડે છે. અને તેટલા માટે એ બને શક્તીઓને સંપૂર્ણ રીતે કાબુમાં રાખવી પડે છે. એટલું જ નહી, પણ આ વિદ્યાને સંપાદન કરનાર ધણીની અંદર કેટલાંક ખાસ લક્ષણ હોવાની જરૂર હોય છે. આ લક્ષણ મેળવવા માટે ઉમેદવારને તેનો અભ્યાસ કરવો પડે

છે. એ લક્ષણ મેળવ્યા પછીજ તેઓ પોતાની શક્તીને ખીલવી પોતાના કાબુમાં લેઈ શકે છે. કોઇબી સ્ત્રી યા પુરૂશ જો ચાહે તો પોતાની મજકુર શકતીઓને કાબુમાં લેઈ, આ હુન્નર તે સંપાદન કરી શકે છે. આ કાંમ પાર પાડનારે જાણવું જોઈએ કેઃ—

## વશીકરણ કરનારે પેહલાં શું કરવું જોઇએ.

૧—તેના શરીરનો બાંધો મજબુત, અને તંદરોસ્ત હોવો જોઈએ. જો કે નબળાં શરીરવાલાંઓ એ પ્રયોગનો અભ્યાસ કરે છે, અને તેમા તેઓ ફતેહ મેળવે છે, પણ એ ફતેહ તેમની જોરાવર 'વીલ' ( યાને ઇચ્છા ) શક્તીનેજ આભારી હોય છે

૨.—એવા પ્રયોગ કરનારે, પોતાના કાંમ ઉપર પુરેપુરો ભરૂસો અને વીસવાસ રાખવો ઘટે છે. અગર જો તે પોતે શકમંદ બનો કે મારો પ્રયોગ ફતેહમંદ નીવડશે નહી, તો તે કદીબી ફતેહ મેળવી શકશેજ નહીં એમ ખાતરી રાખવી. પોતાના પ્રયોગ ઉપર પુર્ણ ભરૂસો રાખ્યાથી જ તે ફાવશે, એમ ખાતરી રાખવી. સારાંશ તમારી 'ડીઝાયર' શક્તી ( મન્છાબળ ) ઉપર મુસ્તાક રહી ભરૂસો રાખો, અને તમારી 'ડીઝાયર' શક્તી અચુક છે એમ મનમાં માની લેઈ, સામેવાલાંઓના મન ઉપર તમારા પ્રયોગની અસરનો છાપ મારવાનું કામ શરૂ કરો.

૩—શાંત મને, અને કાંઇપણ ધાંધલ કે ધરપચ વગર પ્રયોગનું કામ હમેશ શરૂ કરવું. એવી રીતે પ્રયોગ શરૂ કીધાથી વધારે સારી અસર થવા માંડે છે.

૪—નિરદેહશત આદમી સર્વેથી વધારે ફતેહમંદ થાય છે. યાદ રાખવું કે દેહશત કે ધારતી રાખ્યાથી 'ડીઝાયર' શક્તીનો કોઇબી પ્રયોગ ફતેહમંદ ઉતરતો નથી.

૫—એકાગ્ર ચીતનું લક્ષણ સર્વથી વધારે અગત્યનું છે. એ એકાગ્ર-ચીતની આદત સર્વથી પેહલાં ખીલવવી ઘટે છે. એ વીના સઘળું વ્યર્થ છે. પ્રયોગ કરનારે એકાગ્ર ચીતે જો પોતાની 'વીલ' (યાને ઇચ્છા) સામા ધણીના મન ઉપર ઠસાવી હોય, તો પાંકર્યું કામ સેહજમાં થઈ જતું કહેવાય છે.

**સામા ધણીના ચીતને ખેંચી તેના મનને જીતી લેવાની રીત.**

એવી શક્તીવાલો કોઇ આદમી જ્યારે સામા આદમી ઉપર પોતાનો પ્રયોગ ચલાવવા માડે, અને તેવાં કોઇ આદમી તરફ તમારૂં ધ્યાંન ખેંચાય, ત્યારે તેની હીલચાલને તમોએ બારીકીથી તપાસવી જરૂરની છે. એવાં આદમીનો ચેહેરો તુરત જ તપાસવાની તજવીજ કરવી. યાદ રાખજો, કે તેના પ્રયોગની સર્વથી પેહેલી શરૂઆત, તેની આંખો કરે છે. તે શાંત રીતે અને શાંત મને, આગળ જણાવ્યા પ્રમાણે ત્રીજાં લક્ષણને અનુસરી તમુને જોતો રહે છે. તમે તેને બારીકીથી તપાસશો, તો માલમ પડશે કે તે તમુને ડોલા ફાડીને કે ડોલા ઘુરકીને જોતો નથી, પણ તેની જોવાની રીત બીલકુલ શાંત અને એકાગ્ર ચીતવાલી હોય છે. જરા વધારે તપાસી જોતાં માલમ પડશે, કે તે કાંઇ તમારી એક કે બને આંખોની અંદર ટીકી ટીકી જોતો નથી, પણ તમારી બને આખોની વચ્ચે તમારા નાકની દાંડી ઉપર તેની વચોવચમાં તે જુવે છે. એટલું છતાં તેની આવી ચાલ માટે ફરીયાદ કરવાનુ તમુને સેહજબી કારણ જણાતું નથી.

જરા વધારે. તમે ધ્યાંન રાખજો કે આ શખ્સ જયારે એવી રીતે પોતાની ' નજરમારી ' તમારાં મનની ઉપર પોતાનો કાબુ મેળવતો જાય છે, ત્યારે તેવે વખતે જો તમો તેની સાથ કાંઈ વાત કરો, યા તેને કાંઈ તમે સવાલ કરો, તો તે વખતે તે પોતાની ' નજરનો માર ' બીલકુલ બંધ કરે છે. બીજા બોલોમાં લખું, તો તે પોતાની નજર તમારી ઉપરથી ફેરવી નાંખી, તમારે મોહોડે તે કાંઈ સાંભળવા માંગે છે, અને તમારૂં બોલવું સાંભળી લેઈ તે પોતાની ' વીલ ' નું

જોર તમારી 'વીલ' ઉપર ચલાવવા પાછો પોતાની 'નજરનો માર' ચાલુ કરે છે. જ્યારેથી તે તમારી સાથ વાત કરે છે, ત્યારે તે ઘણીજ સભ્યતા અને માયા સાથે કુશળતાભરી ચાલાકીથી તમારી બને આંખોની બરોબર વચે, નાકના થડમાં જોતો રહે છે. તે બોલવા ચાલવામાં નમાનો હોવાથી, તમારા મન ઉપર આ 'નજરના મારા' થી ઝટ છાપ મારી શકે છે.

બેહન, કુદરતનો આ કાયદો છે, અને તે જાણીતી બીના છે, કે એક 'પૉઝીટીવ શક્તી' નું આદમી એક 'નેગેટીવ શક્તી' વાલાં આદમી ઉપર સેહેલથી અસર કરી શકે છે. એક નેગેટીવ શક્તીવાલું આદમી પોતાની શક્તીનો કેટલોક ભાગ 'પૉઝીટીવ શક્તી' વાલાંને આપતું જાય છે. ધ્યાંન રાખજો કે મામલો જ્યારે આ તબકકે આવી અટકે છે, ત્યારે એક પૉઝીટીવ શક્તીવાલાનો દરેક શબ્દ તમુને વજુદ ભરેલો લાગે છે.

પણ આ નજરના ખેલની વાત, એટલી જલદી ખતમ થવી જોઇતી નહી હતી. હજી ઘણું જાણવાનું છે, છતાં તે અતરે નોંધવામાં લાભ કરતા ગેરલાભ વધારે થશે, એમ હું ધારૂં છું. અને આ નજરના મારનું સેવટ ! ટુકમાં જાણો, કે આ 'નજરના મારનું' સેવટ એ આવે છે, કે જ્યારે તે શખ્સ તમારીથી છુટો પડે છે, યા તે તમારી રજા લેઇને જાય છે, ત્યારે તમુને તેના ગયા પછી તુરત જ તેનું સ્મરણ થાય છે. તેના ગયા પછી તમો તેને તમારી સામે ઉભો રેહલો જોવા, અને તેની સાથ તમો પાછી કાંઈ વાતો કરવા માગતાં હોવો, એવી લાગણી તમારાં મનમાં પ્રગટ થવા માંડે છે. તમે મનમાં બબડવા લાગો છો કેઃ—

" ચચચચચ ! એ ચાલી કાં ગયો ! જરા વધારે વખત ઉભો રહ્યો હોત તો કેવું સારૂં ? જરા વધારે ઉભો રહેત, તો જરા વધારે વાત થાતે ! એ ફરીથી મળે તો......

આ પેહેલી મુલાકાતનો પેહેલો ખેલ છે. વશીકરણ કળાનો છાપ તમારા મન ઉપર અચુક પડી ચુકયો છે. સબબ ? સબબ, તમુને તેનો પડોસ યાને 'મોહીની' લાગી છે ! પણ સબર, એ વશીકરણ કે મોહીની કાંઇ એટલેથીજ અટકતી નથી. જો તેણે પોતાની શકતીનો માર તમારી ઉપર વધારે જોરથી અજમાવ્યો હોત, તો, તે પોતાની ઇચ્છાનું બળ ( will power ) તમારી ઉપર વધારે જોરમાં ચલાવતે, અને પરીણામમાં તમો તેની ઇચ્છાનુસાર શરણ થતે.

## વશીકરણ વિદ્યાનો પેહેલો પાઠ.

પણ જરા આસતે ! વાંચક મેહરબાંનોએ કદીબી એવો વીચાર નહી કરવો, કે આ 'નજરનો માર' મારવાનો અભ્યાસ કરી તેમાં કુશળતા મેળવી, એટલે આ મહાંન અને મુશ્કીલ હુંનર તેઓ સંપાદન કરી ચુકયાં ! એમ એકદંમ માની લેવાની જાહેલી કરવી નહી. એ હુનર એટલો જલદી હાસલ કરી શકાતો નથી. ખરી વાત છે, કે ઘણાંકો કેટલીક વાર એ હુંનર સેહલથી અને જલદીથી મેળવી શકે છે; પણ તેવાઓના અંતરમાં કેટલીક એવી ખાસીયતો અને એવાં લક્ષણ હોય છે, કે જેથી તેઓ એ હુંનર સેહલથી શીખીને મેળવી શકે છે. ધ્યાંન રાખવું, કે આ હુંનર વાંચ્યાથી યા વાંચીને અભ્યાસ કીધાથી જેટલો હાંસલ કરી શકાય છે, તેના કરતાં એકાદ સાચા અનુભવીની દેખરેખ અને બીનસ્વાર્થી મદદે વધારે સેહેલાઇથી હાંસલ થઇ શકે છે. વળી ધ્યાંન રાખવું કે આ હુંનરને હાંસલ કરવા આગમજ સર્વેથી પેહેલાં મનની કેટલીક શક્તીઓને સંપુર્ણ કાબુમાં લેઇ લેવી પડે છે. વશીકરણ વિદ્યાને હાંસલ કરવા માટે સર્વેથી પેહેલાં જે બે શકતી મેળવવી પડે છે, તેમાં (૧) એકાગ્ર ચીત ( Concentration ) અને (૨) મનોવાસના ( Desire ) ઉપર કાબુ છે.

આ બે શકતી ખીલવ્યા પછી વશીકરણ વિદ્યાના મજકુર અભ્યાસની શરૂઆત થાય છે. એ શરૂઆત, 'નજરનો માર' યાને 'Central Gaze' થી થાય છે.

આ પુસ્તકમાં એ સઘળું દરશાવી શકાય તેમ નથી. વળી તેમાં કેટલાક જોખમ પણ સમાયલા ધારવામાં આવે છે. તોપણ જેઓ વશીકરણ વિદ્યાના ભેદથી અંજાણ હોવાને લીધે મંતર, અને જંતરમાં વીશ્વાસ રાખી પૈસે ટકે તેમજ હુરમત ઇજતથી ખરાબ થઇ લુચ્ચાઓને હાથે ઠગાઈ જાય છે, તેમની બહેતરી માટે આ જંતર મંતરનો ઢોંગ ખુલ્લો કરવો હું વાજબી સમજુંછું.

## હિન્દુસ્થાંનમાં વશીકરણ કરવાની રીતો.

આપણા દેશમાં વશીકરણ કરનારાઓ ભોલાં સ્ત્રી પુરૂશોને એક સરખી રીતે ભમાવી પૈસા કહડાવે છે ! કોઈ વાર ચીઠ્ઠી દોરા, તો કોઈ વાર મંતરની જપ કરવાના બહાંના બનાવી પૈસા કહાડવવામાં આવે છે ! કોઇ વાર જેને વશ કરવું હોય તેને અમુક લખાણવાલું તાવીજ પાંણીમાં, દુધમાં, કે પીવાની કોઇ વસ્તુમાં ધોઇને પાવાનું ફરમાવી, પૈસા કહડાવે છે ! કોઇ વાર અમુક લખાંણુવાલાં તાવીજની ઉપર–કાળા રંગનો દોરો લપેટી લઇ તેનો કાકરો (પલીતો) બનાવી, તે કાકરો મોગરાં યા ચંબેલીના જેવાં કોઈ સુગંધી તેલમાં રોજ રાતના બાળવા ફરમાવી, દરેક એવા કાકરા (પલીતા) ની મોટી રકમ પડાવે છે, કોઈકવાર વશ કરાવનારની બાજુ ઉપર અમુક લખાંણુવાલું તાવીજ બંધાવે છે, તો કોઇકવાર સુફેદ કોરીની રકાબી ઉપર અમુક તાવીજ કેસરના પાંણીથી લખી આપી, વશ થનારને પાંણી, દુધ, કે ચાહામાં તે લખાંનવાળી રકાબીઓમાંથી, રોજ બે યા ત્રણ રકાબી ધોઇને પાવા જણાવે છે ! આ સઘળા પ્રયોગ લાંબી મુદત સુધી ચાલુ રહે છે, અને ગરજવંત આદમીઓએ પ્રયોગ મોટા ખરચે અજમાવતાં રહે છે. છેવટે જ્યારે પૈસા ખુટે છે ! છે, અને ખીસાં ખાલી થાય છે, ત્યારે તેઓ નિરાશ થઈ ખુંણે પડે છે. સેવટ એકજ આવે છે. અને તે એજ કે તેઓ પોતાના આ ભેદની વાત કોઈ આગળ જોહેર કરી શકતાં નથી, સબબ તેમ

કરતાં તેઓ મોટી બેઇજતી અને નાલેસીમાં આવી પડે છે. પરીણાંમમાં પૈસા ખરચી મુર્ખ-બને છે.

## વશીકરણ. મંતર અને ઇસમ જપી કેમ ફતેહ મેળવવી.

આ વશીકરણ વીદ્યામાં ફતેહ મેળવવા માટે આગળ જણાવેલા કહેવાતા ઇલ્લાજો ઉપરાંત, બહુ પુર્વકાળમાં 'મંતર' અને 'ઇસમ' નો ઉપયોગ થતો હતો. આ મંતર તેમજ ઇસમની બાબદો અતરે જાહેર કરી વેહમીઓની 'વેગરીસ' ને વધારવાની કે ઉસ્કેરવાની હું જરૂર જોતો નથી; પણ એવાં મંતરની જપ અને ઇસિમની તપની અંદર પણ કાંઈક ફતેહ જેવું સમાયલું જણાયું છે. આ એકરારથી વાંચકે કદીબી મંતર કે ઇસમ તરફ ચતરાઇ કે દોરવાઇ જવું નહી, પણ એ મંતર પ્રયોગની અંદર સમાયલો ખરો ભેદ એકજ છે, અને તે એ છે કે અગર જો એવા મંતર પ્રયોગથી ધારેલું કાંમ પાર પડતું, તો તે પ્રયોગ કરનારની '**ઈચ્છાબળ**' નુંજ પરીણામ ગણાતું હતું. એ રીતે જયારે પ્રયોગ ફતેહમંદ નીવડતો તો તેનું સઘળું માન, 'મંતર' કે 'ઇસમ' ને મળતુ અને 'ઇચ્છાબળ' ને કોઈ પણ ગણકારતું ન હોતું. એક *અનુભવી વિદ્વાંન એ વીશે લખે છે કે:—

**" And among the dim records of the ancient mysteries that have come down to us from ancient India, Egypt, Persia, Chaldea, Babylon Greece and Rome, and the other old centres of civilization and culture, we may always find the underlying principles of the existence of some mighty force connected with the human Mind–or more particularly, the Will–that was at the bottom of the mysteries, and magic, and miracles. Back of all the ceremonies, rites, and incata-**

---

*** The Secret of Mental Magic, By WILLIAM WALKER ATKINSON.**

tions was the esoteric idea that the Will was the real force employed under the mask of incantation and rites assumed to impress the imaginations and minds of the populace. Back of the amulet and charm was the working of the Will of the person wearing them, which was called into effect by the Faith or Imagination ( a real power and not a fancy as many believe ) of the man ignorant of the real force."

એ રીતે પુર્વકાળમાં, તેમજ હાલમાં, મતર અને ઇસિમના શબ્દો, રાતો દીન એકાગ્ર ચીતે જપી મનની મુરાદો પાર પાડવામાં આવતી; પણ એ ફતેહમંદ પરીણામ તો ફક્ત ' ઇચ્છાબળ 'નું પરીણામ હતું. ઉપલો ઈંગ્રેજી ફકરો આ ભેદનો ભરમ સંપુર્ણ ખુલ્લો કરે છે, એટલે હવે એ વીશે વધુ લખવાની જરૂર જણાતી નથી. જાણવાનુ જે કાંઈ છે તે એટલુંજ કે ' ઇચ્છાબળ '–Will Power–ને કેળવી, ખીલવી, તેને પોતાના કાબુમે રાખવું. ઇચ્છાબળને કાબુમાં રાખવા માટે એકાગ્ર ચીત અને મનોવાસના ઉપર અમલ ચલાવવો.

## શરીરમાં ' મૅગ્નૅટીઝમ ' નો વધારો કરવાની રીત.

એકાગ્રચીત (Concentration) અને મનોવાસના (Desire) ને કાબુમાં રાખવાની આદત પડયા પછી, પ્રયોગ કરનાર પોતાને મળેલી આ નવી શક્તીથી આપ મેળે તુરતજ જાણીતો થાય છે. પેહલાં તો તેના અંતરમાં ભરૂસો અને સ્વમાન પ્રગટે છે. પોતાની મનોવાસનાને પોતાના અંતરમાં દાબી દેવાની તેને આદત પડયાથી તેના શારીરીક તેમજ માનસિક બળમાં કાંઇક વધારો થયેલો તે અનુભવે છે. તેની આંખ્યોનો ચલકાટ વધે છે; તે સામા ધણીને દીપાયમાન લાગે છે; તે નિરદેહશત દેખાવવાલું આદમી હોય એમ સર્વેને જણાય છે; અને સર્વેનું તેના તરફ ધ્યાંન ખેંચાય એવું તેનામાં 'કાંઇક' લોકોની નજરે પડેછે. ટુંકમાં તેનામાં ' મૅકનાટીસ ' નું બળ પ્રગટે છે, જેથી આકૃષણ થવા

માંડે છે. ધ્યાન રાખજો કે આ સઘળું તમોએ કેવી રીતે મેળવ્યુ છે. તમારી સઘળી મનોવાસના ( Desire ) ને કાબુમાં રાખવાની આદત ખીલવ્યાથી, તેમજ તમારા મનને એકાગ્ર રાખી, તમારાં 'ઇચ્છાબળને' તમોએ તમારા કાબુમાં લીધાથી તમો એ સઘળુ મેળવી શકયા છો. હવે તમે એકદમ આગળ વધી શકશો, કેમકે તમોએ તમારા માટે એક સરળ રસ્તો મેળવ્યો છે.

## નજરદ્રષ્ટિ યાને આંખોને મૅગ્નેટીક બનાવવાની રીત.

### ચીત્ર સાથે

એક વખત તમારૂં શારીરીક અને માનસિક બળ, ઉપર જણાવ્યા પ્રમાણે તમે ખીલવ્યું, એટલે તમારી શારીરીક તેમજ માનસિક વીજળીનું પ્રમાણ પણ વધેલુ જાણવું. પરીણામમાં તમે 'પૉઝીટીવ' ગુણ વાલી વીજળીક શકતી ધરાવતાં થાવો છો આ 'પૉઝીટીવ' અને 'નૅગીટીવ' વીજળી માટે સ્ત્રી—નરપણવાલાં મારાં પુસ્તકમાં મે લંબાંનથી ચીત્રયુક્ત સમજણ આપેલી છે, એટલે અતરે તે ફરી લખવું જરૂરનું નથી આ 'પૉઝીટીવ' શકતીના બળથી તમો કાંઇક કરી શકવાને લાયક થયા છો. 'નૅગીટીવ' શકતીવાલાઓને તમારી આંખો આ વીજળીક પ્રવાહથી ચકચકી રહેતી દેખાય છે. તેઓ તમુને જોતાંજ તમારી તરફ ખેંચાય છે. તમારી અંદર એવું 'કાંઇક' શુ છે, તે તેઓ સમજી કે જોઇ શકતાં નથી. હવે આ વીજળીક શકતીને કાંઇક કાંમે લગાડવાની તમારે તજવીજ કરવી ઘટે છે.

આવી શકતીવાલી આંખોના પરાક્રમથી આપણ અજાણ્યા નથી. આ પત્રની શરૂઆતમાં જાનવરોના બાબમાં આપણ જોઈ ગયાં છીએ, કે તેમની આંખોની આવી આકર્ષણ શકતીને લીધેજ તેઓ પોતાના શીકારને બળહીન બનાવી તેમનો ભક્ષ કરતાં હતાં. માનસજાતમાં પણ એવી શકતીના કેટલાક નોંધાયા દાખલા જણાયલા છે. આંખોની મોહીની ન્યારી છે. આંખો મારફતે સાંમા ધણીનું દીલ ખેંચાય છે, એ બીના

પુર્વકાળથી ચતુર સ્ત્રીઓને જાણીતી છે. એજ સબબને લીધે સ્ત્રીઓ આંખમાં અંજન લગાડી પોતાની આંખોને વધારે તેજદાર અને ભભુકભરી બનાવતી હોય, એમ મનાય છે. આંખોમાં અંજન લગાડવાની રીત બહુ પુર્વકાળથી પુર્વના મુલકમાં ચાલતી આવી છે. કાળું અંજન આંખોમાં લગાડયાથી આંખો વધારે દીપી નીકળે છે, અને પરીણામમાં એવી સ્ત્રી તરફ જોનારાંઓનું વધારે ધ્યાંન ખેંચાય છે.

## આંખોમાંથી નીકળતી વીજળી.

આદમીની આંખો તેના મનનો વીજળીક પ્રવાહ બાહાર કાહાડવાનો ગોયા દરવાજો છે. એ દરવાજો અતી ઘણો નાંહનો, એક દાળના દાંણા જેટલો રહે છે. તમે તે જાણો છો? તમે એ દરવાજાને આંખની પુતલીને નામે ઓળખો છો. ઈંગ્રેજીમાં એ દરવાજો પ્યુપીલ (pupil) ને નામે જણાયલો છે. એ દરવાજાને આદમીના મગજ સાથ પરભારો સંબંધ છે. લંબાંન કીધા વગર કહેવા માગુંછું, કે મન અંદર મજકુર વીજળીક પ્રવાહ જેવો પ્રગટ થાય છે, તેવો તે આ દરવાજા મારફતે બાહાર પડે છે. હવે એ વીજળીના પ્રવાહનો અગર જો તમો કુદરતના કાયદાને અનુસરતો કાંઇક ઉપયોગ કરો નહી, તો તે પ્રવાહ ફોકત જાય છે, અને જો તમો તેનો કાયદાસર ઉપયોગ કરી જાણુતા હોવો, તો તે કાંમ લાગી શકે છે. એ કાયદો શું છે, તે તમે જાણોછો?

આવી રીતે આંખોની પુતલીમાંથી નીકળતી વીજળી એક સ્ત્રીની ખુબસુરતીમાં વધારો કરે છે. ઈંગ્રેજ સ્ત્રીઓ આ વાતથી અજાણી નથી. અમેરીકામાં તેમજ યુરપના કેટલાક દેશોમાં ઈંગ્રેજ સ્ત્રીઓ, જ્યારે કોઇ મોટા મેળાવડામાં જાય છે, ત્યારે તેવા દમામદાર મેળાવડામાં તેમની તરફ રખે લોકોનું ધ્યાંન જોઇએ તેટલું ખેંચાય નહી એવું ધારી, તેઓ પોતાની આંખોમાં અમુક* દવાના એકાદ બે ટીપાં સણગાર કરી નાખે

* આ દવાનું નામ અતરે લખવાની જરૂર નથી, કેમકે અજ્ઞાંનોના હાથમાં તે ભારે નુકસાંન કરે એવી ચીજ છે. કરતા.

છે, જેથી આ ' પ્યુપીલ ' યાને આંખો માંહેલી પુતલીઓ વધારે પોહોળી થાય છે, અને પરીણામમાં વીજળીક પ્રવાહ રાબેતા કરતાં વધારે મોટાં પ્રમાણમાં નીકળવા માંડે છે, અને એ રીતે તેઓ ખેંચાનકારક બને છે.

પૉઝીટીવ, વીજળીના ગુણ અને તેની ખાસીયતથી તમો જાણીતાં છો. એવી શકતી અને ગુણવાલી વીજળી તમો તમારા શરીરમાં કુદરતના કાયદા પ્રમાણે પ્રગટ કરી શકયાં છો. તમારે એ શકતીનો હવે કેમ ઉપયોગ કરવો ? યાદ રાખજો, કે જે એ શકતી તમે મહા મેહનતે મેળવી છે, તે જીદગીમાં સર્વ કોઇ મેળવી શકતું નથી. નિર-ધન્યાંને મન તે એક મોટા ખજાનાની ખાંન સમાન છે. પણ એ ખજા-નાનો સદ ઉપયોગ કરવામાં જેટલો લાભ સમાયલો છે, તેટલોજ એનો ખરાબ ઉપયોગ કરવામાં જીંદગીની હાંણી સમજવી ! તે સઘળું અનરે દરશાવી શકાતું નથી.

એ શકતીનો કેમ ઉપયોગ કરશો ? એ સવાલ મુખ્ય છે. જરા સાંમેનું ચીત્ર જોશો ? એ ચીત્ર જોશો તો આ સવાલનો જવાબ મારે લંબાનથી આપવો પડશે નહી એ ચીત્ર તમારી મુસ્કેલીઓ અને તમારા સંદેહ દુર કરશે. સાંભલો. એકાગ્રપણું અને મનોવાસનાને કાબુમાં લેવાની ટેવ સંપાદન કીધા પછી

## નજરથી સાંમા ધણીને વશ કરવાના પ્રયોગની ' પ્રેકટીસ ' કેમ કરવી. ( ચીત્ર સાથ. )

ચીત્રમાં દેખાડયા પ્રમાણે, એક આરસીને એક ટેબલ ઉપર ગોઠવી, તે આરસી સાંમે મોહોડું કરી તમારે સુમારે બે ફીટ છેટે ઉભું રહેવું યા બેસવું. એ આરસીમાં જોઇ, તમોએ તમારી બંને આંખોની બરોબર વચ્ચોવચમાં નાકના થડ ઉપર, પેન્સીલ વડે એક ટીપકું પાડવું.

એ ટીપકું તમુને ઘણુજ કામ લાગશે. એ ટીપકું પાડી, આરસી સાંમે બે ફીટને તફાવતે ચીત્રમાં દેખાડયા પ્રમાણે તમારે બેસવું, અને ખુબ ધ્યાંન લગાડી એકાગ્ર ચીતે, સ્થીર રહી, મજકુર ટીપકાં ઉપરજ આરસીની અંદર જોઈ ટીકયા કરવુ. મજકુર ટીપકા તરફ જોતાં મેહજબી હીલવું નહી. બનતા સુધી આંખ પણ મીંચવી નહી જો આંખમીચવીજ પડે, તો આંખ મીચવાને બદલે આંખના ટોપચાંને સેહજ ઉંચે હીલવવાં, એટલે આંખ મીંચવાની જરૂર પડશે નહી. એવી રીતે રોજ પંદર મીનીટ ચાલુ પ્રેકટીસ કરવી. શરૂઆતમાં એવી રીતે પાંચ મીનીટ પણ બેસી શકાશે નહી, પણ જેઓને આ શકતી ખીલવવી હોય, તેઓ ખંતી થઈ જો આ પ્રેકટીસ ચાલુ રાખશે, તો અંતે તે ફતેહમંદ નીવડશે.

## વશીકરણ પ્રયોગની પ્રેકટીસનો અભ્યાસ સેહલથી કરવાની રીત.

વાંચક મેહરબાંને ઉપરની સુચનાઓ વાચી ગભરાવુ નહી. આ પ્રેકટીસનો અભ્યાસ કેવી રીતે સેહલ થઈ પડે, તે હવે હુ સુચવુછું.

૧—આ પ્રેકટીસના અભ્યાસ માટે સર્વથી વધારે સરસ વખત, સહવારનો છે. સબબ? સબબ કે સહવારના પોહોરમાં મગજ તેમજ શરીર બીલકુલ તાજગીભરી હાલતમાં હોય છે, અને તે બીલકુલ શાંત હાલતમાં હોવાથી, આ અભ્યાસને માટે લાયક સ્થીતીમાં હોય છે.

૨.—શરૂઆતથીજ પંદર મીનીટ આ પ્રેકટીસનો અભ્યાસ કરવાની જરૂર નથી. શરૂઆતમાં રોજ પાંચ મીનીટ પ્રેકટીસ કરવી, અને રફતે રફતે પાછળથી રોજ એક એક મીનીટ વધારે બેસવાની તજવીજ કરતાં રહેવું. એવી રીતે પંદર મીનીટ સુધી પ્રેકટીસનો વખત વધાર્યો જવું, અને જ્યારે અભ્યાસીને

## આંખોને 'મૅગ્નેટીક' બનાવવાની રીત



માનસીક વીજળીનુ બળ શરીરમા વધારવાની હાલના જમાનાની રીત

માલમ પડે, કે પંદર મીનીટ સુધી શાંત હાલતે એકાગ્ર ચીતે કાંઇબી હીલચાલ કીધા વગર પોતાની આંખો મીંચ્યા વગર બેસીને પેલાં ટીપકાં તરફ તે ટીકી શકે છે, ત્યાં સુધી એ પ્રેકટીસ ચાલુ રાખવી.

જ્યારે તમો તમારી પ્રેકટીસ પુરેપુરી કરી રેહશો, અને તમો તમારી નજર ઉપર આગળ જણાવ્યા પ્રમાણે કાબુ મેળવશો, ત્યારે બીજાઓની નબળી આંખો વચેનો તફાવત તમે તુરતજ જોઇ અને સમજી શકશો. આ શકતી મેળવ્યા પછી ગમે એવા દ્રઢ વીચાર અને હિંમતવાલાં આદમીની આંખોમાં જો તમે તમારી આંખો વડે જોશો, તો તમુને માલમ પડશે કે તે આદમી તમારી સાંમે જોઈ કે ટીકી શકશે નહી, અને તમારી નજર સાથ નજર મેળવવાને બદલે, તે પોતાની નજર ફેરવી નાખવાની તજવીજ કરશે.

કોઈ સવાલ કરશે, કે આ પ્રેકટીસ કરનાર આદમી જો ચશમો પેહડતું હોય, તો કેમ ? તેથી શું થયું ? તેથી પ્રેકટીસના પ્રયોગમાં કાંઇબી ફેર પડે એમ નથી. તેવા અભ્યાસીઓએ બનતાં સુધી પોતાની આંખોને વધારે ખેંચવી નહી, અને પોતાની સમજ શક્તીનો અકલ પસંદ ઉપયોગ કરી કાંમ લેવું.

ધારો કે આ શક્તી તમો પુરેપુરી ખીલવી શકયાં, તો તેથી તમુને શું લાભ થશે ? આ સવાલ જરા કઢંગો છે. મે પેહલ્લેથીજ કેહ્યું છે, કે આ શક્તીનો ઉપયોગ જેમ સ્વાર્થ તેમજ પરમાર્થ થકી થઇ શકે છે. એનો ઉપયોગ લાભ લેનારની મુનસફી ઉપર રહે છે. આવા સવાલનું ખંડન અતરે ન કરતાં મુળ બાબદ ઉપર હું વાંચકનુ હવે ધ્યાંન ખેંચું છું.

ધારો કે તમુને એક એવાં આદમીની મુલાકાતે જવું છે, કે જે સ્વભાવે તુંદ, અને સેહજમા રાજી ન થાય એવા ખવાસનો છે. આ શખ્સ પોતાની કોમનો માનીતો, પણ હઠીલા સ્વભાવ સાથ તોછડો છે.

એવા એક શખ્સ પાસે જો કાંઈ મેહરબાંની માંગવી હોય, તો સાધારણ શક્તીના આદમીથી તેની મેહરબાંની મેળવી શકાય, એ કેવળ ન બને એવું છે. આવા એક શખ્સને તમારી મજકુર વીજળીક શક્તીથી, તમો ઠેકાંણે લાવી શકોછો. કેવી રીતે ?

## વશીકરણની 'પ્રેકટીસ' અમલમાં મુકવાની રીત.

તમોએ મેળવેલી પ્રાથમીક બે સનદોના અનુભવ સાથ તમો આ આદમીની મુલાકાતે સીધારો ! તમો દૃઢ વીચાર સાથ તેની આગળ ધીમે અને શાંત મને જઈ, તેની બને આંખોની વચમાં અને નાકના થડમાં પેલી જાણીતી જગ્યા તરફ ટીકતા ઉભા રહો !

. જ્યારે તમે તેની સાથ વાત કરો, ત્યારે તેની આંખોની વચે એકાગ્ર ચીતે જોઈને વાત કરવી. ધ્યાંન રાખવું, કે તમે કાંઇબી બોલો તે એવી રીતે બોલવું, કે તમો પેલી જગ્યાને જાણે કાંઇ કેહતા હો, તે રીતે જોતાં જોતાંજ બોલવું. ડોલા ધુરકીને કે ડોલા ફાડીને જોવું નહી. શાંત મને અને શાંત ધપે વાત ચલાવવી અને તેની અસર શું થશે ? તુરતજ તે શખ્સ, બેચેન હોય તેમ તે પોતાની આંખો ફફડાવતો તમુને જણાશે ? પણ તમોએ તેને તેમ કરતો અટકાવવા વાતો ચલાવવી. તમે જ્યારેબી બોલો, ત્યારે તે તમારી તરફ જોય એવું કરવું. પણ તે જ્યારે કાંઈબી બોલે, ત્યારે તમોએ તમારી નજર તેની ઉપરથી ખેંચી લેવી. તે જ્યારે બોલે ત્યારે કદીબી તમોએ તેની આંખોમાં જોવું નહી. તે જ્યારે તમારી સાથ વાત કરવા માડે, ત્યારે તમોએ તેની આંખોમાં ન જોતાં, તેના કપડાં કે શરીરની ઉપર નજર કરવી, તેના પહેવેશને જોતા હોવો તેમ ડોલા કરવા, પણ તેની આંખો તરફ કદીબી નહી જોવું. તેનુ બોલવું મન સાથ સાંભલતા રહેવું, અને જેવો તે મુગો રહે, અને જેવું તમે તમારૂ બોલવું પાછું શરૂ કરો, તેવુંજ તમોએ તેની આંખોની વચ્ચે પેલાં ટીપકાંવાલી જગ્યા ઉપર ટીકી બોલવા માંડવું. આ સઘળું એવી રીતે કરવું, કે સામા ધણીને સેહજ પણ વેહમ કે સદેહ, તમારી

## નજરથી સામા ધણીને વશ કરવાનો પ્રયોગ.



એ પ્રેકટીસ કેમ કરવી, તે માટ વાંચો પાનુ ૨૮૯ 'મેગ્નેટીક'
આંખોમાંથી નીકળતા ગુપ્ત કીરણો, માટે વાંચો પાનુ ૨૯૩.

વર્તનુક ઉપર આવે નહી. તમામ શાંત મને, તમામ શાંત રીતે, અને સેહજબ્બી શક પડે નહી એવી રીતે એ પ્રયોગ કરવો.

અને આ મુલાકાતનુ પરીણુામ ? યાદ રાખજો, કે તમારી વાત ચીતનુ સેવટ ગમે તે આવે, પણુ પેલા તુમાખી શખ્સના મગજ ઉપર તમોએ મારેલા અચુક છાપને લીધે, તે તમુને એકદમ ભુલી જશે નહી. બીજી વખત તે તમુને મળવાની ખાએશ કરશે, અને બીજી મુલાકાત દરમ્યાંન તમારીથી તે વધારે રાજી થશે. જેમ જેમ તમારી નજર તેની ઉપર અમલ ચલાવતી જશે, તેમ તેમ તે તમારી સાથ વધારે ધાડા સંબંધમા આવી વધારે સ્નેહભર્યા સંબંધમા ગુચવાતો જશે, અને અંતે તે તમારી મરજીને આધીન થશે

**પ્રીય વાંચક,**

આવા પ્રયોગના અનેક અખતરા રજુ થઇ શકે, પરંતુ આ લખાંન અતરેજ ખતમ કરવું હું જરૂરનુ ધારૂછું. જરૂરનુ એટલાં માટે, કે આવા પ્રયોગો ગમે એવા કીમતી ગણાતા હોય, છતાં વાંચનારને તે ખાલી ચેટક લગાડશે, એવું મને મારા એક માનવંત મીત્ર જે હમણાજ મારી મુલાકાતે અચાનક આવી લાગ્યા છે, તે મારી પાસે બેસી મને ચેતવે છે. એઓ એક જાહેર લેખક છે, અને મારા સ્નેહી છે. એવનની તકરાર મને વજનદાર લાગે છે, અને તેથીજ એવનનો ઉપકાર માની આ પત્ર ખતમ કરૂછું.

## વશીકરણવાલી આંખોમાંથી, અને સાદી આંખોમાથી નીકળતાં ગુપ્ત કીરણો. ચીત્ર સાથ.

પણ ખતંમ કરવા આંગમજ આ મોહીની યા વશીકરણુની બાબદ, ‘નજરના માર’ વાલું જે નવું ચીત્ર મે રજુ કીધું છે, તે ઉપર વાંચકનુ હું ધ્યાંન ખેંચુછું. પીકચરને મથાલે, જે નાંહની આકૃતી આપી છે, તે ચીપી ચીપી જોશો તો આ ‘નજરના માર’, અને

'સાધારણ નજરના પ્રતીબીંબ' કેવી રીતે આપણી આંખોમાંથી નીકળી સામા ધણીને જુવે છે, તેની ઝટ સમજ પડશે.

**A.** વીજળીક સક્તીવાળી નજરનાં પ્રતીબીંબ યાને rays, કયાં મળે છે તે તપાસો. અને ત્યાર પછી

**B.** સાદી નજરના પ્રતીબીંબ યાને ray's કયાં મળે છે, તે જુવો. એ મા કેટલો ફરક ?

લા૦ દુવાગીર.

*  *  *

*D. H. P.*



પુસ્તક બીજું સમાપ્ત.

# પુસ્તક ત્રીજું.

## પત્ર ૨૭ મું.

### દરસ્તાંનના દરદો.

### DISORDERS OF MENSTRUATION.



માનવંત સખી,

સ્ત્રીજાતને લાગુ પડતાં ખાસ દરદો એટલાં બધાં તો હોય છે, કે તે સઘળાંને આ પુસ્તકમાં દાખલ કરવાં એ બની શકે એમ નથી. વળી તે ઉપરાંત તે સઘળાં દરદોની સારવાર ઘરગતુ ઇલાજેથી થઈ શકે, એમ પણ નથી. એટલાં માટે એ સઘળાં દરદોમાંથી સ્ત્રીજાતને લાગુ પડતાં અતી ઘણા સાધારણ દરદોનેજ ઓળખાવવાની તજવીજ આ પત્રમાં કરવા ધારી છે, અને તેની સાથ તેના ઘરગતું ઇલાજો પણ આપ્યા છે, જેથી જેઓને વૈદક મદદ કાંઇક સબબને લીધે મળી શકતી નહી હોય, તેમને તેનો ઉપયોગ કરવાને બની શકે.

#### પેટંન્ટ દવાનાં શોપાળાં.

આપણા દેશમાં રફતે રફતે વેલાતી પવન ફુંકવા લાગ્યો છે. આગળાં વરશોમાં સ્ત્રીજાતને લાગુ પડતાં દરદોની 'ખાસ દવા,' ફક્ત વેલાતના મુલકોનીજ 'પેટંન્ટ દવા' ના નાંમ હેઠળ વેચાતી હતી. એ

દવાની જાહેરખબરો એવી તો લલચાવનારી લખાઇને છપાતી હતી, કે કોઇબી દુઃખી દરદી સ્ત્રી તે વાંચતાંજ તેનો ઉપયોગ કરવા અચકાતી નહી હતી. આવી પેટંન્ટ દવાઓનો આગળાં વરશોમાં આપણા દેશમાં ખરેખર દુકાળ હતો! પણ હવે તે પવન આપના દેશના કેટલાકોને લાગુ પડયો છે, અને મરદોના તેમજ ઓરતોના 'ખાસ દરદો' ને માટે એવી દવાઓ ટોપલા ભરી બજારમાં વેચાવા લાગી છે. એ દવાથી કોણને લાભ થયો છે, અને કોણને નુકસાંન થયું છે, તે તપાસવાનું આપણું કાંમ નથી, પણ એવી દવાઓમાં શું શું દવાઇઓ વપડાય છે, અને એવી દવાઓના શોધકો અને બનાવનારા કેવા વીદ્વાંનો છે, તેની ખબર જાહેર પ્રજાને પડતી નથી, એ એક અજાયબી છે.

એ સઘળાં સાથ આપણને જરાબી લાગતું વલગતું નથી. વેલાતની પેટંન્ટ દવાઇઓથી જ્યારે વેલાંતનુ વૈદક મંડળ ત્રાસમાં પડયું, ત્યારે 'બ્રીટીશ મેડીકલ એસોસીએશને' સઘળી પેટંન્ટ દવાઓના ભોપાલાં ફોડવાનું કાંમ જાહેર પ્રજાના લાભાર્થે માથે લીધુ. બાહોશ રસાયણ શાસ્ત્રીઓએ લગભગ સઘળી વેલાતી પેટંન્ટ દવાની 'કેમીકલ એનાલીસીસ' કરી, તેમાં સમાયલી દવાઓના નામ અને પ્રમાણ શોધી કાહાડી, પ્રજાને જાહેર કીધાં, એટલુંજ નહી, પણ સસતાંમાં સસતી દવાઓ, લલચાવનારી જાહેરખબરો છપાવી દવા બનાવનારાઓ કેટલી મોઘી વેચતા હતા, અને ભોલાં દરદીઓ કેવાં ઠગાતાં હતાં, તેમને બચાવવા અસલ દવાની ખરી કીમત જાહેર કરી પ્રજાની સેવા બજાવી છે. જે કાંઈ વેલાતમાં બને છે, તેની નકળ આપણો દેશ પણ કરે છે, તો હવે એક વખત એવો બી આવશે કે 'બ્રીટીશ મેડીકલ એસોસીએશને' પ્રજાના ભલા માટે પેટંન્ટ દવાંના બાબમાં જે કાંઈ કીધું છે, તેની નકળ આપણા દેશના વિદ્વાનો પણ કરશે.

આ લખાનની મતલબ એટલીજ છે, કે કોઇબી બીમારી માટે

કોઈબી અજાણી દવાનો ઉપયોગ કરતાં વાંચકો અચકાય. સ્ત્રીજાતને લાગુ પડતાં ખાસ દરદો માટે બોલવાની જરૂર છે, કેમકે એવી દરદીઓ પોતાની ફરીયાદ બનતાં સુધી તબીબને જાહેર કરતાં લજવાય છે, અને ઘણીક વાર એવા દાખલાઓ જણાયલા છે, કે એવી ફોકટની લાજથી લજવાઈ સ્ત્રીઓએ ભળતા ઇલાજો અજમાવીપોતાની દેહની ખરાબી કરી છે. એવી સ્ત્રીઓ માટે આ પુસ્તકો અને આ ખુલાસો પ્રગટ કરવામાં આવ્યાં છે.

અબળાજાતીની આરોગ્યતા માટે નેમાયલા નીયમોનું ખંડણ અબળા પોતે પોતાની જવાંનીની શરૂઆતથીજ કરતી આવી છે, એમ આપણે અત્યાર આગમજ જોઇ લીધું છે. આ ટીકા કાંઈ અબળાજાતી માટેજ થઈ શકે એમ નથી. જબરી જાતીવાળાઓને યાને પુરૂશોને પણ એ ટીકા એક સરખી રીતે, આરોગ્યતાની ખરાબી કરવા માટે લાગુ પડી શકે છે. કુદરતના નીયમોને તોડવા માટે જેટલી શીક્ષા ઓરતને તેટલીજ મરદને પણ થાય છે. મરદોનો સવાલ જો પડતો મુકી સ્ત્રી જાતનો સવાલ હાથ ધરીએ, તો વગર અચકાવે કહી શકાય છે, કે ફીશીયારી ભરેલા પેહરવેશ, ખોટા શોખ, વીશઇ જીંદગી, અને ખાંનપાંન, એ સ્ત્રીજાતને લાગુ પડતાં નીચલાં દરદોના મોતેબર કારણ ગણાય છે.

દરસ્તાંન વીશે આગળાં પત્રમાં પુરતું લખાઇ ગયું છે. કમનસીએ સ્ત્રીજાતનો મોટો ભાગ એક યા બીજા કારણોને લીધે, દરસ્તાંનની કાંઇને કાંઇ પીડાકારી માટે ફરીયાદ કરતો જણાય છે. જાણવા જોગ વાત આ છે, કે દરસ્તાંનના કેટલાંક દરદો જેમ ચંલાવી લેવાય એવાં હોય છે, તેમ વળી કેટલાંક નહી ચલાવી લેવાય એવાં ગંભીર પણ હોય છે. કેટલીક દસ્તાંનની પીડાકારી એવી હોય છે, કે માસીક પ્રસંગ પુરો થતાંજ દરદી પોતાની ફરીયાદ ભુલી જઇ બેદરકાર બને છે, અને ઇલાજ કરવા કરાવવાની તે દરકાર કરતી નથી; પણ જ્યારે દુર બેસવાની મુદત શરૂ થવાનો વખત પાછો આવી લાગે છે, ત્યારેજ તેણીને ઇલાજ કરાવવાનું ભાંન આવે છે.

પણ વળી બીજા હાથ ઉપર દરસ્તાંનની કેટલીક પીડાકારી એવી બી હોય છે, કે સ્ત્રી પોતાની વેદના ગમે એવી હાંમ અને હિંમત હોવા છતાં છુપાવી શકતી નથી, અને તબીબની મદદ લીધા વીના તેણીને ચાલતું નથી. ધ્યાંન રાખવું, કે દરસ્તાંનની ગમે એવી નજીવી પીડાકારી કદીબી લેઇ ચલાવા જેવી નથી, કેમકે પાછળથી તે ઘણીક વાર જીવલેન થઈ પડે છે.

**દરસ્તાંનનુ ખંચાઈ જવું, યાને બંધ પડવું.** AMENORRHŒA

દસ્તાંનનુ ખંચાઇ જવું એ દરદને તબીબો 'એમેનોરીયા' કહે છે. દસ્તાંન બે પ્રકારે ખંચાઈ જતું કહેવાય છે.

૧—જવાંનીમાં આવ્યા પછી, સ્ત્રીઓએ જે ઉમરે માસીક માંદગી ભોગવવી જોઇએ, તે ઉમરે તેઓ દસ્તાંનનો પ્રવાહ અનુભવે નહી, એ પેહલો પ્રકાર ગણાય છે.

૨—માસીક માંદગી ભોગવતી સ્ત્રીઓને નીયમીત દસ્તાંન જતુ હોવા છતાં કાંઇક કારણે તે એકાએક ખંચાઇ જાય, એ બીજો પ્રકાર કહેવાય છે. આ બીજા પ્રકારની દસ્તાનની પીડાકારીને

SUPPRESSION OF MENSTRUATION

કહે છે. બંનેનો અર્થ જો કે એકજ થાય છે, છતાં છેલ્લો પ્રકાર પેહલ્લાથી કેવી રીતે જુદો પડે છે, તે જણાઇ આવે છે.

દસ્તાંનનું આવી રીતે ખંચાઈ જવું, એ ગર્ભસ્થાંનને લગતાં એકાદ દરદની નીશાંણી કહેવાય છે. દસ્તાંનના પ્રવાહનુ આવી રીતે બંધ પડવું, અનેક જુદા જુદા સબબોને લીધે થાય છે. દસ્તાનનું ખંચાઇ જવું, એ એક ગંભીર બીમારી કહેવાય છે. ખંચાઇ ગયલાં દસ્તાંનનો પ્રવાહ અગરજો ઘટીત અરસામા પાછો શરૂ થતો નથી, તો જવાંન સ્ત્રીઓમાં ખઇનો રોગ લાગુ પડવાનો સંભવ રહે છે. એટલાં માટે શરૂઆતથીજ એ બીમારીના ચાંપતા ઇલાજો કરવા ભુલવું નહી.

**દસ્તાંન ખંચાઈ જવાના શારીરીક તેમજ અકસ્માતીક કારણો.**

જે સ્ત્રી પોતાની માસીક માંદગી નીયમીત પ્રસંગે ભોગવતી હોય, તેને હમેલ રેહાથી દસ્તાંન પડતું બંધ પડે છે, એ વાત જાણીતી છે. પણ કેટલીકવાર હમેલદાર સ્ત્રીઓ પણ રાબેતા પ્રમાણે માસીક માંદગી ભોગવતી જણાઈ છે, અને તબીબી દફતરે તેવા મુદા પણ નોંધાયલા છે. તોપણ પડતું દસ્તાંન ખંચાઈ જવાનું એ એક કારણ ગણાય છે. હમેલથી ફારેગ થાયલી સ્ત્રીઓ પણ થોડીક મુદત સુધી માસીક માંદગી ભોગવતી નથી. તેમજ જે સ્ત્રીઓ લાંબો વખત સુધી બાળકોને ધવડાવે છે, તેઓ પણ માસીક માંદગી અનુભવતી નથી. શારીરીક કારણોમાં કેટલીક વાર સ્ત્રીની જનંન ઇન્દ્રીઓ પુરેપુરી ખીલેલી ન હોવાને લીધે, સ્ત્રીને દસ્તાંન પ્રથમથીજ જતુ નથી. વળી જનંન ઈન્દ્રીઓમાં સોજો આવેલો હોવાને લીધે, તેમજ કેટલીક વાર ગર્ભસ્થાંનમાં, યા તો જનન માર્ગમાં કોઇક જાતનો અટકાવ આડે આવતો હોય, તો તેથી પણ એવો બનાવ બને છે. આ છેલ્લાં કારણથી જ્યારે દસ્તાંન અટકી પડે છે, ત્યારે ધ્યાંન રાખવું, કે દસ્તાંન જમાવ થઇ રેહાને લીધે દરદીનુ પીડુ મોટું બનેલું દેખાય છે. એવે પ્રસંગે અભણ દાઇઓ હમેલ રહેલા સમજે છે, અને દરદીને પણ તેમજ સમજાવે છે. શારીરક ખાંમીઓ ઘણી તરેહની હોય છે, અને તે શોધી કાહાડવાનું કાંમ તબીબોનું છે, માટે તેઓને માટેજ તે કાંમ અલાહેદુ રાખવું જરૂરનું છે.

પણ અકસ્માતીક કારણો જાણવા જરૂરના છે, કેમકે તેના ઘરગતું ઇલાજ થઇ શકે એમ છે. સરદી લાગ્યાથી દસ્તાંન ખંચાઇ જાય છે. શરીર જ્યારે ગરમ થાયલું હોય તેવે વખતે ઠંડી હવામાં ફરીયાથી, તેમજ ઠંડા પાણી પડે અંઘોળ કીધાથી પણ એ પીડાકારી લાગુ પડે છે.

સખત મેહનત; ચાલુ અભ્યાસ; રાતના જાગરણ; ખરાબ હવાવાલાં મકાંનમાં વસ્વાટ, વીગેરે કારણોથી પણ દસ્તાંન ખંચાઈ જાય છે.

દસ્તાંન ખંચાઇ જવાના સઘળાં કારણોમાં એક બીજું કારણ જે સ્ત્રીઓને જાણવા જોગ છે, તે ખોરાક છે. ઘણીક વાર ખાધાના ખોરાકમાં બીલકુલ ફેરફાર કીધાથી, યા બદલાઇ જવાથી, દસ્તાંન ખંચાઇ જવાના દાખલા વીદવાન તબીબ કેલોગ પોતાના અનુભવને આધારે જણાવે છે. સ્ત્રીઓ જેઓ હમેશાં અરબ્બદાર ગોસના મસાલેદાર ખોરાક ખાતી હતી, તેઓએ એકદમ પોતાનો ખોરાક બદલી નાખી સાદા ખોરાક ઉપર રહેવાનું શરૂ કીધાથી, તેમની માસીક માંદગી પ્રસંગે, દસ્તાંન ખંચાઇ જવાની નોંધ મજકુર તબીબે લીધી છે. એવી ફરીયાદ કરનાર સ્ત્રીઓમાં દસ્તાન ખંચાય જવા છતાં, તેમની તબીયતમાં કોઇબી રીતનો જાણુવા જોગ ફેરફાર થયલો જણાયો ન હોતો, પણ તેથી ઉલટીજ રીતે તેમની તંદરોસ્તીમાં સુધારો થયલો માલમ પડયો હતો. એવી દરદીઓમાં થોડાક માસ દસ્તાંન ખંચાઇ જવા પછી તે પાછું દેખાવ દે છે, પણ ખોરાક બદલાઇ જવાને લીધે, દસ્તાંનનો પ્રવાહ આગળ કરતાં ઘણોજ ઓછાં પ્રમાણમાં જવા માડે છે.

દસ્તાંન બંધ પડવાના બીજાં જાણુવા જોગ કારણોમાં, શરીરમાં જડ ઘાલી બેઠેલાં કેટલાક 'ક્રોનીક' દરદો, અને ખાસ કરી ખઈ અને ખાંસી જેવાં દરદોને લીધે ઉમરના પ્રમાણમાં દસ્તાંનનો પ્રવાહ ખંચાઇ જાય છે. શરીરમાંથી વારે ઘડીએ લોહી જવાથી; એનીમીયાની બીમારીથી શરીર નબળું પડી ગયાથી; બદહજમીની પીડાકારી લાગુ પડયાથી; તેમજ આળસુ અને આઇયાસી જીંદગી ( sedentary life ) ગુજારયાથી પણ આ બીમારી લાગુ પડવાના મોટા સંભવ રહે છે. ઘણીક વાર,* સ્ત્રીના લગ્ન થયા પછી તે હમેલલદાર નહી બનેલી હોવા છતાં તેણીનું દસ્તાન ખંચાઈ જાય છે, જેથી આ બીમારી પારખવી એક ઉખાણા સમાન થઈ પડે

* Galabin's Diseases of Women.

છે, અને એવે પ્રસંગે કુશળ તબીબોજ સાચાં સેવટ ઉપર આવી શકે છે. મન ઉપર થતી ધાસ્તી, ફીકર; યા ગમના જુસ્સાની જોસભરી અસરથી પણ દસ્તાંનનો પ્રવાહ અચણુચ ખંચાઇ જાય છે. અઘટીટ કર્મેથી હમેલ રહેવાની ધાસ્તીના સબબે સ્ત્રીના મન ઉપર થતી અસરના કારણે, પણ દસ્તાંન ખંચાઇ જવાનો સંભવ રહે છે.

## ખંચાઇ ગયલાં દસ્તાંનની બીમારી પારખવાની રીત.

દસ્તાંનની આ પીડાકારીના કારણો જોઈ લીધા પછી, શા કારણે દસ્તાંન ખંચાઇ ગયું છે, તે પેહલાં જાણવું જરૂરનુ છે. જવાંનીમાં આવ્યા પછી, માસીક માંદગી ભોગવવાની ઉમર વહી જવાં છતાં જો એક સ્ત્રીને દસ્તાન જંતુજ નહી હોય, અને ચોક્કસ મુદતે પીડુમાં દુઃખ કે વેદનાની ફરીયાદ તે સ્ત્રી કરતી હોય, અને જો દરદી પરણેલી નહી હોય, અને દરદીના ગુપ્ત શરીરની તપાસ કરવાનો સંજોગ જો મળતો નહી હોય, તો એવુ માનવાને કારણ મળે છે, કે ગર્ભસ્થાંનની અંદર યા જંનન માર્ગની અંદર કાંઇકિ અટકાવ આડે આવ્યાને લીધે, દસ્તાંનનો પ્રવાહ બાહાર નીકળી શકતો નથી, અને તે અટકી પડયો છે. આવા સંજોગ વચે, અને એવો શક પડતાંજ દરદીને કોઇ કુશળ તબીબની સારવાર હેઠળ મુકવી ઘટે છે, કેમકે એ અટકાવને શોધી કાહાડી તેને દુર કરવાનું કાંમ ઘરમેળે થઇ શકે એમ નથી.

બીજા હાથ ઉપર એક સ્ત્રીને પડતું દસ્તાંન બંધ પડી ગયું છે, એવી ફરીયાદ થતાં તેના કારણની તપાસ કરવા આગમજ, તલાશ કરવી જરૂરની છે, કે તે સ્ત્રી પરણેલી છે કે નહી. જો પરણેલી હોય તો હમેલ છે કે નહી. અગર જો એક તંદરોસ્ત સ્ત્રી દરમાસે માસીક પ્રસંગ નીયમીત અનુભવતી હતી, અને કાંઈ પણ બીજી રીતની પીડાકારીની ફરીયાદ તે આજ સુધી કરતી ન હતી, અને તેણીનું દસ્તાંન

અચણુચ બંધ પડી ગયું છે એવી હકીકત જો મળે, તો તેવી દરદી હમેલદાર હોવી જોઇએ, એમ શંકા સાથ માની લેવાય છે. આ શંકા દુર કરવા માટે તે સ્ત્રીના સ્તંનની પરીક્ષા કરવી ઘણી જરૂરની થઈ પડી છે. એ ઉપરાંત દરદીના બાબમાં તલાશ કરવી, કે અગાઉ તેણીને ગર્ભસ્થાંનને લગતી કાંઇક બીમારી લાગુ પડી હતી કે નહી. કલૅારોસીસ યા એનીમીયાની બીમારી, જેના વીશે અત્યાર અગાઉ પુરતું લખાઇ ગયું છે, તેની પણ તપાસ કરી વાજબી સેવટ ઉપર આવવું

## ખંચાઈ ગયલાં દરસ્તાંનના ઈલાજો.

સ્ત્રીઓ જવાંનીમાં આવ્યાં છતાં માસીક માંદગી કાંઇક અટકાવને લીધે ભોગવતી નહી હોય, તેમજ ગર્ભસ્થાંન અને તેની સાથ સંબંધ ધરાવતી બીજી ઇન્દ્રીઓ અપુર્ણ ખીલી હોય, યા ઈન્દ્રીઓ શરીરમાં જન્મથીજ બીલકુલ ગેરહાજર હોય, અને તે સબબને લીધે દસ્તાંનનો પ્રવાહ સ્ત્રી અનુભવતી નહી હોય, તો તેવી સ્ત્રીની તપાસ કોઇ તબીબ પાસ કરાવવી ઘટે છે.

નીયમીત રીતે જતુ દસ્તાંન એકાએક બંધ પડી જવાના ઘરગતુ ઈલાજો એકદમ સારવાર કરનારે અમલમા મુકવા ઘટે છે. ૧. શરૂઆતમા તુરતજ દરદીએ ગરમ પાણી વડે પગને સારી રીતે ઝારવા; યા તો જો બની શકતુ હોય, તો ગરમ 'સીત્ઝ બાથ' લેવો. ૨. પીડુ અને પેટ ઉપર ગરમ પાણી ( hot bag ) વડે સેક કરવા. જો 'હૉટ બૅગ' ન હોય તો ગરમ નળીયા પડે પેટ અને પીડુને સારી રીતે સેક કરવા, યા રાઇના પ્લાસ્ટર મારવાં, અને ગરમ લીલી ચાહા બનાવી દરદીને પાવી, યા તો ગરમ પાણી અને જીનદારૂ પાવો, કે જેથી દરદીને પસીનો છુટવા માંડે. ખંચાઇ ગયલું દસ્તાન અગરજો બીજી માસીક મુદતે બરોબર દેખાવ ન દે, તો ઉપલા ઈલાજો ચાંપતી દેખરેખ હેઠળ તાકીદે પાછા ચાલુ કરવા. સારવાર કરનારને અગર જો શક પડે, તો માસીક માંદગીની આઠ દીવસ આગમજથી, ગરમ પાંણીના 'ડુસ,' તેમજ ગરમ સીત્ઝ બાથ, દીવસમાં બે વાર શરૂ કરવા.

દસ્તાનનું ખંચાઈ જવું. એનીમીયા કે ખયના રોગને લીધે હોય, ત્યારે તબીબની દવા અને સલાહનોજ ઉપીયોગ કરવો, એવે સમે પુષ્ટીકારક ખોરાક દરદીને આપતાં રહેવું, અને ખુલી હવામાં તેને રાખવાની ખાસ સંભાળ લેવી. ધ્યાન રાખવું કે દસ્તાન બંધ થઈ ગયા પછી તેનો પ્રવાહ ચાલુ કરવા માટે, કોઇબી જાતની એવી દવાઓ કદીબી દરદીને આપવી નહી, કે જેથી દસ્તાંનનો પ્રવાહ પાછો ચાલુ થાય. દસ્તાંનનો પ્રવાહ અટકવાનું મુળ કારણ તલાશ કરીને તે કારણને દુર કરવાની પહેલાં તજવીજ કરવી ઘટે છે. એ કારણ દુર થતાંજ દસ્તાંનનો પ્રવાહ પાછો નિયમીત ચાલુ થશે.

## દસ્તાંન લાવનારી દવાઓ.

આ જાતની દવાઓને ઇંગ્રેજીમાં 'ઇમેનેગોગ્સ' (emmenagogues) કહે છે. પેટંટ દવાના નામ હેઠળ એવી દવાઓ અનેક વેચાય છે. એ માંહેલી કોઇબી દવા ઉપર ભરૂસો રાખવો નારવા છે. એ માંહેલી કેટલીક દવાઓ જે ગર્ભસ્થાન ઉપર અસર કરતી કહેવાય છે, તે દવાઓ એટલી બધી તો ઝેરી અને કાતીલ અસર કરનારી હોય છે, કે તેનો સહેજબી ઉપીયોગ કરવાની ભલામણ થઇ શકતી નથી. અગર જો એવી દવાઓ વાપરવાની ફરજ પડે, તો તેનો ઉપીયોગ કુશળ તબીબોનેજ કરવા દેવો ઘટે છે.

ખંચાઈ ગયેલાં દસ્તાનવાળી સ્ત્રી અગર જો લોહીઆળ હોય, તો તેવી દરદીને જેમ બને તેમ હળકા ખોરાક ઉપર રાખવી, તેમજ ખુલ્લી હવામાં ફરવાહરવાની તેણીને ખાસ કરી વધારે તાકીદ કરવી, અને કબજીઆત થવા આગમજ તેણીને ચાલુ જુલાબ આપતાં રહેવું.

કુંવારી સ્ત્રીઓને જ્યારે એવી પીડાકારી લાગુ પડે, અને જો એવું માલુમ પડે, કે ગર્ભસ્થાંન યા સંતાન બીજ સ્થાંન (ઓવરી) ની કસુરથી દસ્તાંન ખંચાઇ ગયું છે, તો તેવી દરદીને તુરતજ પરણી જવાની ભલામણ

કરવી. કેમકે એવી દરદીઓ પરણી જઈ એકવાર બાળકનો જન્મ આપ્યાથી પાછી તંદરોસ્ત હાલતમાં આવી જાય છે.

## ખંચાઈ ગયેલાં દસ્તાંનની બીમારીના અમેરીકન ઇલાજ.

સઘળી ઘરગતુ સારવાર છતાં ખચાઇ ગયલાં દસ્તાંનનો પ્રવાહ જો પાછો શરૂ થતો ન હોય, તો નીચલી દવાઓ એક જાણીતી અમેરીકન બાંનુ તબીબ સલામતી સાથ વાપરવાની ભલામણ કરે છે.

*R/. Vilernum Compound...1 Ounce.*
*Simple Syrup............3 Ounces.*

**Dose: One teaspoonful four times a day.**

આ દવા કોઈ જાણીતા કૅમીસ્ટને ત્યાંથી બનાવી મંગાવવી, અને તેમાંથી આખા દીવસમાં ચાર વખત એક એક નાંહની ચમચી, એક વાંઈનગ્લાસ પાણીમાં મેળવી દરદીને આપતાં રહેવું.

એ દવાઈ જો ન આપી શકાતી હોય, તો નીચલી દવા પણ તેટલીજ અને તેવીજ અસર કરનારી ગણાય છે.

*R/. Liriodendron Compound...4 Drams.*
*Fl. Ex. Avena Sat.va......2 Drams.*
*Simple Syrup.............3 Ounces.*

**Ft. Mist.**

આ દવાઇનો ઉપીયોગ પણ ઉપર પ્રમાણે દીવસમાં ચાર વખત એક નાહની ચમચી (ટી-સ્પુનફુલ) ભરી, પાણીમાં મેળવી કરવો.

ડા. દુબાગીર.

* * *



# પત્ર ૨૮ મું.

## દસ્તાંનનું છુટી જવું.

## MENORRHAGIA.



**વાંચક મહેરબાન**

માસીક માંદગી દરમ્યાન રાબેતા કરતાં ઘણાં મોટાં પ્રમાણુમાં દસ્તાંનનુ જવું, એબી એક દસ્તાનનુ દરદ કહેવાય છે. તબીબો એને ' મીનોરેજીયા ' કહે છે. દર માસીક પ્રસગે કેટલા જથ્થામાં એક સ્ત્રીને દસ્તાંન જવું જોઇએ, તે તેણીના શરીરના બાંધા, આરોગ્યતા તેમજ પ્રકૃતીને આધારે રહે છે. જુદી જુદી સ્ત્રીઓમાં જુદાં જુદાં પ્રમાણુમાં તે વહે છે. કોઇબી સ્ત્રીને રાબેતા પ્રમાણે જતાં દસ્તાંનના કરતાં જયારે વધારે મોટા જથ્થામાં દસ્તાંનનો પ્રવાહ જવા માંડે છે, ત્યારે, યા તો માસીક માંદગી જેટલા દીવસ રહેવી જોઇએ તેના કરતાં વધારે દીવસ ચાલુ રહે ત્યારે, યા તો એક માસમાં એકથી વધુ વાર માસીક માંદગી સ્ત્રીને ભોગવવી પડે, તો તેવી પીડાકારીને દસ્તાંનનું છુટી જવું, યાને ' મીનો-રેજીયા ' કહે છે.

### દસ્તાંન છુટી જવાનાં કારણો.

ઘણીક વાર સ્ત્રીઓને લાગુ પડેલી સામાન્ય નબળાઇને લીધે, ગર્ભસ્થાનની લોહીની રગો નબળી પડી જવાથી, દસ્તાંનની આ પીડાકારી લાગુ પડે છે. ગરમ આબો હવાની અસરથી પણુ ગર્ભસ્થાંનની રગો ઢીલી પડી જવાથી આવી બીમારી લાગુ પડતી કહેવાય છે. ગર્ભસ્થાંનની ભીતરની બાજુઓ જ્યારે નબળી પડી જાય છે, ત્યારે પણુ એવું પરીણામ

આવે છે. લોહીઆળ સ્ત્રીઓમાં જ્યારે લોહીનો જોસ વધી જાય છે, ત્યારે પણ દસ્તાંન છુટી જતુ માનવામાં આવે છે. ગર્ભસ્થંન જ્યારે તેની જગ્યા ઉપરથી ખસી જાય છે, ત્યારે. યા તો ગર્ભસ્થાંન અંદર એકાદ ગાંઠ ( tumour ) થવાથી પણ દસ્તાંન છુટી જવાનો સંભવ રહે છે. હમેલદાર સ્ત્રીઓના ગર્ભસ્થાંનમાં, હમેલથી ફારેગ થતાં, ઓરનો એકાદ ટુકડો રહી જવાથી પણ આવો બનાવ બને છે. એ બીના સ્ત્રીઓને જાણવી જરૂની છે. એ ઉપરાંત બીજાં અનેક કારણોમાં જાણવા જોગ થોડાંક કારણો જે સાધારણ કહેવાય છે, તે હદબાહાર વીપઈપણુ, ગર્ભસ્થાંનની અંદરના પડની રોગીષ્ટ હાલત, ભારી વજન ઉચકવાથી, યા પડી જવાથી, યા ધાસતીથી, યા હદબહાર ઉસ્કેરાઈ જવાથી પણ એ પીડાકારી લાગુ પડે છે.

**દસ્તાંન છુટી જવાથી શરીર ઉપર કેવી અસર થાય છે.**

દરદી સ્ત્રી જો લોહીઆળ અને આસુદાં શરીરવાલી હોય છે, તો તેણીનું માથું ઘણુંજ સખત દુખવા માંડે છે; બરડામાં દુખારો થાય છે; અને કેટલીક વાર તાપપણ ચહડે છે; જો દરદી સ્ત્રી લોહીઆળ હોતી નથી, અને પતલી, નબળી, અને ફીક્કી પડી ગયેલી હોય છે, અને જો દસ્તાંનનો પ્રવાહ એવી સ્ત્રીમાં ચાલુ રહે છે, તો તેવી દરદીની નબળાઈ ઘણીજ વધતી જાય છે. લોહીના જવાથી ઓછી થાયેલી શકતી મેળવવાની જેવી તક તેણીને મળે છે, તેવીજ બીજી વારની માસીક માંદગી શરૂ થાય છે, અને પાછો તેણીની નબળાઇમાં સુધારો થવાને બદલે વધારો થતો જાય છે. એવી રીતે ચાલુ રહેતી પીડાકારીથી દરદી સ્ત્રી વધારે ફીક્કી પડતી જાય છે, લેવાતી અને તવાતી જાય છે, શરીર ઉપરનું માંસ ઝુલાઇને લબડી પડે છે, અને શકતી ઓછી થઇ જાય છે. ઉઠતાં કે બેસતાં તેણીને ચક્કર આવવા માંડે છે. આંખે અંધારાં આવવાં શરૂ થાય છે, અને સામાન્ય શારીરીક નબળાઈ ચાલુ વધતીજ જાય છે. સેંકડો દરદી સ્ત્રીઓ આવી પીડાકારીથી ચાલુ હેરાંન થતી રહે છે, પણ

લાજ અને મરીયાદાને ખાતર કોઈ કુશળ તબીબની સારવાર હેઠળ જવા તેઓ ના પાડે છે.

## કુંવારી સ્ત્રીઓમાં 'મીનોરેજીયા'ની બીમારી.

કુંવારી સ્ત્રીઓમાં 'મીનોરેજીયાની' બીમારી કાંઇક મધ્યમ પ્રમાણમાં જ્યારે લાગુ પડે છે, ત્યારે મોટે ભાગે તે 'ઓવરી' યાને સંતાંન બીજ-સ્થાંનની વધી ગયલી ચળવળ ( activity ) ને લીધે હોય છે. તુરતની પરણેલી સ્ત્રીઓને જ્યારે 'મીનોરેજીયાની' બીમારી લાગુ પડે છે, ત્યારે જને કોઇબી ખાસ કારણ તે બીમારીનું જણાતું નહી હોય, તો તેવી દરદી હદબાહાર કામાધીન થઈ પડેલી ધારવામાં આવે છે, અને કામાધીનપણુ, 'મીનોરીજીયાનું, એક કારણ થઈ પડે છે. પણ તેમાં ખરો ગુનાહ તો ખાવિંદોનો હોય છે, કે જેઓ પોતાની કાંમીક ઇચ્છાને પંપાલવા પોતાની પરણેતરોના ખુની બને છે. નીચલી ટીકાની નોંધ આ બીનાને કેટલો ટેકો આપે છે, તે વાંચકોએ વાંચી વીચારી લેવું:—

"* But the great cause is produced by the husbands who, by excessive and sensual indulgence, claim the legal right to destroy and oft-times murder their wives, and in such a way that no coronor can hold an inquest."

## છુટી ગયલાં દસ્તાંનની બીમારીને પીછાંનવાની રીત.

દસ્તાંનનું લોહી અને શરીર માંહેલુ લોહી, એ બને વચ્ચે મોટો ફરક હોય છે. એટલાં માટે છુટી ગયલાં દસ્તાંનની બીમારીમાં જાણવું જરૂરનું થઇ પડે છે, કે ગર્ભસ્થાંનમાંથી જતું લોહી ખરેખરૂં દસ્તાંનનું લોહી છે, કે શરીર માંહેલું લોહી છે. આ બીમારીની પરીક્ષા ખરૂં જોતાં તબીબોનેજ કરવા દેવી ઘટે છે, કેમકે તેઓજ પોતાના અનુભવને આધારે સાચાં સેવટ ઉપર આવી દરદીના દરદના ખરા ઇલાજ કરી શકે છે. આ બીમારીની પીછાન કરતાં યાદ રાખવું, કે દસ્તાંનના લોહીનો

* The Science of a New Life, Cowan.

રંગ ખુલ્લો રહે છે. વળી આ બીના પણ ધ્યાનમાં રાખવી, કે માસીક માંદગીની મુદત ઓછામાં ઓછી ત્રણ દીવસથી વધતામાં વધતી છ દીવસ સુધી હોય છે. તેમજ સ્ત્રી, પોતાની તંદરોસ્ત હાલતમા આખી માસીક માંદગીની મુદત દરમ્યાંન વધતામાં વધતું બે ઔંસ જેટલું દસ્તાંન અનુભવે છે. આ પ્રમાણુમાં કેટલીકવાર સ્ત્રીના શારીરીક બાંધા પ્રમાણે વધ ઘટ થાય છે. વળી ધ્યાન રાખવું કે દસ્તાંનનું લોહી કદીબી બધાઈ જતું નથી, તેમજ તે કટકાનો આકાર પકડતું નથી. માટે ગર્ભસ્થાંનમાંથી નીકળતું લોહી જ્યારે બંધાયલા કટકા જેવા આકારમાં દેખાવ દીએ, ત્યારે જાણવું કે તે દસ્તાંનનું લોહી નથી.

## છુટી ગયલાં દસ્તાંનની બીમારીના ઇલાજ. દરદીની સારવાર કરવાની રીત.

આ બીમારી ગમે એવા નજીવાં પ્રમાણમાં લાગુ પડી હોય, તોપણ યાદ રાખવું, કે જો વખતસર તેના ઇલાજ કરી શરૂઆતમાંજ તેનો અટકાવ કીધો નહી હોય, તો તેમાંથી ઘણી વાર ગંભીર પરીણામ નીપજે છે. એટલા માટે શરૂઆતમાંજ કોઇ કુશળ તબીબની સલાહ લેવી. જો તબીબની મદદ મળી શકતી નહી હોય તો સારવાર કરનારે દરદીને આસાએસ આપવા માટે, બીછાણામાં એવી રીતે તેણીને સુવાડવી કે જેથી તેણીની કંમર અને પીકુનો ભાગ ઉંચો રહે. એમ કરવા માટે દરદીની કંમર હેઠળ એકાદ ટકીઓ એવી રીતે મુકવો, કે જેથી તેણીના પીકુનો ભાગ ઉંચો રહે. યા તો બીછાનાવાલા પલંગનો એક છેડો જે તરફ દરદીના પગ આવતા હોય, તે છેડાને ઉંચો કરવા પલંગના બંને પગ હેઠળ લાકડાંના એક સરખા કદના ટુકડા મુકવા, કે જેથી દરદીના શરીરનો અરધો ભાગ ઉંચો થઇ શકે. જેઓને માસીક માંદગી પ્રસંગે રાબેતા કરતા વધારે જથ્થામાં દસ્તાંન જવાની ધાસ્તી હોય, યા વધારે જતું હોય, તેઓએ તબીબોના યા ઘરગતુ ઇલાજો ઉપરાંત માસીક પ્રસંગની મુદત

આવી પુગે, તે આગમજ એવી રીતે બીછાનામાં પડી રહી આસા-એશ લીધાથી મોટે ભાગે પીડાકારી સાજી થવાનો સંભવ રહે છે.

એ ઉપરાંત પીડુવાલા ભાગ ઉપર, જાડાં જેવા કપડાંને બેવડું ત્રેવડું વાળી તેને ઠંડા પાણીમાં ભીજવી, તે મુકતાં રહેવું, જેથી દસ્તાંનનો પ્રવાહ કમતી થવાનો સંભવ રહે છે. તબીબો કોઇક વાર ' આઇસ બેગ' યાને આઇસની કોથળી મુકવાની ભલામણ કરે છે. આ ઠંડા પાણીના ઇલાજો, માસીક માંદગી શરૂ થયા પછી ત્રીજે દીવસે શરૂ કરવા, અને કદીબી તે અરધા યા એક કલાકથી લાંબો વખત ચાલુ રાખવા નહી, તેમજ બેથી ત્રણ કલાકના તફાવતે તે પાછા ચાલુ કરવા. એની સાથે તેજ વખતે પગ અને હાથને ગરમ રાખવા માટે ગરમ પાણીની બાટલીઓનો ઉપયોગ પણ કરવાને ભુલવું નહી. આપણી અજ્ઞાંન સ્ત્રીઓ એવે પ્રસંગે ઠંડા પાણીના સેક કરવા કરાવવાના પાડી, પોતાના અભીપ્રાય આપે છે, કે 'એથી સરદી થશે. ' પણ તે બીલકુલ માનવા જોગ નથી. જયાં સુધી હાથ અને પગને ગરમ રાખવા માટે ઉપર જણાવ્યા પ્રમાણે તજવીજ ચાલુ રાખી હોય, ત્યાં સુધી ઠંડા પાણીના સેકથી નુકસાંન થવાનો સંભવ રહેતો નથી. દરદીને શાંત મને રાખવું, અને સહેલથી હજમ થાય એવો પુષ્ટીકારક ખોરાક આપતા રહેવું.

આવા સાદા અને સેહલ ઘરગતુ ઈલાજથી આ બીમારી મોટે ભાગે સાજી થવાનો સંભવ રહે છે. પણ એ બીમારી જાથુકની દુર કરવા માટે કોઈ કાબેલ તબીબનીજ સલાહ લેવી, કે જે એ દરદનુ ખરૂં કારણ શોધી કાહાડી, તેનો ઈલાજ કરી શકે.

એક વખત પીડાકારી સાજી થઈ, એટલે દરદીની તંદરોસ્તી સુધારવાના સઘળા ઇલાજો કાંમે લગાડવા ભુલવું નહીં. માસીક પ્રસંગ આવી પુગે તે આગમજ દરદીએ ખુલ્લી હવામાં ફરવા હરવાની તજવીજ કરતાં રહેવું; સારો અને સોજો ખોરાક લેતાં રહેવું; કબજીઆતનો

ઈલાજો કરતાં રહેવું; અને રોજ 'સીત્ઝ બાથ' અને ગરમ પાણીના 'ડુશ' ચાલુ રાખવા. સીત્ઝ બાથ ઓછામાં ઓછુ વીસથી ત્રીસ મીનીટ સુધી લીધાથીજ તેની અસર થાય છે, એમ ધ્યાનમાં રાખવું. સ્ત્રી જો પરણેલી હોય, તો તેણીએ પતીથી એકદમ દુર રહેવું.

ગરમ ડુશ, હમેશાં 'સીત્ઝ બાથ'ની આગમજ લેવું. એમાં ગરમ પાણી દરદીથી ખમાય એટલું લેવું. ડુશ કેમ અને કેવી રીતે લેવું, તે વીશે લંબાણ ખુલાસો મેં મારાં સ્ત્રી-સલાહકાર, અને સ્ત્રી-દરપણ-વાલાં પુસ્તકોમાં આપેલો છે.

## છુટી ગયલાં દસ્તાંનના ઈલાજ દવાઈથી કરવાની રીત.

દસ્તાંનની મજકુર પીડાકારી ગમે એવા પ્રકારની હોય, તોપણ ઉપર લખેલી સારવારમાં સેહજ પણ ફેરફાર થઇ શકતો નથી. છતાં જો દસ્તાંનનો પ્રવાહ અટકે નહી, અને દરદીની નબળાઇમાં વધારો થતો ચાલુ જણાય, અને તબીબની મદદ મેળવી શકાય એવા સંજોગ ન હોય, તો તો નીચલા ઇલાજ સારવાર કરનારે ચાલુ કરવા.

## છુટી ગયલાં દસ્તાંનનો અમેરીકન ઈલાજ.

સારવારના સરવે ઇલાજો ઉપરાંત નીચલો ઇલાજ, છુટી ગયલાં દસ્તાંન માટે એક અમેરીકન બાંનુ તબીબ ખાસ અસરકારક જણાવે છે.

*R/. Oil Cinnamon...............4 Drams*

*Oil Erigeron...............4 Drams.*

*Mix*

આ દવા કોઇ કાબેલ કેમીસ્ટને ત્યાંથી બનાવી, દર ૧૫ થી ૩૦ મીનીટે તેના પાંચ ટીપાં, એક ચમચી ખાંડ ઉપર નાંખી, દરદીને જ્યાં સુધી દસ્તાંનનો પ્રવાહ બંધ થાય, ત્યાં સુધી આપતાં રહેવા ફરમાવે છે.

એ ઉપરાંત નીચલી દવાના ઉપયોગથી વધારે સારી અસર થવાનો સંભવ રહે છે.

*R/. Glycerine of Tannic Acid ½ to 1 Ounce.*
*Adrenaline Chloride 1 to 2 Drams.*
*Mix.*

દરદીએ પ્રથમમાં ગરમ પાંણીનુ ડુશ લેવું, અને તે પછી ઉપલી દવામાં રૂની ગોટી બનાવી, ભીજવીને ગર્ભસ્થાંનના મુખ સુધી પોહોચે એમ મુકવી. આખા દીવસમાં એવી રીતે બે વાર ડુશ લેઇને એ દવા મુકતાં રહેવુ

છુટી ગયલાં દસ્તાંનની બીમારી અગર જો કાંઇ ગંભીર પ્રકારના કારણવાલી ન હશે, તો આવી ચાંપતી સારવાર, અને ઉપલી દવાઇવાલા ઇલાજથી તે કાબુમાં આવી જશે. પણ દરદીને એકવાર ફરક પડયા પછી, તેને લાંબો વખત આસાએસ આપવાની ખાસ જરૂર છે, અને ઉપર જણાવેલા સાવચેતીના ઉપાયો તેમજ સારવાર અમલમાં મુકયા ઉપરાંત, કોઈ કાબેલ તબીબની સલાહ લેવાની જરૂર ધારવામાં આવે છે.

લા. દુવાગીર.

* * * *

D. H. P.



# પત્ર ૨૯ મું.

## દસ્તાંનનું છુટી જવું-તેનો બીજો પ્રકાર.

### METRORRHAGIA. મૅત્રોરેજીયા.



**માનવંત બેહન,**

છેલ્લાં પત્રમા 'મીનોરેજીયા' યાને દસ્તાંન છુટી જવાંની પીડાકારી વીશે વાંચ્યુ છે. મીનોરેજીયા, અને મૅત્રોરેજીયા એ બંને પીડાકારી જો કે દસ્તાંનને લગતીજ છે, અને એ બંને જો કે એક સરખીજ ગણાય છે, છતાં એ બંને પીડાકારીમા મોટો ફેર જે છે, તે સ્ત્રીઓએ જાણવો જરૂરનો છે.

**મૅત્રોરેજીયા એટલે શુ ?**

દસ્તાંનનો પ્રવાહ જ્યારે માસીક માંદગી આવતાં શરૂ થાય, અને તે મોટાં પ્રમાણમાં જવા માંડે, અને આગળ જણાવ્યા પ્રમાણે બીમારી પોતાનુ સઘળુ રૂપ દેખાડે, ત્યારે તે 'મીનોરેજીયા'ની બીમારી કહેવાય છે. પણ 'મૅત્રોરેજીયા'ની બીમારી, માસીક માંદગી યા અમુક પ્રસંગે નહી, પણ કોઇબી અચોકસ પ્રસંગે થઈ આવે છે. એ બીમારી બીલકુલ અનીયમીત હોય છે. એ ઉપરથી આ બે પીડાકારી વીશેનો ફરક શું છે, તે માલમ પડે છે. આ ફરક દેખાડવાની મુળ મતલબ એ છે, કે મીનોરેજીયાની પીડાકારીમા દસ્તાંનનો પ્રવાહ જાય છે, ત્યારે મૅત્રોરેજીયાની બીમારીમા ઘણીક વાર દસ્તાંનના લોહીને બદલે શરીર

માહેલું લોહી જાય છે, જેથી દરદીની હાલત સવખતે જો ઇલાજો લેતાં સુધરતી નથી, તો તે ગંભીર પ્રકારની થઇ પડે છે. એ સબબને લીધે સ્ત્રીઓએ વધારે દસ્તાંન જતું હોય ત્યારે ગફલતીમા પડી રહી દુખને ચલાવી લેવાની તજવીજ કરવી નહી, પણ તુરતજ કોઈ કાબેલ તબીબની સલાહ લેવી.

## મેંત્રારેજીયાના કારણ અને ઈલાજ.

જે જે કારણે મીનોરેજીયાની પીડાકારી લાગુ પડે છે, તે સઘળાં કારણો ઉપરાંત મેત્રારેજીયાને ખાસ જન્મ આપનારાં કેટલાક એવાં કારણો હોય છે, કે જે તબીબોજ કલ્પી કે પીછાંની શકે છે. એવાં કારણોમાં બ્રાઇત્સ ડીઝીસને નામે જણાયલું ગુરદાનુ દરદ; ગર્ભસ્થાંનનુ ફુલીને મોટુ થવું; ગર્ભસ્થાંનમા ગાંઠ; ઓવરી ( સંતાંન-બીજ-સ્થાંન) ને લાગુ પડેલું એકાદ દરદ; ગર્ભસ્થાંનનુ તેની જગ્યા ઉપરથી આગળ કે પાછળ ઢળી પડવું; ગર્ભસ્થાંનના મુખમા યા ગરદનમા છાલો યાને ચાંદુ પડવું, વીગેરે એવાં બીજા અનેક કારણો હોય છે, જે કોઇજ નહી પણ એક કુશળ તબીબજ પીછાની પારખી શકે છે. એટલું છતાં આ બીના ધ્યાનમાં રાખવા જોગ છે, કે મીનોરેજીયાની બીમારી ઘણુ કરી જવાંન સ્ત્રીઓમા જોવામા આવે છે, અને મેત્રારેજીયાની બીમારી ઘણુ કરી મોટી ઉમરની સ્ત્રીઓમા થાય છે.

મેત્રારેજીયાના ઇલાજ, તેનુ ખરૂ કારણ શોધી કાહાડ્યાથીજ થઇ શકે છે. જ્યારે ગાંઠ, કે એવાંજ કોઇ બીજા કારણે દસ્તાંન છુટી જાય છે, ત્યારે તેનો ઈલાજ સરજ્યનો સહેલથી કરી શકે છે. એ ઉપરાંત જે જે ઈલાજો મીનોરેજીયાની બીમારી માટે સુચવેલા છે, તે સઘળા આ બીમારીને અનુકુળ થઈ પડે એવા હોવાથી, સારવાર કરનારે, તે અમલમા મુકવા માટે પોતાની કુશળતા અને સાદી સમજનો ઉપયોગ કરવો. સારવાર કરનારે ધ્યાન રાખવું, કે જ્યારેબી એક સ્ત્રીને દસ્તાંનનો

પ્રવાહ ચાલુ થયો હોય, ત્યારે લાગતાં વળગતાંઓથી તેમજ દરદી પાસથી પેહલી ખબર એ મેળવવી, કે તે હમેલદાર છે કે નહીં. જો દરદી હમેલદાર હાલતમા હોવાની ખબર મળે, તો જાણવું કે *ગર્ભપાત થવાની બીમારી લાગુ પડી છે. તેવા સંજોગ વચે તબીબની તાકીદે સલાહ લેવી.



## દસ્તાંનનું કમતી થઈ જવું. [ રોકાંણ ]

### SCANTY MENSTRUATION.

સ્ત્રીની પ્રકૃતિ અને શરીરની હાલતના પ્રમાણુમાં દસ્તાંનનો પ્રવાહ હમેશાં જાય છે. પણ ઘણીક વાર દસ્તાંન જો કે બીલકુલ ખંચાઈ જતું નથી, પણ પેહલાં જતું હતુ તેના કરતાં અતી ઘણું નજીવાં પ્રમાણુમાં જાય છે, જેને સ્ત્રીઓ ‘ રોકાંણ ’ ને નામે ઓળખાવે છે.

### કમતી થઈ ગયેલાં દસ્તાંનનો ઇલાજ.

ખંચાઈ ગયલાં દસ્તાંનને માટે જે જે ઇલાજો સુચવેલા છે, તે સઘળા ઇલાજો આ પીડાકારીને લાગુ પડતા હોવાથી, તે અજમાવવા. ઘરગતુ ઇલાજોમાં જેઓને દારૂ પીવાની બાધ ન હોય, તેઓને એવે પ્રસંગે જીન દારૂ અને ગરમ પાંણી આપવાથી ફાયદા થાય છે.

દસ્તાંનના પ્રવાહનું કમતી થઇ જવું, એ કાંઇજ નહી પણ ખંચાઇ ગયલાં દસ્તાંનની બીમારી જેવીજ, પણ તેના બદલાયલાં રૂપની એક પીડાકારી હોવાથી, જે ઇલાજો તે પીડાકારીને સાજી કરે છે, તેજ ઇલાજો તથા તેવાજ પ્રકારની સારવારથી આ પીડાકારી સાજી થાય છે.



* ગર્ભપાત વીશે વાંચો મારૂ પુસ્તક સ્ત્રી-ભવસાગર. બીજી આવૃતી. કર્તા

## દુખારાવાલી માસીક માંદગી. 'ડીસ્મીનોરીયા'

DYSMENORRHŒA—PAINFUL MENSTRUATION.

દરસ્તાંન પ્રસંગે થતી વેદનાવાલી બીમારી માટે લંબાનથી ખુલાસો કરવાની ઝાજી જરૂર નથી, કેમકે સંસારમાં પડેલી દરેક સ્ત્રીને એ પીડાકારી વીશે ઘણી નહી તો થોડીબી માહીતી હોય છે. દુખારાવાલી માસીક માંદગીની બીમારી, સ્ત્રીને ઘણીજ હેરાંન કરે છે. આ બીમારી દર માસે ચાલુ થતી રહે છે, અને કોંઇ વખતે તે એટલી તો સખત થાય છે, કે દરદી સ્ત્રી દીવસો સુધી ખાનપાન વીના દુ:ખ અને વેદનાથી પીડાતી રહે છે. એ બીમારીને તબીબો 'ડીસ્મીનોરીયાને' નામે ઓળખે છે.

## દુખારાવાલી માસીક માંદગીના જુદા જુદા પ્રકાર.

ડીસ્મીનોરીયાના અનેક પ્રકાર હોય છે. એ સઘળા પ્રકાર વૈદક શાસ્ત્રીઓને જાણીતા હોય છે. સાદી સમજથી એ પીડાકારીની સારવાર કરનારને ડીસ્મીનોરીયાના દરદની બારીક વીગતો જાણવી કેવળ નકામી, તેટલીજ નસમજ પડે એવી છે. આપણુ એ પીડાકારીને લગતું ઉપર ટપકેનું કાંઇક જ્ઞાન મેળવવાની તજવીજ કરશું.

## દુખારાવાલી માસીક માંદગીના પાંચ પ્રકારની વીગત.

ડીસ્મીનોરીયા યાને દુખારાવાલી માસીક માંદગી પાંચ પ્રકારની અંદર વેહચાયલી જણાઇ છે. એ પ્રકાર નીચે પ્રમાણે તબીબોએ કરેલા છે.

૧. ન્યુરાલ્જીક ડીસ્મીનોરીયા. *Neuralgic Dysmenorrhœa.*

૨. કંન્જેસ્ટીવ ડીસ્મીનોરીયા. *Congestive Dysmenorrhœa.*

૩. ઓબ્સ્ટ્રકટિવ ડીસ્મીનોરીયા. *Obstructive Dysmenorrhœa.*

૪. ઓવેરીયંન ડીસ્મીનોરીયા. *Ovarian Dysmenorrhœa.*
૫. મેમ્બ્રેનસ ડીસ્મીનોરીયા. *Membranous Dysmenorrhœa.*

આ પાંચ પ્રકાર માંહેલો પેહલો પ્રકાર, તે 'ન્યુરાલ્જીક' પ્રકાર છે. **'ન્યુરાલ્જીક ડીસ્મીનોરીયા.'** જવાંન ઉમરની અને નરવસ પ્રકૃતી યાને દેહવાલી સ્ત્રીઓમાં આ પ્રકારની દસ્તાંનની પીડાકારી ઘણું કરી માલમ પડે છે. અથવા તો જે સ્ત્રીઓ 'હીસ્ટીરીકલ' ખાસીયતવાલી હોય છે, તેઓ મોટે ભાગે એ દરદથી પીડાતી જણાય છે. એવા પ્રકારની પીડાકારી માસીક માંદગીની મુદત આવી પુગવાની એકાદ બે દીવસ આગમજથી શરૂ થાય છે, અને દરદી કોઇ વખત અવારનવાર સખત દુખારાની ફરીયાદ કરતી બીછાનામ પડે છે. એ દુખારો કોઇ વખત દસ્તાંનનો પ્રવાહ જેમ જેમ ચાલુ થાય છે તેમ તેમ રફ્તે રફ્તે નરમ પડતો જાય છે, અને કોઇ વખત માસીક માંદગીની મુદત પુરી થાય ત્યાં સુધી ચાલુ રહે છે. પીડુમાં અને સ્તંનમાં અકરસાત લાગુ પડે છે, અને બાજે વખત ઉલટી અને માથાંનો દુખારો શરૂ થાય છે.

જેઓની દેહ 'રૂમેટીક' યા 'ગાઉટી' હોય, તેમને, તેમજ જેઓ નક્કી અને ગરમ મસાલેદાર ખોરાક ખાઇ મોજશોખમાં જીંદગી ગુજારતી હોય તેમને આ પ્રકારની પીડાકારી ખાસ કરી વધારે લાગુ પડવાનો સંભવ રહે છે. એ ઉપરાંત અતી મોટા પ્રમાણમાં માસનો ખોરાક ખાવાની આદતવાલી સ્ત્રીઓને; કુટેવમાં પડેલી જવાંન સ્ત્રીઓને; તથા પતી સંગમાં હદ બાહાર રહેવાની આદતવાલી સ્ત્રીઓને પણ આ પ્રકારના ડીસ્મીનોરીની બીમારી લાગુ પડે છે.

## ન્યુરાલ્જીક ડીસ્મીનોરીયાના ઈલાજ.

ન્યુરાલ્જીક ડીસ્મીનોરીયાના ઈલાજો, કમનસીબે ઘણેજ લાંબે વખતે પીડાકારી ઉપર અસર કરે છે. કેટલીક વાર સ્ત્રીઓ વરશો સુધી અનેક ઉપાયો અને ઇલાજો કરવા છતાં હેરાન થતી રહે છે, અને બાજે વખત કેટલીક સ્ત્રીઓને જીંદગી સુધી એ પીડાકારી દુખી કરે છે.

એવી પીડાકારી પ્રસગે ગરમ પાણી વડે અંઘોળ કરવાથી, તેમજ ગરમ પાણીના તબ અંદર લગભગ અરધો કલાક સુધી પીડુ ડુબે અને સેકાય તેમ બેસવાથી કાંઇક દરદની વેદના ઓછી થાય છે. ઘરગતુ ઇલાજો નીચે પ્રમાણે સારવાર કરનારે અકળાનુસાર કરવા.

જો પીડુમાં દુખારો ઘણોજ થતો હોય, તો ઉપર લખ્યા પ્રમાણે ગરમ પાણીમાં સેકાઇ બીછાનામાંજ પડી રહેવું. કબજીઆત હોય તો દસ્તાંનની મુદત શરૂ થાય તે આગમજથી 'ફ્રુટ સોલ્ટ' નો જુલાબ લેવો. પેટ અને પીડુ ઉપર ગરમ પાણી ( હૉટ-બૅગ ) વડે સેક કરતાં રહેવું. તેમજ ગરમ પાણીમાં રાઇ નાંખી સારી રીતે પગને સેકવા. ઠંડીયા સરદી બીલકુલ લાગે નહીં, તેની સાવચેતી રાખવી. આગળ જણાવ્યા પ્રમાણે એવે સમે જીન દારૂ અને ગરમ પાણી પાવું, જેથી દસ્તાંન ખુલાસાથી જવા માંડશે, અને દુખારો કમતી થશે. જો જીનનો ઉપયોગ ન થતો હોય, તો ગરમ પાણીમાં આદુનો રસ મેળવી પાવું.

દવાઇને લગતા ઈલાજો આ પીડાકારી માટે સુચવી શકાતા નથી, કેમકે જ્યાં સુધી પીડાકારીનો પ્રકાર નક્કી કરી શકાય નહી, ત્યાં સુધી સુચવેલા ઇલાજો કારગત લાગી શકે, એ શકમંદ છે. છતાં સામાન્ય રીતે સુચવાતી દવાઇઓનું એક લીસ્ટ પાછળ આપેલું વાંચનારને જણાશે.

નરવસ પ્રકૃતીની સ્ત્રીઓ, જેઓ આ પીડાકારીથી હેરાંન થતી હોય, તેમને સારવાર કરવાની એવી સુચના થઈ શકે છે કે, માસીક પ્રસંગ

આવી પુગતાં, ચીતા, ધાસ્તી, ફીકર, કંકાસ-ક્લેશ, તેમજ સંસારી ખટપટ કરવાથી ખાસ કરી પરહેજ રહેવું. બનતાં સુધી તેઓએ શાંત મને પડી રહેવું.

**કન્જેસ્ટીવ ડીસ્મીનોરીયાની** બીમારીમાં અતીશય દુખ અને વેદના દસ્તાંન દેખાવાની એથી પાંચ કે સાત દીવસ આગમજથી શરૂ થાય છે, પણ જેમ જેમ પ્રવાહ વધતો જાય છે, અને માસીક માંદગી પુરી થવાનો વખત નજદીક આવતો જાય છે, તેમ તેમ વેદના નરમ પડતી જાય છે.

આ જાતની પીડાકારીમાં માથાંનો દુખારો, બેચેની, અને દરદીને તાસવીસ વીશેષ કરી વધારે હોય છે. પીડુમાં કાંઈ ભાર જેવું દરદીને લાગે છે. પીડુ બાહારથી તપાસી જોતાં ગર્ભસ્થાંનને અકરસાત આયલો માલમ પડે છે. માસીક માંદગી પુરી થયા પછી, દરદીના ગર્ભસ્થાંનની તપાસ પીડુને બાહારથી દાબીને જો કીધી હોય, તો સહેજ ખમી શકાય એવો દુખારો દરદીને લાગે છે.



## કન્જેસ્ટીવ ડીસ્મીનોરીયાના કારણ અને ઇલાજ.

ઘણીકવાર આ જાતની દસ્તાંનની પીડાકારી જવાંન બાળાઓને, જવાંનીમાં આવવા આગમજથી લાગુ પડે છે. એ ઉપરાંત માસીક માંદગી દરમ્યાન અચણુચ સરદી લાગ્યાથી; ગર્ભસ્થાંનને સોજો આવ્યાથી; કુમારી તેમજ પરણેલી સ્ત્રીઓમાં ગર્ભસ્થાંન તેની જગ્યા ઉપરથી ખસી જવાથી; લીવરની હાલત બગડયાથી; તેમજ કબજીઆત લાગ પડયાથી, આ પ્રકારની વળાંણુ માસીક માંદગી પકડે છે. કેટલીકવાર કન્જેસ્ટીવ ડીસ્મીનોરીયા તાઇટ તતરબંધ પહેરવેસને લીધે પણ લાગુ પડે છે. વળી કેટલીક વાર પચીસથી ત્રીસ વરષની ઉમરે પુગેલી સ્ત્રીઓ કુમારી હાલતમાં પોતાની જીંદગી ગુજારી અંતે પરણુવાની ઉમેદથી હાથ ધોઇ નીરાસ થાય છે, તેણીને પણ કોઇવાર એ બીમારી લાગુ પડે છે.

આ જાતની પીડાકારીનું કારણ શોધી કાહાડી તેના ઇલાજ કરાવવા જોઇએ છે. એના જે જે કારણો ઉપર દરશાવ્યાં છે, તે શોધી કાહાડવાનું કામ તબીબ સીવાય બીજાઓથી થાય એમ ન હોવાથી, તેના ઇલાજો પણ બીજાથી થઈ શકે એમ નથી. આ બીમારીમાં પણ દરદીની સારવારનું ધોરણ આગળ જણાવ્યા પ્રમાણેનું હોવાને લીધે, અત્રે તે ફરી લખવું જરૂરનું નથી.



## ઑબ્સ્ટ્રકટીવ ડીસ્મીનોરીયા.

આ બીમારીના કારણો પણ ઊપલાં કારણો જેવાંજ હોય છે. દુઃખ અને વેદના પણ તેવીજ અને તેટલીજ હોય છે. આ, તેમજ ડીસ્મીનોરીયાના બીજા સઘળા પ્રકારોમાં મુખ્ય ફરીયાદ જે દરદીને કરવી પડે છે, તે દસ્તાંન પ્રસંગે થતા દુખારાની ન ખમાય એવી વેદનાની હોય છે. પણ એ વેદના શા કારણે થાય છે, તેનું ખરૂં કારણ એટલુ તો ગુચવાડામાં ગુંચવાયલું હોય છે, કે ઘણીક વાર કુશળ તબીબો વટીક પોતાની ગણત્રીમાં ભુલે છે. સારે નસીબે એવી સઘળા પ્રકારની પીડાકારીઓ માટે સારવારનું ધોરણ એકજ સરખું હોય છે. અને જો બીમારી ગુચવાડા ભરેલાં કોઇ કારણથી હોતી નથી, તો તે ફક્ત ઘરગતુ સારવાર અને ઇલાજોથી સાજી થઇ જાય છે. પણ તેમ જો ન બને તો દરદીના ભલાં માટે એટલીજ સુચના થઇ શકે છે, કે તેણીએ તુરતજ કોઇ કુશળ તબીબની સલાહ લેઇ ચાંપતા ઇલાજ ચાલુ કરવા.



## વારે ઘડીએ દેખાવ દેતાં દસ્તાંન વીશે.

### FREQUENT MENSTRUATION.

દસ્તાંનની પીડાકારીઓમાં આ એક પીડાકારી અતી ઘણી હેરાંન કરનારી છે. આ પીડાકારીમાં દરદી સ્ત્રી પ્રથમમાં માસીક માંદગી ભોગવે છે, અને થોડાક વખતમાં યા એકાદ બે દીવસમાં દસ્તાંન પડતું બંધ

થઇ જાય છે, એટલે દરદી સ્ત્રી સાધારણ રીતે એવું માની લે છે, કે તેની માસીક માંદગીની મુદત પુરી થઇ હશે. પણ ખરૂં જોતાં તેમ બનતું નથી, કેમકે થોડાક દીવસ ગયા પછી કાંઇબી જાણવા જોગ કારણ વીના, દસ્તાંન અચણુચ તેણીને પાછું દેખાય છે. તે સેહજ દેખાવ દે છે, અને પાછું એજ રીતે અદ્રસ્ય થાય છે. અને એ રીતે દરદી સ્ત્રીને વારે ઘડીએ દસ્તાંન દેખાવ દેઈ હેરાંન કર્યા કરે છે.

### વારે ઘડીએ દેખાવ દેતાં દસ્તાંનના ઈલાજ.

આ બીમારીના ઇલાજ ફરી અતરે લખવાની જરૂર નથી, પણ મોટે ભાગે જે રીતની સારવાર છુટી ગયલાં દસ્તાંનની બીમારી માટે આગળ દરશાવી છે, તેજ રીતની સારવાર આ બીમારીમા અખત્યાર કરવાની ભલામણ કરવામાં આવે છે.



## દુરગંધ દસ્તાંન વીશે.

### FETID MENSTRUATION.

ઘણીક વાર દરદી સ્ત્રી, ઉપર લખેલી ફરીયાદ કરતી જણાય છે. તંદરોસ્ત હાલતવાળી નીરોગી સ્ત્રીને જતો માસીક પ્રવાહ કોઇબી રીતની દુરગંધથી બીલકુલ નીરાળો હોય છે, પણ સ્ત્રી જ્યારે એવી ફરીયાદ કરે, ત્યારે જાણવું કે ગર્ભસ્થાંનને કાંઇક ગંભીર પ્રકારની બીમારી લાગુ પડવી જોઇએ. ધ્યાન રાખવું, કે દુરગંધનો અર્થ સાધારણ પ્રકારનો 'કમપસંદ વાસ' કરવો નહી, પણ કાંઈ વધારે સખત પ્રકારની દુરગંધી જણાય, તો તુરતજ કોઈ કાબેલ તબીબની સલાહ લેવી.



## દસ્તાંનની જુદી જુદી બીમારીમાં વપરાતી જાણવા જોગ દવાઇઓ.

### ખંચાઈ ગયલાં દસ્તાંન માટે દવાઓના નુસ્કા.

૧. એપીઓલ કેપ્સુલ. *Apiol Capsules. (Parke Davis.)*

ડોઝ–૧ કેપ્સુલ.

૨. *R/. *Liq Hydrag Perchl .....1 ounce*
*Pot Iodidi.................30 grs.*
*Ammon Citr................1 dram*
*Sp. Chloroformi...........2 drams.*
*Aquæ.........................8 ounces.*

*Mix.*

ઉપલી દવા કોઇ કુશળ કેમીસ્ટને ત્યાંથી બનાવી મંગાવવી. અને એમાંથી રોજ દીવસના ત્રણ વખત **ખોરાક પછી** એક 'ટેબલ સ્પુન' લેતાં રહેવું.

૩. *R/. *Ergotini.. ... ..½-1 gr.*
*Aloes ...............1 gr.*
*Ol sabinæ...... ..½ min.*
*Ext Hellebor Nig. 1 gr.*
*Ferri Sulph......1 gr.*

*M. Ft. Pil ume.*

આ ઉપલી દવાનું પ્રમાણ એક ગોળી માટે છે આ ગોળીઓ કોઇ કુશળ કેમીસ્ટને ત્યાંથીજ બનાવી મંગાવવી, અને દીવસમાં ત્રણ વખત, એકએક ગોળી ખોરાક પછી લેવી. આ નુસ્કામાં પેહલી દવા ઍરગટીન દરદીના બાંધાના પ્રમાણમાં સારવાર કરનારે પોતાની મુનસફીનો ઉપયોગ કરી ½ થી ૧ ગ્રેનના પ્રમાણમાં વાપરવી.

---

* The Practitioner's Vade Mecum.

## દુખારા સાથ પડતાં દસ્તાંન માટે દવાના નુસ્કા.

(DR. McINTOSH'S PILLS.)

૪ *R/. *Ext. Strammonii......¼ gr.*
*Quin Sulph............1 gr.*
*Ext. Opii..............¼ gr.*
*Comphoræ ............1 gr.*
*Ipecoac.............. ......½ gr.*
*M. Ft. Pil one.*

આ દવાનું પ્રમાણુ એક ગોળી માટે છે. એ ગોળી ખપ પડે ત્યારે તાજી બનાવી મંગાવવી, અને ૧ ગોળી, યા દુખારો જો વધારે હોય તો, અને દરદીનો બાંધો મોટો અને મજબુત હોય, તો ૨ ગોળી દીવસમાં ત્રણુ વખત, પાંચ દીવસ સુધી ચાલુ લેતાં રહેવું. આ ગોળી લેવાની પેહલ્લી શરૂઆત, માસીક માંદગીની મુદતની ત્રણુ દીવસ આગમ-જથી કરવી, અને માસીક માંદગી શરૂ થયા પછી બે દીવસ સુધી તે ચાલુ રાખવી. એવી રીતે લગભગ ચારથી આઠ માસ સુધી દર માસીક પ્રસંગે આ ગોળીઓનો ઉપયોગ ચાલુ કરવો દુખારો અગર જો ગુપ્ત શરીરની કાંઇક ખામીને લીધે ન હશે, તો આ ઇલાજથી દસ્તાંનનો પ્રવાહ સેહલથી થવા માંડશે, અને દુખારો પણુ નરમ પડી જશે. દરદી જો એનીમીયાની બીમારીથી હેરાન થતી હોય, તો તેના ઇલાજ પણુ સાથે સાથે આગળ જણુાવ્યા પ્રમાણે ચાલુ કરવા.

## દુખારા સાથ પડતાં દસ્તાંનનો: બીજો ઇલાજ.

૫. *R/. *Viburnum Compound...1 ounce.*
*Fl. Ext. Dioscorea......2 drams.*
*Simple Sirup...........4 ounces. M.*

*Dr. F. Dressler, M. D.

આ દવા સરબત જેવી મીઠી બને છે. એમાંથી દીવસમાં ચાર વખત એક એક 'ટી સ્પુન' જેટલું, થોડાં પાંણી સાથે મેળવી પીવું. અગરજો દરદીને કબજીઆત હોય, તો એકાદ બે ગોળી જુલાબની ચાલુ લેતાં રહેવું.

## દસ્તાંનના દરદો ઉપર વપરાતી જાણવા જોગ દવાઓ, અને તે વાપરવાનું પ્રમાણ.

આ ઉપરાંત નીચલી દવાઓ તેમાં સમાયલા ગુણોને લીધે દસ્તાંનની પીડાકારીમાં વાપરી શકાય છે.

૧–કોલોફાઇલિમ થેલીકટ્રોઇડીસ. (*Caulophyllum Thalictroides*)

નંબર બે વાલા પ્રકારની દસ્તાંનની બીમારીમાં આ દવા સારી અસર કરે છે. એથી દુખારો નરમ પડે છે. દસ્તાંનનો પ્રવાહ વધવા માંડે છે. ગર્ભસ્થાંનને તાકાત આપે છે. ગર્ભપાત થતો અટકાવે છે. લ્યુકોરીયાના પાણીનો અટકાવ કરે છે. પીસાબનો પ્રવાહ વધારે છે. દસ્તાનનું અનીયમીતપણું સુધારે છે.

| | | | |
|---|---|---|---|
| ડોઝ: *Flud Ext* | *Caulophyllum Thal.* | | *10–30 mins.* |
| *Solid Ext.* | „ | „ | *2—4 grs.* |
| *Tincture* | „ | „ | *1—2 drams.* |

૨.—વાઇબિરનમ પ્રુનીફોલીયંમ. (*Viburnum Prunifolium.*)

ગર્ભસ્થાંનમાં થતો દુખારો નરમ પાડે છે. ગર્ભસ્થાંનને શક્તી આપે છે. ગર્ભપાત થતો અટકાવે છે. પેહેલા પ્રકારની દસ્તાંનની બીમારીમાં એ સારી અસર કરે છે. સ્ત્રીની જનંન શરીરને લગતી સરવે ઇન્દ્રીઓ ઉપર સારી અસર થાય છે. છુટી ગયલાં દસ્તાંનનો એ અટકાવ કરે છે. સરવે જાતની ડીસ્મીનોરીયાની બીમારી ઉપર ફાયદો કરે છે.

ડોઝ: *Fluid Ext. Viburnum Prunif 15-60 mins.*
*Solid Ext. " " 3-10 grs*
*Tincture. " " ½--2 drams.*

૩. એલેટ્રીસ ફેરીનોસા. ( *Aletris Farinosa.* )

ગર્ભસ્થાંનને તાકત આપે છે. ગર્ભપાત થતો અટકાવે છે. વાંઝીયાપણું દુર કરે છે. ખંચાઇ ગયલાં દસ્તાંનનો પ્રવાહ વધારે છે. માસીક પ્રસંગે થતો દુખારો નરમ પાડે છે.

ડોઝ: *Fluid Ext Aletris Far...10-30 mins.*
*Tincture " " ½--2 drams.*

૪. એકટીયા રેસીમોસા. ( *Actæa Racemosa.* )

ગર્ભસ્થાંનનો દુખારો કમતી કરે છે. દસ્તાંનનો પ્રવાહ નીયમીત કરે છે. સ્ત્રીને લાગુ પડેલી હિસ્ટીરીયાની બીમારીને નરમ બનાવે છે. લ્યુકોરીયાનો પ્રવાહ કમતી કરે છે. સરદીથી ખંચાઈ ગયલાં દસ્તાંનને નીયમસર લાવે છે. સ્ત્રીઓને રાતને સમે પગમાં આવતાં આંકરાં (cramps) ની પીડાકારી દુર કરે છે. છુટી ગયલાં, ખંચાઇ ગયલાં, તેમજ દુખારા સાથ પડતાં દસ્તાંનના મરજો ઉપર સલામતી સાથ વપરાય છે.

ડોઝ: *Fluid Ext actæa Racemosa 10-30 mins.*
*Tincture " " 15-60 mins.*

૫. પલસેટાઇલા. ( *Pulsatilla.* )

આ દવા સ્ત્રીની જનંન ઇન્દ્રીઓને લાગુ પડતાં લગભગ સઘળાં દરદોમાં વપરાય છે. આ દવાની અસર મોટે ભાગે જ્યારે તે એકલી વાપરવામાં આવે છે, ત્યારે જેટલી થાય છે, તેના કરતાં વધારે સારી અને ખાતરી પુર્વક અસર, કોલોફીલીનની સાથે મેળવીને ઉપયોગ કીધાથી થાય છે. અનીયમીત દસ્તાંન, દુખારા

સાથ પડતાં દસ્તાંનની પીડાકારી, ખંચાઈ ગયલાં દસ્તાંનની બીમારી, ગર્ભસ્થાંનનુ ખસી પડવું, લ્યુકોરીયાનો પ્રવાહ, સઘળા પ્રકારની ડીસ્મીનોરીયાની પીડાકારી, વીગેરે દરદો ઉપર આ બંને દવાઓ ઘણી સારી અસર કરે છે.

ડોઝ: *Fluid Ext. Pulsatilla...1–5 mins.*
*Solid „ „ ½–1 gr.*
*Tincture „ „ 1–10 mins.*

૬. સેલીકસ નાઈગ્રા. ( *Salix Nigra.* )

આ એક નવીજ દવાઇ છે, જે અતરે બીલકુલ વપરાતી નથી, યા જો એ વપરાતી હોય, તો તે ઘણીજ જુજ વપરાતી હશે. એની ઉતપંતી દક્ષીણ અમેરીકામાં થાય છે, અને મીસીસીપી નદીના નાળાંને કીનારે એ મોટે ભાગે મળી આવે છે.

આ દવા સ્ત્રી તેમજ પુરૂશોની જનંન ઇન્દ્રીઓની હદ બાહાર ઉસ્કેરાયલી હાલતને લીધે થતાં દરદોમાં ખાસ કરી વપરાય છે. આ દવા વીશે લંબાંન વીવેચન આ પ્રસંગે કરવાની જગ્યા નથી, છતાં. કેહ્યા વીના ચાલતુ નથી, કે સ્ત્રીઓમાં ઓવરીની ઉસ્કેરાયલી હાલતથી થતી દસ્તાંનની પીડાકારીમાં જ્યાં જ્યાં ' બ્રોમાઇડસ 'નો ઉપયોગ થાય છે, ત્યાં આ ' સૅલીકસ નાઈગ્રા ' વધારે સારાં પરીણાંમ ઉપજાવતી દવા કહેવાય છે. સ્ત્રીની જનંન શરીરને લગતી સઘળી ઇન્દ્રીઓની ઉસ્કેરાયલી હાલતને, આ દવા શાંત કરે છે. સ્ત્રી તેમજ પુરૂશોની એવી ઉસ્કેરાયલી હાલત ઉપર આ દવાથી ઘણી સારી અસર થાય છે. ડીસ્મીનોરીયા, ગર્ભસ્થાંનને લાગુ પડેલો ન્યુરાલજીક પ્રકારનો દુખારો જેને *uterine neuralgia*ને નામે તબીબો ઓળખે છે, તેમજ કામાવરોધની બીમારી જેને તબીબો ***Dyspareunia***ને નામે ઓળખે છે. કાંમ-ઘેલાઈ યાને ***Nymphomania***ને નામે સ્ત્રીઓમાં થતી એક હવસની પીડાકારી,

દસ્તદરાજી યાને *Self-abuse*, વીલાસીપણુ, ધાતનું જવું યાને *Spermatorrhœa* વીગેરે જનન ઈન્દ્રીઓની પીડાકારીઓમાં આ દવા ઘણાં સારાં પરીણામ લાવતી કહેવાય છે.

ડોઝ: *Fluid Ext Salix Nigra (of the bud) 30–60 mins.*

સ્ત્રીઓની એવાજ પ્રકારની ફરીયાદ માટે બીજી કેટલીક જાણીતી દવાઓમાં, ૧, ઍલેટ્રીસ-કોરડીયલ, ૨, સૅલૅરીના, ૩ યુટ્રોડાઇન, ૪, કોલોફાઇલિસ-એટ-પલસેતાઇલા, ૫, આયોડીયા, ૬, લાઇકોર સીડાંન્સ (પાર્ક-ડેવીસનુ બનાવેલું) વીગેરે દવાઓ તૈયાર મળે છે, અને તે કયારે અને કેમ વાપરવી, અને કેટલી વાપરવી, વીગેરેનું બયાન તે દવાની બાટલી ઉપર છાપેલું હોય છે. આ સઘળી દવાઓ ઘરગતુ ઇલાજ તરીકે આજે કેટલેક ઠેકાણે વપરાય છે, છતાં સુચના કરવાની જરૂર છે, કે તબીબની સલાહ પ્રમાણે એ દવાઓનો ઉપયોગ કીધાથી જેટલો લાભ થાય છે, તેટલો લાભ બીન અનુભવીઓની મુનસફી પ્રમાણે ચાલ્યાથી થતો નથી.

આ દવાની ટીપ હજી લંબાવી શકાય, પણ હવે વધારે લંબાવવાની જરૂર જણાતી ન હોવાથી, એ ટીપ અતરે બંધ કરવી પડે છે.

બીઠ દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૩૦ મું.

## સ્ત્રીના ગુપ્ત દરદો.

## SEXUAL DISORDERS OF FEMALE.



વાંચક મેહરબાંન,

સ્ત્રીજાતને લાગુ પડતાં કેટલાંક ગુપ્ત દરદોની અગર જો સવખતે સારી સારવાર કીધી હોય, અને ઘરગતુ ઇલાજો અગ જો વગર ઢીલે ચાલુ કીધા હોય, તો મોટે ભાગે તે સાજાં થાય એવાં હોય છે. એ ઈલાજો અને એ સારવાર માટેનું સાધારણ જ્ઞાંન દરેક સ્ત્રીને અવશ્ય જરૂરનું હોવું જોઇએ. પણ સવાલ એ ઉભો થાય છે, કે આપણા દેશની સ્ત્રીઓને એવું જ્ઞાંન આપવામાં આવ્યું છે? સ્ત્રી કેળવણી ગમે એવાં મોટા ધોરણ ઉપર અપાતી હોય, પણ જ્યાં સુધી સ્ત્રીજાતને તેમની શારીરીક રચના અને બંધનના જ્ઞાંન સાથ શરીર માંહેલી સરવે ઇન્દ્રીઓના ગુણ દોશનું શીક્ષણ આપવામાં આવશે નહી, ત્યાં સુધી સ્ત્રી પોતાની ખરી હાલતનું તોલ કરતાં કદીબી સમજી શકશે નહી, અને સંસારમાં પોતાનું સુખ કદીબી તે સુધારી સુખી થશે નહી.

એ સ્ત્રી શાસ્ત્ર કહેવાય છે. સ્ત્રીઓ પોતાની ગુપ્ત ફરીયાદો જીવ જતે પણ પારકાંને જાહેર કરતી નથી. ઘણીક વાર તો તેઓ પોતાની એવી ફરીયાદ પોતાના પતીને જાહેર કરતાં પણ લજવાય છે. તેમજ કેટલીક

સ્ત્રીઓ અમુક પ્રકારની ગુપ્ત પીડાકારી સ્ત્રી તબીબો પાસ કહેવામાં પણ લાજ અને હીનપસ્તી સમજી, તે લેઈ ચલાવે છે, અને સેવટે જ્યારે પીડાકારી ગંભીર રૂપ પકડે છે, ત્યારે કાબેલ તબીબોના ઈલાજો લાઇલાજ થઈ પડે છે. એટલા માટે થેડીક સાધારણ ગુપ્ત પીડાકારીની ઘરગતુ સારવાર, અને ઘરગતુ ઇલાજો સ્ત્રી સમાજની બહેતરી માટે અતરે રજુ કરવા યોગ્ય થઈ પડશે.

## ધુપની.

(ધાત યાને પાણી જવાં!)

LEUCORRHŒA OR WHITES.

આ દરદ સ્ત્રી જાતમાં અતી સાધારણ હોય છે. આપણા લોકો એને 'પાણી જવું' યા 'ધાત જવી' એમ બોલે છે. તબીબો એને 'લ્યુકોરીયા' કહે છે.

### લ્યુકોરીયાની બીમારીનું બયાન. દરદની નીશાંણીઓ.

આ બીમારીમાં પ્રસવદ્વાર યાને જનંન માર્ગમાંથી પહેલાં પાણી જેવો પતલો પ્રવાહી ઝરફવા માંડે છે. દરદી સ્ત્રી શરૂઆતમાં એ પ્રવાહની ઝાઝી દરકાર કરતી નથી. રફ્તે રફ્તે આ પાણીનો પ્રવાહ વધવા માંડે છે, અને તે સેહજ ઘટ થતો જાય છે. આ દરદ જેમ જુનું થતું જાય છે, તેમ પ્રસવ દ્વારમાંથી જતાં પાણી ચીકાસદાર, અને ઘટ થતાં જાય છે, અને સેવટે તે લીલો, પીળો અને ભુરો રંગ પકડતાં જણાય છે.

આ વાત ધ્યાનમાં રાખવી, કે ચોકસ પ્રસંગે સ્ત્રીને 'લ્યુકોરીયા'ની બીમારી કુદરતી લાગુ પડે છે, અને તે આપોઆપ બંધ પણ પડી જાય છે. માસીક માંદગી શરૂ થવાની થોડાક દીવસ આગમજથી આ પાણી જેવો પ્રવાહ જવા માંડે છે, તેમજ માસીક માંદગી પુરી થયા પછી પણ તે થોડાક વખત ચાલુ રહી બંધ પડે છે. વળી હમેશાં નહી, પણ કેટલીકવાર હમેલ રહ્યા પછી પણ એ બીમારી લાગુ પડે છે.

## લ્યુકોરીયાના ચાર જાતના પ્રકાર.

આ બીમારીમાં જતાં પાણી પ્રસવ માર્ગમાંથી જાય છે, પણ જનન શરીરના જ્ઞાનની ગેરહાજરીને લીધે, અજ્ઞાન સ્ત્રીઓ તેમજ લેભાગુ વૈદુ કરનારાઓ મજકુર પાણી વહેવાના મુળ સ્થાંનથી બેખબર હોય છે. લ્યુકોરીયાના પાણી વીશે જાણવું જરૂરનું છે, કે એ પ્રવાહ ઈન્દ્રીના ચાર જુદાં જુદાં સ્થાંનમાંથી વહે છે, પણ તે પ્રસવ માર્ગને રસ્તે બાહાર પડતો હોવાને લીધે, સાધારણ રીતે એ પ્રવાહ પ્રસવ માર્ગમાંથી વહેતો માનવામાં આવે છે. લ્યુકોરીયાના પાણી ગુપ્ત ઇન્દ્રીના ચાર જુદાં જુદાં સ્થાંનમાંથી વહેવા માંડે છે.

૧. ગર્ભસ્થાંનમાંથી નીકળતો પ્રવાહ.
૨. ગર્ભસ્થાંનના મુખમાંથી જતો પ્રવાહ.
૩. પ્રસવ માર્ગમાંથી જતો પ્રવાહ.
૪. યોનીમાંથી જતો પ્રવાહ.

## ચાર જાતના લ્યુકોરીયાને પીછાનવાની રીત.

**ગર્ભસ્થાનનો લ્યુકોરીયા** જવાંન સ્ત્રીઓને જવલેજ લાગુ પડે છે. એ પ્રકારની બીમારી ખાસ કરી અધોડ ઉમરની તેમજ ઘરડી સ્ત્રીઓને લાગુ પડે છે. રંગમાં આ પ્રવાહ સુફેદ રંગનો ( white ) હોય છે. આ જાતની બીમારીમાં ઘણીક વખત દુખારો પણ હોય છે. તબીબો એને 'યુટરાઇન લ્યુકોરીયા' ( Uterine Leucorrhœa ) કહે છે

**ગર્ભસ્થાંનના મુખનો લ્યુકોરીયા** ખાસ કરી વિયાતી જનતી સ્ત્રીઓને લાગુ પડે છે. એ પ્રવાહ ઘટ અને ચીકાસદાર હોય છે. આ જાતની પીડાકારી સ્ત્રીને એક વખત લાગુ પડયા પછી તે સ્ત્રી ઘણું કરી ગર્ભવંત થતી અટકે છે. એને વૈદકભાશામાં સરવાઇકલ લ્યુકોરીયા ( Cervical Leucorrhœa ) કહે છે.

**પ્રસવ માર્ગનો લ્યુકોરીયા** જવાંન સ્ત્રીઓને મોટે ભાગે લાગુ પડે છે. આ જાતની પીડાકારીમાં જતા પ્રવાહની ખાસીયત 'ખટાસદાર (acid) હોય છે. એને વૅજાઇનલ લ્યુકોરીયા (Vaginal Leucorrhœa) કહે છે.

**યોનીને લાગુ પડેલો લ્યુકોરીયા** નાંહની ઉમરની બાળાઓને લાગુ પડે છે. તબીબો એને વલ્વર લ્યુકોરીયા (Vulvar Leucorrhœa) ને નામે ઓળખે છે. શરીરને સાફ નહી રાખ્યાથી, યા કાંઇક પ્રકારની ઇજા શરીરના એ ભાગ ઉપર થયાથી, તેમજ ગંધીલી જગ્યામાં, ગંધકી હાલતમાં દલીદ્રતા વચ્ચે વસી, શરીરને જોઇએ તેટલું ધોઇને સાફ નહી રાખ્યાથી આ પીડાકારી લાગુ પડવાના સંભવ રહે છે. આ પીડાકારી કોઇ વખતે બાળકોને દાંત આવવા માંડે છે ત્યારે, તેમજ અમુક જાતનો તાવ આવી ગયા પછી પણ લાગુ પડતી કહેવાય છે.

### લ્યુકોરીયા લાગુ પડવાના વીસ સાધારણ કારણો.

૧. શરીરમાં લાગુ પડેલી નબળાઈ.
૨. લાંબો વખત સુધી બાળકને ધવાડવાનું ચાલુ રાખવું.
૩. શરીરને લાગુ પડેલી એકાદ 'ક્રોનીક' બીમારી. (ખઇ વીગેરે).
૪. ગર્ભસ્થાંનમાંથી લોહીનું જવું. મીનોરેજીયા અથવા તો મેત્રોરેજીયાથી લાગુ પડેલી એનીમિયાની બીમારી,
૫. શરીરમાં લાગુ પડેલો સીફીલીસ યાને ઉપદંશના દરદનો ચેપ.
૬. ખરાબ હવામાં વસ્વાટ. અપુષ્ટીકારક ખોરાક. રોગીષ્ટ ધંધો.
૭. ગરમ દેશમાં વસ્વાટ કીધાથી શરીરની સામાન્ય આરોગ્યતાનું ઢીલું પડી જવું.
૮. પ્રસવમાર્ગ અને યોનીને સોજો આવવો.
૯. ગર્ભસ્થાંનમાં લોહીનું ધાઈ આવવું. (*Conjestion.*)
૧૦. ગર્ભસ્થાંનમાં સખત પ્રકારનો, યા લાંબા વખતનો સોજો.
૧૧. ગર્ભસ્થાંનનું તેની જગ્યા ઉપરથી ખસી જવું.

૧૨. ગુપ્ત શરીરને સરદીનું લાગવું.
૧૩. અતી ઘણો સ્વામી સંબંધ. ( *sexual excess* ).
૧૪. કુંવારી સ્ત્રીઓને પડેલી કુટેવ. (*Self abuse*)
૧૫. બરોબર રીતે નહી લાગુ પડેલી 'પેસરી' (*pessary*) નો ઉપયોગ.
૧૬. પ્રીત વગરનો વીલાસ.
૧૭. માસીક માંદગી પછી પ્રસવ માર્ગની જોઇએ તેવી રીતે રાખવી જોઇતી સફાઈ.
૧૮. હમેલથી ફારેગ થયા પછી ગર્ભસ્થાંનની જોઇતી સારવાર કરવામાં ગફલતી
૧૯. યોનીની આજુબાજુના બીજા ભાગો ઉપર સોજો આવવો.
૨૦. યોની ઉપર ખસ યા ખરજનુ થવુ.

## લ્યુકોરીયાના ઘરગતુ ઇલાજો અને સારવારની રીત.

લ્યુકોરીયાની બીમારીમાં સર્વથી પેહલા ઇલાજ તરીકે, ગરમ પાંણીના ડુશનો ઉપયોગ કરવો. અગર જો દરદી કાંઇક સબબને લીધે 'પેસરી' યા કડીનો ઉપયોગ કરતી હોય, તો તે કાહાડી નાખ્યાથી ઘણીક વાર જતાં પાણી બંધ પડે છે.

અગર જો યોની ઉપર યા પ્રસવદ્વારમાં વવળાટ યા વવ જેવું થતુ હોય, તો એક પાંઇન્ટ પાંણીમા, એક ચમચી ભરી 'બોરેકસ' ખાર નાખી તેનુ લોશંન બનાવી, તે ઉપર કપડાંનો કટકો ભીજવી મુકયાથી, વવળાટ નરમ પડશે.

લ્યુકોરીયા જો લાંબા વખતનો હોય, અને પ્રવાહ ઘણો જતો હોય ત્યારે, અને ગુપ્ત શરીર જો ઢીલુ પડી ગયલું જણાય, તો નીચે લખેલી દવાના ડુશનો તુરતજ ઉપયોગ ચાલુ કરવો. ડુશનું પાંણી ગરમ લેવું, અને તેમાં alum એલમ યાને ફટકી; યા ટેનીન; યા સૅલફેટ ઑફ ઝીંક; યા

એસીટેટ–ઑફ્–લેડ; વીગેરે દવામાંથી કોઇભી એક દવા નાખી, તેને પીગળાવી તેનું ડુશ બનાવવું. અગર જો ડુશમાં ટેનીન વાપરવું હોય, તો એક પાંઇટ પાણીમાં, બરોબર એક ડ્રામ ટોલીને નાખવું.

અગર જો લ્યુકોરીયાનુ પાંણી વાસ મારતું હોય, તો 'પરમૅન્‌ગૅનેટ–ઑફ્–પોટાશ' દસ ગ્રેન ટોલીને, એક પાંઇટ પાણીમાં પીગળાવી, ડુશ તરીકે તેનો ઉપયોગ કીધાથી વાસ દુર થશે.

ગરમ પાણીનુ ડુશ દીવસમાં બે વાર લેવુ, અને દરેક વખત પંદરથી વીસ મીનીટ સુધી તે ચાલુ રાખવું. દવાઇનુ ડુશ દીવસમાં એકજ વખત લેવું. દવાઇવાલાં ડુશના બીજા નુસ્કા નીચે આપ્યા છે, તેમાથી જુદી જુદી વખતે જુદી જુદી દવાઇને પસંદગી આપવી.

સીત્‌ઝ બાથ, યાને પીડુપુર ગરમ પાણીના ટબમા બેસવું. બની શકે તો આવી રીતે રોજ એક વાર સેકાવું, અને જો રોજ બની શકતું ન હોય, તો અઠવાડીયાંમાં બેથી ચાર વાર જરૂર એવી અંઘોળ કરવી.

આ પીડાકારીના વધારે અસરકાર ઈલાજ તરીકે દવાઇના કાકડા વાપરવાની ભલામણ થઇ શકે છે. એવી દવાઇના નુસ્કા નીચે આપ્યા છે.

બીમારીના પ્રમાણ પ્રમાણે, શારીરીક તદરોસ્તીને પણ સાથે સાથે સુધારવી જોઇએ છે. જો દરદી એનીમિયાની બીમારીથી હેરાન થતી હોય, તો તેના ઇલાજ ચાલુ કરવા. જો દરદી તવાતી જતી હોય, તો કોડલીવર ઓઇલ, અને એવીજ બીજી પુષ્ટીકારક દવાઇઓ આપવી. અદહજમી હોય, તો તે સુધારવી. કબજીઆત હોય, તો તે દુર કરવી. અને જો કાંઇક ખાસ બીમારી હોય, તો કોઇ કુશળ તબીબની સલાહ લેવી.

**લ્યુકોરીયાના પ્રવાહ માટે કાકડાંની દવાઓના નુસ્કા.**

૧. *R/. Glycerine of Tannic Acid...1 ounce.*

આ દવામા રૂનો કાકડો બનાવી, બીજવીને તેનો ઉપયોગ કરવો. આ દવાને નરમ કરવી હોય, તો તેમા ગ્લીસરીનનુ પ્રમાણ સેહજ વધારે ઉમેરવું.

૨. *R/. Acid Carbolic......1 dram.*
*Glycerine............12 ounces. Mix.*

નંબર ૧, વાલી ઉપલી દવા જો સખત પ્રકારની માલમ પડે, તો આ દવાનો ઉપયોગ કરવો

૩. *R/. Ext. Eucalyptus,...2 fl. ounces.*
*Glycerine............2 fl. ounces. Mix.*

લ્યુકોરીયાના દરદમા નીકળતા વાસ મારતા પ્રવાહ માટે આ નવોજ ઇલાજ હાલ અમેરીકામાં ચાલુ થયો છે. એમાં રૂનો કાકડો બોળવી, ઉપર પ્રમાણે ઉપયોગ કરવો.

**લ્યુકોરીયા માટે ડુશની દવાના નુસ્કા.**

૪. *R/. Acid Boracic......1 ounce.*
*Aquæ...............2 pints. Mix.*

પેહલાં ગરમ પાણી વડે 'ડુશ' લેઇ પ્રસવદ્વાર અને માર્ગને સાફ થવા દેવાં, અને તે પછી ઉપલાં ડુશમાંથી અરધી પાઇન્ટ જેટલાંનો ડુશ તરીકે ઉપયોગ કરવો.



૫.. *R/. Alum (Exic)......2 drams.*
*Zinc sulph.........1 dram.*
*Aquæ...............1 pint.*

નંબર ૪ વાલાં ડુશ કરતાં આ વધારે સખત પ્રકારનું ડુશ છે. એનો ઉપયોગ પણ ઉપર પ્રમાણેજ કરવો

ડા૦ ડુવાગીર.

* * *



D. H. P.

# પત્ર ૩૧ મું.

## પ્રસવ માર્ગનો સોજો.

## VAGINITIS.
## (ACUTE AND CHRONIC.)



મુજ્ઞ વાંચક,

સ્રીમા આ બીમારી લ્યુકોરીઆના જેટલીજ સાધારણ છે. સ્રીનો પ્રસવ માર્ગ જ્યારે બીલકુલ સુજી આવે છે, ત્યારે તેને વૅજાઇનાઇટીસને નામે તબીબો ઓળખે છે. પ્રસવમાર્ગમાં બે પ્રકારનો સોજો લાગુ પડે છે. એક સખત પ્રકારનો, અને બીજો બારીક યાને ધીમા પ્રકારનો સોજો હોય છે. એને ઇંગ્રેજીમા acute અને chronic કહે છે.

**પ્રસવ માર્ગને સખત પ્રકારનો સોજો લાગુ પડવાંના કારણો.**

પ્રસવ માર્ગનો સખત પ્રકારનો સોજો, (Acute Vaginitis) નીચલાં કારણોથી લાગુ પડે છે.

૧. પ્રમેહ યા તો સીફીલીસનો ચેપ ખાવિંદ તરફથી સ્રીને લાગુ પડ્યાથી.
૨. હમેલથી ફારેગ થતાં થાયલી ઇજાથી.
૩. 'પૅસરી' યાને કડી ભીતરમા બરોબર લાગુ ન પડવાને લીધે થતાં દબાણથી.
૪. ધાતડીપણાથી।

૫. ગોવરૂ યા એવી બીજી ખાસ બુખારની બીમારીથી બીમારી દરમ્યાંન યા બીમારી પછી.

૬, કોઇક જાતની જલ્દ દવાના ડુશની અસરથી, યા ગર્ભસ્થાનમાંથી નીકળતા એવાજ જલ્દ પ્રવાહની અસર, પ્રસવમાર્ગની ઉપર થયાથી.

૭, ઘણુાજ ઠંડા, યા ઘણુાજ ગરમ પાણીના ડુશથી.

૮, રૂમેટીક અને ગાઉટની દેહને લીધે પણ કોઇ વખત પ્રસવ-માર્ગમાં સોજો આવે છે

૯, શરીરને જોઇએ તેવી રીતે અંદરથી સ્વચ્છ નહી રાખવાને લીધે પણ એવી બીમારી લાગુ પડે છે.

૧૦, નાહની બાળાઓમાં કરમ થવાથી, તેમજ ગુપ્ત શરીરની આરોગ્યતા સફાઇદાર ન રાખ્યાથી પણ એ પીડાકારી લાગુ પડે છે.

## પ્રસવ માર્ગમાં સખત સોજો. તેની નીશાંણીઓ.

પ્રસવ માર્ગને જ્યારે સખત સોજો આવે છે, ત્યારે તેને એક્યુટ વૅજાઇનાઇટીસ કહે છે. એવે સમે સુજી આવેલા ભાગમાં અગન અને દરદની વેદના થાય છે. યોનીવાળા ભાગો ઉપર વવળાટ અને ક્ષાર લાગે છે, અને પેસાબ થતી વખતે કાંઇક અડચણ થાય છે. દરદી જો પોતે તપાસ કરશે, તો તેણીને માલમ પડશે, કે પ્રસવ માર્ગમાં સોજો આવવાના સબબને લીધે, તમામ માર્ગ લાલચોળ થઇ આવેલો, સુજી ગયેલો, અને તે સબબથી બીલકુલ ગરમ અને સુકો થઈ ગયેલો હોય છે. પ્રસવમાર્ગમાં આવેલા સોજાને લીધે પ્રસવ માર્ગની નળીનો ગાળો સકોચાઇને અતીશય સાંકડો થઇ ગયેલો જણાશે. શરૂઆતના બે ત્રણ દીવસ વહી ગયા પછી દરદનું રૂપ બદલાવા માંડે છે, અને પ્રસવ માર્ગમાંથી પરૂ જેવા રંગનો પ્રવાહ વહેવા માંડે છે. આવી રીતે વહેતા પરૂ જેવા રંગના પ્રવાહને લીધે, ઘણીક વાર અજ્ઞાન અને બીનઅનુભવીઓ, તેમજ સારવાર કરનારાંઓ એ દરદને ( ગોનોરીયા ) પ્રમેહની બીમારી સમજવાની ભુલ કરે છે.

આ દરદ જ્યારે 'ક્રાનીક' પ્રકારનું હોય છે, ત્યારે ઉપર જણાવેલી સઘળી નીશાણીઓ ઘણું કરી જવલેજ માલમ પડે છે, બલકે દુઃખ કે વેદના જેવું કાંઈબી હોય, એમ દરદીને વટીક માલમ પડતું નથી. જે કાંઇ ફરીયાદ કરવા જેવું જણાય છે, તે ફક્ત દરદીના પ્રસવ માર્ગમાંથી જતો પ્રવાહ હોય છે.

## સ્ત્રીને ચેપથી લાગેલો પ્રસવ માર્ગનો સોજો.

પરણેલી સ્ત્રીને જ્યારે પ્રસવ માર્ગના સોજાની બીમારી, ગોનોરીયાના ( પ્રમેહના ) ચેપથી લાગેલી હોય છે, ત્યારે દરદીની હાલત ઘણીજ ત્રાસદાયક થઇ પડે છે. એટલુંજ નહી પણ એ બીમારીની સારવાર અગર જો સવખતે શરૂ કીધી નહી હોય, અને ચાંપતા ઇલાજ લેવા છતાં સોજાને કાબુમાં રાખવાની તજવીજ કરવામાં જો નીશફળતા મળે છે, તો દરદનું જોર એટલું બધુ તો આગળ વધે છે, કે તેથી યોનીના ભાગો સુજી આવી તે પાક ઉપર ચહડે છે; પીસાબની નળીમાં સોજો ( Urethritis ) લાગુ પડે છે, અને ત્યાંથી સોજો આગળ વધી કોઈ વખત પીસાબના ફુક્કા ( Bladder ) ને લાગુ પડે છે, જેને તબીબો ' સીસ્ટાઇટીસ ' ને નામે ઓળખે છે. એટલુંજ નહી, પણ એથીબી વધારે ખરાબી એ ચેપના દરદથી લાગુ પડેલી મજકુર બીમારી કરે છે, જે અતરે લંબાવવાની જરૂર નથી.

## પ્રસવ માર્ગના સોજાના ઇલાજો.

તીક્ષણ યાને ' એકયુટ ' પ્રકારની આ બીમારી, ચાંપતા ઇલાજ અને સારવાર કીધાથી બેથી ત્રણ અઠવાડીયામાં સાજી થાય, એ બનવા જોગ છે. ' સીત્ઝ બાથ, ' યાને પીઠુ પુર પાંણીમાં દરદીએ આગળ જણાવ્યા પ્રમાણે અંઘોળ કરવી. ગરમ ડુશ દીવસમાં ત્રણથી ચાર વાર લેવાં, અને દરદીએ બીછાનામાં સુઈ રહી આસાએસ લેવી.

જો દરદથી વેદના થતી હોય, તો ખસખસના ફુલના ગરમ પાણી વડે ડુશ લેવા માંડવું. જરૂર પડે તો ' બોરેક્સ ' વાલું ડુશ જે

પાછલાં પત્રમાં સુચવ્યું છે, તેનો ઉપયોગ કરવો. કબજીઆત દુર કરવા ફ્રુટ સોલ્ટ વાપરવું. ખોરાક ઘણોજ હલકો અને હજમ થાય તેવો આપવો. દારૂ બીલકુલ છોડાવી દેવો. બીમારી જ્યારે 'એક્યુટ' રૂપ છોડી 'ક્રોનીક' રૂપ ધારણ કરે, ત્યારે પાછલાં પત્રમાં જણાવેલું નંબર ૫, વાલુ ડુશ, પ્રવાહ બંધ થાય ત્યાં સુધી લેવું, અને જરૂર પડવે તેમાં અકલ પસદ ફેરફાર કરતાં રહેવુ.

ક્રોનીક પ્રકારની આ પીડાકારી સમે જતો પ્રવાહ અટકાવવા માટે, એક ડ્રાંમ. 'પોટાશ કલોરેટ' અરધી પાંઈન્ટ ધુક્કાં પાણીમાં મેળવી ડુશ લેવાનું ચાલુ કીધાથી ફાયદો થાય છે. એ ઉપરાંત નીચલા નુસકા સાદી સમજને અનુસરી વપરાસમા લેવા.

***પ્રસવ માર્ગમાં સોજાના સબબથી અકરસાત હોય, તેનો ઈલાજ. ( ગરમ પાણીનું ડુશ. )**

*R/. Tinct opii.........1 dram.*

*Hot Water..........1 pint. Mix.*

આ ડુશ આખા દીવસમાં ૩ થી ૪ વાર લેવું. જો પાણી વધારે જોઈતું હોય તો, દરેક પાંઈન્ટે એક ડ્રામ ટીંકચર ઓપાઈનુ પ્રમાણુ લેવું. અકરસાત નરમ પડયા પછી નીચલું ડુશ ચાલુ કરવુ.

ડુશ. ૨. *R/. Liq Plumbi Subacetatis (Dil) ½ dram.*

*Hot Water...1 pint. Mix.*

ડુશ. ૩. *R/. Glycerine Borax...1 dram.*

*Hot Water.................1 pint. Mix.*

ડા. ડુવાળીર.

* * *



D. H. P.

* આ દરદના બીજા ઈલાજો અને સુચના માટે વાંચો મારૂ સ્ત્રી દરપણ પુસ્તક.

# પત્ર ૩૨ મું.

## પ્રસવ માર્ગ અને તેના મુખને આંકરી.

## VAGINISMUS.



**વાંચક મેહરબાન,**

પ્રસવ માર્ગની બીમારી પછી બીજી એવીજ પણ જાણુવા જોગ બીમારી, તે પ્રસવદ્વાર અને તેના મુખને લાગુ પડતી આંકરી યાને ચમકની પીડાકારી છે. આ બીમારીમા, સ્ત્રીની યોની અને પ્રસવ દ્વારની તેમજ પ્રસવ માર્ગની ચૈતન્ય શકતી એટલી બધી તો અસાધારણુ પ્રમાણુમાં વધી જાય છે, કે તેથી.વારેઘડીએ' ઈન્દ્રીના એ ભાગને ચમક થઈઆવવા માંડે છે, અને દરદી કોઇબી રીતે તે ચમકને પોતાના કાબુમાં રાખી કે અટકાવી શકતી નથી. સારે નસીએ આ બીમારી ઘણુંજ ઓછાં પ્રમાણુમાં ગલબો કરતી હોવાથી, તે જવલેજ સ્ત્રીઓમાં જેવામાં આવે છે. ઘણું કરી એ બીમારી ઠંડા મુલકોમાં અઢારથી ચાલીસ વરશની સ્ત્રીઓને લાગુ પડે છે, અને કોઇ વખતે એથીબી વધારે મોટી ઉંમરની સ્ત્રીઓ તેનો ભોગ થઇ પડે છે. સઘળી વખતે આ દરદનું જોર કાંઈ એક સરખાં પ્રમાણુમાં રહેતું નથી, પણુ દરદીની દેહ અને બાંધાના પ્રમાણુમાં દરદના પ્રમાણુનું જોર દીસે છે.

**તંદરોસ્ત સ્ત્રીને પ્રસવદ્વારની આંકરી કયારે લાગુ પડે છે.**

આ દરદથી પરણ્યા સંસારમાં મુશ્કેલી ઉભી થાય છે, કેમકે તેથી હમ-

બીસ્તરી અશક્ય થઇ પડે છે. આ ચમકની બીમારી કોઈક વાર તુરતની પરણેલી જવાંન સ્ત્રીઓમાં નરમ પ્રકારમાં માલમ પડે છે, કે જે સ્ત્રીઓ ખાસ કરી અતી 'નરવસ' પ્રકૃતીની યા 'હિસ્ટીરીકલ' ખવાસની હોય છે. એવી સ્ત્રીઓ બીલકુલ તંદરોસ્ત હોય છે, અને જો કે તેમના જનંન શરીરમાં કોઇબી પ્રકારની ખામી કે ખોડ હોતી નથી, છતાં તેમની મજકુર પ્રકૃતી અને ખવાસને લીધેજ પરણ્યા પછી તેઓ આવી કફોડી હાલતમાં આવી પડે છે. આવી કીસમની બીમારી, પરણ્યા પછી શરૂઆતમાં દરદીને ઘણીજ દુ:ખદાયક થઈ પડે છે, પણ હીંમત રાખી સંસારની હાજતને આધીન થયાથી, તેઓની એ પીડાકારી થોડાક વખતમાં દુર થઇ જાય છે.

## યોની અને સફરા વચે નીકટનો સંબંધ.

કેટલીક વાર પરણીને માતા થયેલી સ્ત્રીઓને, આ બીમારી પાછળથી લાગુ પડતી જણાઈ છે. એવી સ્ત્રીઓને પ્રસવ દ્વારમાં કાંઈક ઇજા થાયલી હોવાનાં સબબથી, આ પીડાકારી લાગુ પડે છે, એ જાણવું જરૂરનું છે. એવાબી કેટલાક મુદ્દા નોંધાયના છે, કે જેમાં સ્ત્રીને સફરામાં ચીરો કે ફાટ પડયાથી, પ્રસવ દ્વારની ચમક એવી તો સખત પ્રકારની લાગુ પડે છે, કે જેથી દરદી સંસારના હક બીલકુલ આપી કે લઇ શકતી નથી. શરીર રચનાના બંધન પ્રમાણે જાણવુ જરૂરનું છે, કે સફરાની આગળ અને પાછળ, તેમજ તેની આસપાસ આવેલા માસના લોચા, યાને ' મસલ્સ ', પ્રસવ દ્વારની રચના સાથ, એવા તો નીકટ સંબંધમાં આવેલા છે, કે આ ચમકની બીમારીમાં તેઓ પણ હેરાનગતી ભોગવે છે. એવી બીમારીના અનેક જાણવા જોગ દાખલા તબીબી દફ્તરે નોંધાયલા જોવામાં આવે છે, તે સઘળા જેટલા અજાયબ જેવા તેટલાજ દુખદાયક છે.

## પ્રસવ માર્ગની ચમક. દરદની પરીક્ષા.

આ દરદના અનેક કારણો હોય છે. એકાદ કુશળ સારવાર કરનાર,

થા તબીબ અગર જો પ્રસવ માર્ગની તપાસ કરે, તો નીચે જણાવેલી અનેક ખોડ કે ખાંમી માંહેલી એકાદ હાલત તેને માલમ પડે. ૧, પ્રસવ માર્ગની અતી ઘણી સાંકડી હાલત. ૨, પ્રસવદવારના મુખ ઉપર કાંઇક કારણે પડેલી ફાટ યા ચીરો. ૩, ગર્ભસ્થાંનનું તેની જગ્યા ઉપરથી ખસી જવું. ૪, અતી ટુંકો પ્રસવ માર્ગ. ૫, યોનીના એકાદ અંગને થયલી કાંઇક ઇજા. ૬, પીસાબની નળીમાં લાગુ પડેલી કાંઇકે બીમારી, વીગેરે.

## પ્રસવ માર્ગની ચમકવાલી બીમારી. એ દરદ પીછાનવાની નીશાણીઓ.

આ બીમારીમાં યોની અને તેને લગતા બીજા બાહારના ભાગોની, તેમજ પ્રસવ માર્ગ, અને તેના મુખને લગતાં શરીર બંધનની ચૈતન્ય શક્તિ એટલી બધી તો વધી જાય છે, કે કોઇ પણ ચીજનો તેને સ્પર્શ થતાં, તે અતી ઘણા જોરથી ચપટાઇ જાય છે. ચૈતન્ય શકતી આ ભાગોની એટલી બધી તો તીવ્ર થઇ જાય છે, કે ઘણીક વાર દરદીના પહેરવાના કપડાં તે ભાગને લાગતાંજ એવુ પરીણામ આવે છે. કોઈ વખત આ બીમારીનો હુમલો થતાંજ દરદીનું આખું શરીર તાણુતોડમાં પડે છે. આ દરદની આવી ખાસીયતને લીધે, સંસાર સુખમાં મોટું ભંગાણ પડે છે.

મોટે ભાગે અને સારા નસીબે આ દરદ મુખ્ય કરી, બે કારણોથી લાગુ પડેલું કહેવાય છે. પેહલુ કારણ, યોની ( vulva ) અને તેને લગતા અંગીક ભાગોને થયેલી આગળ દરશાવ્યા પ્રમાણે એકાદ પ્રકારની ઇજા, યા તેના અંગીક ભાગોની ઉસ્કેરાયલી હાલત; અને બીજું કારણ, પ્રસવ માર્ગ અને તેના મુખને, યા તો યોનીના અંગીક ભાગોની વધી ગયેલી ચૈતન્ય શક્તી, જેને તબીબો hyperæsthesia કહે છે. છેલ્લાં કારણે હેરાન થતી દરદીઓ, ખવાસે મોટે ભાગે, હિસ્ટીરીકલ હોતી કહેવાય છે. સ્ત્રીઓ આવી કીસમની બીમારીથી હેરાન થતી હોવા છતાં, તેમની કામવાસના કોઇબી રીતે ઘટી ગયેલી હોતી

નથી, પણ તે જેવીને તેવીજ હાલતમાં હોય છે, એ બીના આ દરદીઓના બાબમાં જાણવા જોગ છે. કોઇક વખત આ બીમારીનું જોર એટલું બધું જાલમ હોય છે, કે દરદી સ્ત્રીને બેસતાં કે ચાલતાં પણ હેરાન થવું પડે છે. એવા સંજોગ વચ્ચે દરદી સ્ત્રીની હાલત ઘણીજ કફોડી થઈ પડે છે.



## યોનીનો સોજો.

### VULVITIS.

પ્રસવ માર્ગની મજકુર બીમારીનું મુખ્ય કારણ મોટે ભાગે, યોનીને સોજો આવવાનુ પણ હોય છે. એને તબીબો 'વલ્વાઈટીસ' કહે છે. આ યોનીનો સોજો, આગળ જણાવેલાં કારણોને લીધે જેમ લાગુ પડે છે, તેમ કોઇ વાર યોનીના જુદા જુદા ભાગોને થયલી ઇજાથી પણ લાગુ પડે છે. યોનીના અમુક ભાગને લાગુ પડતી ઇજા, અને તે ઇજાને લીધે લાગુ પડતા સોજાનુ કારણ, ઘણીક વાર કજોડાના લગ્ન હોય છે, યા તો એકાદ ચેપી રોગથી લાગુ પડેલી કાતીલ બીમારી હોય છે. કોઈક વખત કુમારી સ્ત્રીઓમાં, લ્યુકોરીયાના જલ્લદ પ્રવાહનું, યા તો કુટેવનુ પરીણામ પણ હોય છે.

## પ્રસવ માર્ગની ચમક યા આંકરીની બીમારીના ઇલાજો અને તેની સારવાર.

જે રીતની સારવાર, વેજાઇનાઈટીસની બીમારી માટે આગળ સુચવવામાં આવી છે, તે સઘળી સારવાર આ બીમારીવાલાં દરદીને ફાયદાકારક થઇ પડે એમ છે. અગર જો બીમારી સાધારણ પ્રકારની હશે, તો ઘરની સારવારના ઇલાજથી તે સાજી થઇ શકશે. પણ જો દરદીની હાલત ગંભીર માલમ પડે, તો તુરતજ કોઈ તબીબની સલાહ લેવી. પણ ઘણી વાર બને છે તેમ, એવી બીમારીવાલી દરદી, તબીબ આગળ પોતાની હાલત દરશાવવા કરતાં, લાજને ખાતર દરદની વેદના

જીવ ઉપર ખેડી તે ખમવા તૈયાર થાય છે. એવા સંજોગ વચ્ચે કુશળ અને સમજદાર સારવાર કરનારને નીચલા ઇલાજ સુચવી શકાય છે.

આ બીમારી જો ચૈતન્ય શક્તી વધી પડવાને લીધે લાગુ પડી હોય, તો એવા સંજોગ વચ્ચે, 'કોકેન સોલ્યુશન' (cocaine solution, 4 per cent) કોઈ જાણીતા કેમીસ્ટને ત્યાંથી મંગાવી, તે વડે યોનીના સર્વે બાહારના ભાગો, તેમજ પ્રસવ દવાર, તેના મુખ, અને પ્રસવ માર્ગને, અતી નરમ અને સુંવાલા બાલવાલી પીછી. (camel hair pencil) વડે લગાડવું, અને તે સાથ આગળાં પત્રમાં જણાવ્યા પ્રમાણે 'સેલીકસ નાઈગ્રા'નો ઉપયોગ કરવાથી, ફાયદો થવાનો સંભવ રહે છે.

## અતી સાંકડા પ્રસવ માર્ગનો ઇલાજ.

પ્રસવ માર્ગ અતી સાંકડી હાલતમાં હોવાના કારણે જ્યારે આ બીમારી લાગુ પડે છે, અને જ્યારે લગ્નના હકને તેથી મોટું નુકસાન પુગે છે, ત્યારે તેવે સમે, આ ખામીનો ઇલાજ કરવા માટે, ' સીમ્સ વેજાઇનલ ડાઇલેટર'ને નામે જણાયલી કાચની નળીનો ઉપયોગ, કોઈ કુશળ સુયાંણી પાસે કરાવવો. આ હથીયારનો ઉપયોગ ચાલુ થોડાક દીવસો સુધી કીધાથી, એવી ખામી નીકળી જાય છે, અને બીમારી દુર થાય છે. આ કાચના ડાઇલેટર નાંહના મોટાં કદના આવતાં હોવાથી, સારવાર કરનારે પોતાની મુનસફીનો ઉપયોગ કરવો. એ ડાઇલેટરને પ્રસવ માર્ગમાં ગોઠવ્યા પછી, શરૂઆતમાં તે આખો દીવસ રાખી મુકવું, અને દરદીએ બીછાનામાં સુઇ રહેવું. પાછળથી જરૂર પડે તો, રોજ થોડા કલાક એ હથીઆરનો ઉપયોગ દરદીએ કરતા રહેવું.

**લા૦ દુવાગીર.**

* * *

 D. H. P.

# પત્ર ૩૩ મું.

## ગુપ્ત વવ-વવળાટ યાને ખરૂજ.

## PRURITIS OF THE VULVA.



સુજ્ઞ મીત્ર

ધ્યાન રાખવું, કે જે રીતે શરીરના જાહેર ભાગો કીડ, ખરૂજ, વવળાટ કે વવને નામે જણાયલી પીડાકારીના ભોગ થઇ પડે છે, તેજ રીતે સ્ત્રીના શરીરના ગુપ્ત ભાગો પણ એ જાતની પીડાકારીના ભોગ થઇ પડે છે. યોનીવાલો ભાગ ખાસ કરી આ પીડાકારીથી કોઈ વાર હેરાન થતો રહે છે. કોઇ વખત એજ રીતે ' મળ દ્વારનું મુખ ' યાને સફરાને પણ એવીજ રીતે વવ, વવળાટ યાને ખરૂજ લાગુ પડે છે. બન્ને પીડાકારીઓ જો કે અનેક કારણે લાગુ પડે છે, તોપણ તેમના ઇલાજ અને સારવાર મોટે ભાગે એકજ ધોરણ ઉપર થઇ શકે છે.

### ગુપ્ત વવ યાને વવળાટની વીગતનું બ્યાંન.

સ્ત્રીઓમાં આ પીડાકારી કેટલીક વાર અતી ઘણી ત્રાસદાયક થઇ પડે છે. જ્યાં સુધી ખરૂજ સેહેજ નરમ પ્રકારની હોય છે, ત્યાં સુધી દરદી પોતે તેની ઝાઝી દરકાર કરતી નથી, પણ જ્યારે તે કાતીલ રૂપ પકડે છે, ત્યારે યોની આગળથી તે આગળ વધી મળ દ્વારના મુખને લાગુ પડે છે, એટલે સફરાને તેમજ તેની આસપાસની જગ્યાને પણ તે ખરાબ કરેછે. ગરમીના દીવસોમાં વવળાટ અને ખરૂજનું જોર ખાસ કરી રાતને

વખતે ઘણુજ વધારે હોય છે, અને કેટલીક વાર તો દરદીની નીંદ પણુ એ પીડાકારીના સબબથી જતી રહે છે, જેથી દરદીની તબીયત અતી ઘણી બગડતી જાય છે. કેટલીક વખત આ વવળાટ અને ખરૂજના સબબથી, જનન શરીરની હાલત ઉસ્કેરાયલી રહેતી હોવાને લીધે, પરીણામમાં કુટેવ જન્મ પામે છે. વવળાટ અને ક્રીડ થતી હોવાથી, કોઇ વખત દરદીને એવી તો સખત રીતે ઘવડવું પડે છે, કે તેથી યોની સુજી આવે છે, અને એ રીતે 'વલ્વાઇટીસ' યાને યોનીના સોજાનુ દરદ લાગુ પડે છે. આ બીના જાણુવા જેવી છે, કે ગુપ્ત ખરૂજ યા વવળાટની ફરીયાદ ઘણીક વાર 'વલ્વાઈટીસ'ના દરદમાંથી જેમ જન્મ પામે છે, તેમ વલ્વાઇટીસનું દરદ ખરૂજને લીધે પણુ લાગુ પડે છે.

આ ગુપ્ત ખરૂજ યા ક્રીડનું જોર હંમેશાં દીવસ કરતાં રાત્રે વધારે રહે છે. જેમ યોનીના બાહારના ભાગ ઉપર એ ખરૂજ લાગુ પડે છે, તેમ તે યોનીના અંગીક ભાગોને અને બાજે વખત સ્ત્રી–લીંગને પણુ તે હેરાન કરે છે. આ વળળાટ અને ક્રીડનો ખજવાટ એટલો બધો હોય છે, કે સ્ત્રીઓ પોતાની હાલત અને મરીયાદાને વટીક ભુલી જાય છે, અને ક્રીડ સહન ન થઇ શકવાથી, તેમને ઘવડવાની ફરજ પડે છે. *આ ખરૂજ યાને ક્રીડની બીમારી, ઘણીક વાર એવી બીમારીવાલી સ્ત્રીના સંબંધમાં આવતા ખાવિંદને પણુ લાગુ પડવાનો સંભવ રહે છે. આ ખરૂજની હેરાનગતી ચાલુ રહ્યાથી દરદી સ્ત્રી નીરાસ થઇ જાય છે, અને નીરાસ થઇને જેમ બને તેમ તે એકલી રહેવાનું વધારે પસંદ કરે છે. ઘણીક વાર ક્રીડની હેરાનગતી રાતને સમે વધારે જોરમા થતી હોવાથી, તેણીને ઉંઘ આવતી નથી, અને એ સબબથી થતાં જાગરણુને લીધે, કોઈ વખત બદહજમી થાય છે, તો કોઈ વખત તેણીની ભુખ ભાગી જાય છે, જેથી નબળાઇ લાગુ પડે છે..

* Sexual Disorders, By ROBERT, W, TAYLOR. M D.

## ગુપ્ત વવળાટનાં કારણ.

બાળકો તેમજ જવાંન બાળાઓમાં જ્યારે આ બીમારી લાગુ પડે છે, ત્યારે તે મોટે ભાગે કરમને લીધે લાગુ પડતી ધારવામાં આવે છે. આ જાતની ખરૂજ કોઇ વખત જવાંન તેમજ મધ્યમ ઉમરની સ્ત્રીઓમાં લાગુ પડે છે, પણ તે ઘણી વખત તુરતજ નરમ પડી જાય છે. પ્રસવ માર્ગના સોજાની બીમારી, તેમજ યોનીની એવાજ પ્રકારની બીમારી પ્રસંગે, તેમાંથી ઝરફ તો કાતીલ પ્રવાહ, સાજી જગ્યા ઉપર લાગ્યાથી પણ આવી ખરૂજ થાય છે. એટલાં માટે આ ખરૂજનો ઇલાજ કરનારે પેહલાં એ વીશે તલાશ કરવી. દસ્તાનની મુદત દરમ્યાન પણ આ પીડાકારી લાગુ પડે છે. હમેલદાર ઓરતોને કોઈ વખત આ પીડાકારી ઘણીજ સખત આકારમાં લાગુ પડે છે. કેટલીક વખત એ ખરૂજ એટલી તો જાલમ હોય છે, કે તેથી ગર્ભપાત-વટીક થયલા જણાયા છે. કેટલીક વખત એ બીમારી મીઠ્ઠી પીસાબના રોગની નીશાણી તરીકે ગણાય છે. ખાસ કરી એવી દરદીઓ જ્યારે મોટી ઉંમરની હોય, તો તેમની પીસાબની પરીક્ષા કરાવ્યાથી ઝટ સાચાં સેવટ ઉપર આવી શકાય છે. કેટલીક વખત 'લીવરની' ખામીભરી હાલતને લીધે, કમલાની બીમારીને લીધે, બદ હજમીને લીધે, તેમજ દારૂની ટેવને લીધે પણ આવી ખરૂજ સ્ત્રીને લાગુ પડે છે. સ્ત્રીઓને લાગુ પડતી નરમ પ્રકારની ખરૂજ જે ઘણીક વાર આપોઆપ સાજી થઇ જાય છે, તે બદહજમીને લીધે તથા ભીંગડાંવાલી મચ્છી ખાધાથી થઇ આવે છે.

## ગુપ્ત વવળાટ અને ખરૂજના ઇલાજ.

આ બીમારીના દરેક મુદ્દામાં પહેલો ઇલાજ એ કરવો, કે દરદીને આખા દીવસમાં એક થી બે સાફ દસ્ત આવે. દસ્ત સાફ લાવવા માટે એકાદ જાણીતું 'મીનરલ વૉટર' યા એકાદ 'લીવર પીલ્સ' નો ઉપયોગ કરતાં રહેવું. ખોરાક હળકો અને જલદી હજમ થાય એવો

લેવો. ભીંગડાંવાલી કે સુકવેલી મચ્છીનો ઉપયોગ બીલકુલ કરવો નહી. કાચી, ગરમ મસાલેદાર પકવાન, તેમજ દારૂથી પરહેજ રહેવું.

જવાંન સ્ત્રીઓ તેમજ મોટી ઉંમરની સ્ત્રીઓ જ્યારે એવી પીડાકારીથી હેરાંન થતી હોય, અને તપાસ કરતાં જો એવું માલમ પડે, કે પ્રસવ માર્ગમાથી યા ગર્ભસ્થાનમાથી નીકળતા પ્રવાહને લીધે આ બીમારી લાગુ પડી છે, તો પેહલ્લાં સેહવાય તેવાં ગરમ પાણીના ડુશનો ઉપયોગ દીવસમાં બે વાર કરવો, અને યોનીના ભાગોને ખડખડતાં ગરમ પાંણીએ સાફ કરતાં રહેવું. આગળ જણાવ્યા પ્રમાણે રૂના કાકડા બનાવી માર્ગમાં મુકવા, જેથી પ્રવાહ માર્ગમાંથી બાહાર નીકળવાને બદલે તે રૂના કાકડામાં સોષાઇ જશે, અને એ રીતે ખરૂજવાલો ભાગ પ્રવાહથી વધારે ખરાબ થતો અટકશે. ખરૂજ યા વવળાટની બીમારી દરમ્યાન, લ્યુકોરીયાનો પ્રવાહ અગર જો જતો હોય, તો ગ્લીસરીન ઑફ-બોરેક્સ, જે કેમીસ્ટોને ત્યાં તૈયાર મળે છે, તેમાં રૂનો કાકડો બીજવીને પ્રસવ માર્ગમાં મુકવો. વવળાટ જો પ્રસવ માર્ગમાં લાગુ પડેલો હોય, તો પાછળ જણાવેલો નાο ૨, વાલો ડુશ, લાઇકૅાર પ્લૅમબાઇ સબ એસીટેટીસ ½ ડ્રામ, એક પાંઈન્ટ ગરમ પાણીમાં મેળવી, દીવસમાં ત્રણ વાર લેતાં રહેવું, અને યોનીના બાહારના તેમજ બીજા ભાગો જ્યાં ખરૂજ લાગુ પડી હોય, ત્યાં નીચલો મલમ, ડુશ લીધા પછી લગાડતાં રહેવું.

**ગુહ્ય ખરૂજ યા વવળાટ માટે પાંચ જાતના જુદા જુદા મલમ.**

*R/. Acetate of Lead....½ dram.*

મલમ નાο ૧ *Lanoline..............½ ounce Mix.*

કોઇ વાર કુઇનીનનો મલમ, યોની ઉપર થયલી ખરૂજને નીચલા પ્રમાણુમાં ફાયદાકારક થઈ પડે છે.

*R/. Quinine.........30 grs.*

મલમ *Lanoline.........½ ounce. Mix.*

નાο ૨

| | | | |
|---|---|---|---|
| R/. | *Camphor* ............½ *dram.* | | |
| મલમ | *Chloral Hydrate*...½ *dram.* | | |
| નાં૦ ૩ | *Ung. Petrolei* .....7 *drams.* | *Mix.* | |

આ મલમ સફરા ઉપર થાયલી ખરૂજ યા વવળાટ ઉપર ઘણીજ સારી અસર કરતો કહેવાય છે. એ દીવસમાં એ ચાર વખત લગાડતાં રહેવું.

| | | |
|---|---|---|
| R/. | *Atropin*.........4 *grs* | |
| નાં૦ ૪ | *Lanoline* ......1 *ounce.* | *Mix.* |
| મલમ | | |

| | | |
|---|---|---|
| R/. | *Menthol*.........1½ *grs.* | |
| મલમ | *Guaiacol* ........½ *gr* | |
| નાં૦ ૫ | *Zinc Oxid*.........½ *dram.* | |
| | *Ung aq rosæ*..... ½ *ounce* | *Mix* |

સારવાર કરનારે ધ્યાન રાખવુ, કે આ બીમારી જ્યારે સખત પ્રકારની હોય છે, ત્યારે દરદીને ઘણીક વાર રાત્રે નીંદ આવતી નથી. એવી વખતે સારવાર કરનારે પોટાસ્યમ બ્રોમાઇડ ૫-થી ૧૫ ગ્રેન, દરદીના શરીરના બાંધા અને ઉમરના પ્રમાણ પ્રમાણે રાતના નીંદ લાવવાની મતલબથી, દર ચાર કલાકે આપતાં રહેવુ. પણ જો દરદી નીંદમાં પડેલી હોય, તો તેણીને જગાડીને બીજો ભાગ પાવાની તજવીજ કરવી નહી. જો પોટાસ્યમ બ્રોમાઇડ નહી પાવો હોય, તો દરદીને

બ્રોમાઇડ કંમ્પાઉંડ ઇલીકસીર ( પાર્ક ડેવીસ )

નો ઉપયોગ કરવાની ભલાંમણ થઇ શકે છે. ડોઝ, એ દવાની બાટલી ઉપર જણાવ્યા પ્રમાણે લેવો. બીમારી અગર જો વધારે જાલમ પ્રકારની નહી હશે, તો આ બરગતુ ઇલાજોથી તે તુરતજ સાજી થશે, પણ જો તેમ ન બને, તો કોઇ કુશળ તબીબની સલાહ લેવાની ભલામણ ખાસ કરવામાં આવે છે.

**લા૦ દુવાગીર.**

* * *

D. H. P.

# પત્ર ૩૪ મું.

---

## ગુપ્ત સંસારી દરદો.

### પ્રમેહ.

### GONORRHOEA IN FEMALE.



[ બે ગુપ્ત દરદો, ગોનોરીયા, અને સીફીલીસ, જે પ્રમેહ ( પરમો ) અને વિશફોટક યાને ઉપદંશને નામે ઓળખાય છે, તે માટે લંબાન બયાંન પુરૂષને લગતાં મારાં પુસ્તકમાં કરવું પ્રસંગોપાત ધારેલું હોવાથી, આ પુસ્તકમાં જ્યાં સુધી સ્ત્રીજાતને એ દરદો સાથ સંબંધ રહે છે, ત્યાં સુધીજ તેનું બયાન ઉપર ટપકેથી દર્શાવ્યું છે, જેથી એ દરદમા સમાયલા જોખમ અને તે લાગુ પડવાના કારણથી સ્ત્રીઓ જાણીતી થાય. ]

**સુજ્ઞ વાંચક.**——

અમુક જાતના ગુપ્ત દરદો જે પુરૂશ જાતને લાગુ પડે છે, તે મોટે ભાગે સ્ત્રી જાતને પણ લાગુ પડે છે. સ્ત્રી જાતને લાગુ પડતાં એવાં દરદોની ટીપમાં આ પત્રને મથાલે લખેલાં બે દરદો, અતી ઘણા ઝેરી ખાસીયતના ગણાય છે. આ બંને દરદોની ખાસીયતો અને તેના કારણોથી દરેક સ્ત્રીએ પોતાની જીંદગીની સલામતી અને આરોગ્યતાના રક્ષણ માટે જાણીતું થવું અવસ્ય જરૂરનું છે.

પુરૂશોના બાબમાં જેટલું આ દરદ નાશકારક છે, તેટલુંજ, બલકે તેથીબી વધારે એ દરદ સ્ત્રીઓને નુકસાંનકારક થઇ પડે છે. આ દરદ જો શરીરમાં એક વખત જડ ઘાલી બેસે છે, તો પાછળથી તે કોઈબી પ્રકારના જાલમ ઈલાજોથી પણ સાજુ થઈ શકવું મુસ્કીલ થઈ પડે છે. આ દરદ મોટે ભાગે ચેપ લાગ્યાથીજ લાગુ પડે છે નીરદોશ સ્ત્રીઓને ઘણીક વાર એ દરદ હમબીસ્તરી દરમ્યાન, તેમને લાગતા ચેપથી પણ લાગુ પડે છે. જે રીતે સ્ત્રીઓને એ દરદ લાગુ પડે છે, તેજ રીતે પુરૂશો, પોતાની હરાંમ ઇશ્રત દરમ્યાન, ચેપ લાગ્યાથી, તેના ભોગ થઇ પડે છે. એ રીતે આ દરદ પુરૂશને જેમ સ્ત્રી મારફતે લાગુ પડે છે, તેમ સ્ત્રીને પુરૂશ તરફથી વારસા તરીક મળે છે. અત્યાર આગમજ વાચકે જોઈ લીધુ છે, કે સ્ત્રો અને પુરૂશની જનંન ઈન્દ્રીઓની રચના વચે કેવી જાતનો ફરક હોય છે. આ પ્રમેહની બીમારી દરમ્યાન, દરદીના શરીરની રચના પ્રમાણે, જુદી જુદી રીતે શરીરના જુદા જુદા ભાગોને એ દરદથી હેરાનગતી ભોગવવી પડે છે. આપણુ સ્ત્રીજાત માટેજ પ્રસંગે લખ્યે છીએ.

## ગોનોરીયા યાને પ્રમેહની બીમારી. તેનું બ્યાંન.

પ્રમેહની બીમારી સાધારણ રીતે પરમાના નામે ઓળખાય છે. ઈંગ્રેજીમાં આ બીમારી 'ગોનોરીયા'ને નામે જણાયલી છે. મરદો કરતાં ઓરતોને એ બીમારી વધારે ખરાબ કરે છે. આ બીમારીમાં પરૂના જેવા રંગનો પ્રવાહ ઝરફે છે. એ પ્રવાહમાં અમુક જાતના જંતુ હોય છે એ જંતુ 'ગોનોકોકાઇ' (gonococci)ને નામે જણાયલાં છે. આ દરદના ચેપમાં વસ્તાં મજકુર ગોનોકોકાઈ કોઇ વાર પ્રસવ માર્ગ (વૅજાઇના) માંથી આગળ વધી જ્યારે ગર્ભસ્થાંનમાં જાય છે, ત્યારે આ બીમારીનો ચેપ ગર્ભસ્થાંનના ભીતરમાં લાગુ પડવાથી, બીમારી વધારે ગંભીર રૂપ પકડે છે. જો પ્રથમ ચેપ યોનીને લાગુ પડ્યો હોય છે, તો ત્યાંથી તે

પ્રસવ માર્ગને લાગુ પડે છે, અને પ્રસવ માર્ગમાંથી ગર્ભસ્થાંન, અને ગર્ભસ્થાંનમાંથી ધીમે ધીમે ફેલોપીયન ત્યુબ અને 'ઓવરી'ને લાગુ પડવાનો મોટો સંભવ રહે છે. એવી રીતે આ જંતુનો પ્રવેશ આગળ વધતો હોવાથી, આ બીમારી સ્ત્રીજાતની આરોગ્યતાને કેટલી બધી ખરાબ કરી શકે છે, તેનો ખ્યાલ એ ઉપરથી થઇ શકે છે. એક વખત આ ચેપના જંતુ (ગોનોકોકાઇ) લાગુ પડયા પછી, જે ભયકર વેદના દરદીને ખમવી પડે છે, તે ઘણીજ ન ખમાય એવી હોય છે. ભીતરના ભાગમાં લાગુ પડેલો સોજો, જાલંમ ઇલાજોને વટીક ઘણીક વાર મચક આપતો નથી. દરદીની બીમારી આ સબબને લીધે શરીરમાં જડ ઘાલી બેસે છે, અને એ રીતે એ બીમારી 'ક્રોનીક' (chronic) રૂપ પકડી, પોતાની ઝેરી અસર આખાં શરીરમાં ફેલાવી, અનેક નવાં દરદોને તે પેદા કરે છે.

## પ્રમેહની અસરથી કયાં કયાં દરદો થવાનો સંભવ રહે છે.

આ દરદનો ચેપ એટલો તો ઝેરી છે, કે અગર જો એ ચેપ કંઇક ગફલતથી આંખને લાગે છે, તો તેથી આંખની અંદર સોજો આવે છે, અને આંખ પાક ઉપર ચહડે છે. એ દરદથી પીડાતાં દરદીઓની સારવાર કરનારે, તેમજ દરદી સ્ત્રીને જો ધાવતું બાળક હોય, તો તેણીએ અતીશય સાવચેતી રાખી પોતાના બાળક સાથ વર્તવું ઘટે છે; કેમકે દરદીના હાથને સેહજબી ચેપનો અંશ જો લાગ્યો હોય, તો તે ચેપ બાળકની આંખને લાગ્યાથી, બાળકની આંખ પાકવા માંડે છે, અને કેટલીક વાર તો એ ચેપથી પાક ઉપર ચહડેલી આંખો, અપંગ પણ થઈ જાય છે.

પ્રમેહની અસરથી પેદા થતાં દરદોમાં એક અતીશય ખરાબ દરદ, તે સંધીવાનું દરદ ગણાય છે.

## ગોનોરીયલ રૂમેટીઝમ.

તબીબો એવાં દરદને ગોનોરીયલ રૂમેટીઝમ કહે છે. રૂમેટીઝમનુ દરદ અનેક કારણોથી થાય છે, પરંતુ મજકુર બીમારીના

...રણથી લાગુ પડેલુ રૂમેટીઝમ સર્વથી વધારે કાતીલ ગણાય છે. ...ના છેવટના પરીણામમાં શરીરનાં જુદા જુદા સાંધાઓ અને સંધી-...ધંન (joints અને tendons) એવાં તો જાલંમ રીતે સુજી આવે ..., કે તેથી થતી વેદનાનો ખ્યાલ વટીક આપી શકાતો નથી. એ ...છી બીજાં દરદો, જે પ્રમેહની પીડાકારીથી લાગુ પડે છે, તેમાં ...ર્ટને લાગુ પડતું એકાદ જાલમ દરદ કહેવાય છે. કોઇ વાર એજ ...રદને લીધે ભેજાંની ઉપર પણ અસર થાય છે, જેનુ પરીણામ મોતમાંજ આવે છે. કોઇ વાર પ્રમેહની બીમારીથી 'કીડની' (ભુક્કા) પણ ખરાબ થાય છે. એ સીવાય શરીરના બીજા ભાગોને ખમવી પડતી વેદનાના કરતાં, જે જાણવા જોગ બીમારી પ્રમેહના દરદથી સ્ત્રીને અચુક લાગુ પડે છે, તે વાંઝીયાપણું છે.

## સ્ત્રીને પ્રમેહનો ચેપ, ભીતરમાં કઇ કઇ ઇન્દ્રીઓને લાગવાનો સંભવ રહે છે, તે જગ્યા દેખાડનારૂં ચીત્ર.

### (ચીત્ર સાથે.)

પ્રમેહની બીમારીથી સ્ત્રીને લાગુ પડતાં દરદોનુ સેવટ એટલે-થીજ આવતુ નથી. સ્ત્રીની જુદી જુદી જનંન ઇન્દ્રીઓને, એ પી-ડાકારીને લીધે, મોટે ભાગે એ ચેપ લાગુ પડે છે. આ સાથ આપેલુ ચીત્ર, સ્ત્રીની જનંન ઇન્દ્રીના કયા કયા ભાગને પ્રમેહનો ચેપ લાગવા નો સંભવ રહે છે, તે દેખાડે છે. તેમજ એ દરદ લાગુ પડયા પછી, સ્ત્રીના શરીરના કયા કયા ભાગો એ ચેપના જંતુથી રોગીષ્ટ બને છે, તેની ટીપ નીચે દરશાવી છે.

૧, મુત્ર માર્ગ. *Urethra.* ( યુરીથ્રા. )

૨, પ્રસવ માર્ગ. *Vagina.* ( વેજાઇના. )

૩, પ્રસવ માર્ગનું મુખ. *Mouth of Vagina.* ( માઉથ ઑફ વેજાઇના. )

૪, ગર્ભસ્થાંનનુ મુખ. *Mouth of Uterus.* ( માઉથ ઑફ યુટરસ. )

૫, ગર્ભસ્થાંન *Uterus.* ( યુટરસ )

૬, સંતાંન બીજ માર્ગ. *Fallopean tubes.* ( ફ્લેોપીયંન ટ્યૂબ્સ. )

૭, સંતાંન-બીજ-સ્થાંન. *Ovaries* ( ઓવરીસ. )

## પ્રમેહના ચેપથી સ્ત્રી તેમજ પુરૂશોને લાગુ પડતાં દરદો.

૧, બુક્કા તથા પીસાબના ફુક્કામા સોજો આવવો.

૨, બ્યુબો, યાને જાગ આગળ ગાંઠ થવી.

૩, ગોનોરીયલ-રૂમેટીઝમ, યાને સધીવા.

૪, ગોનોરીયલ ઑફ્થૅલ્મીયા, યાને આંખનુ પાકવું.

૫, ગોનોરીયલ સ્કીન ઍફૅકશંન, યાને ચામડીનુ દરદ.

## પ્રમેહનો ચેપ લાગવવાના સાંધન વીશે.

પ્રમેહની બીમારી કોઇબી મરદ યા ઓરતને જીદગીમાં કોઈબી વખતે લાગુ પડવાનો સભવ રહે છે. બાળપણથી તે ધડપણ સુધીની જીદગીના અરસામા કોઇબી વખતે આ દરદનો અમુક સજોગો વચે ચેપ લાગુ પડે છે. આ ચેપ લાગુ પડવાના સાંધન તરીકે, હાથના આંગળાં, પેહેડેલ્લાં કપડાં, દીલપુછના અને ટુવાલ, વીગેરે ગણાય છે; પણ મોટે ભાગે આ બીમારી હમબીસ્તરી દરમ્યાંન ચેપ લાગ્યાથીજ લાગુ પડે છે.

વીદ્વાંનોના મત પ્રમાણે, પ્રમેહની બીમારી ચેપ લાગ્યાથીજ થાય છે. આ ચેપ, એ બીમારીવાલાં દરદીની ઇન્દ્રીમાંથી નીકળતા પરૂ જેવા પ્રવાહની અંદર સમાયલાં જંતુઓમાં હોય છે. જનંન ઇન્દ્રીમાંથી નીકળતા એવા પરૂ જેવા રંગનો પ્રવાહ, બીજાં દરદને લીધે પણ નીકળે છે, પણ જ્યાં સુધી તે પ્રવાહમાં 'ગોનોકોકાઇ' ( gonococci )

સ્ત્રીને પ્રમેહનો ચેપ ક્યાં ક્યાં લાગવાનો સંભવ રહે છે.



વધુ સમજણ માટે વાંચો ભવ-સાગર, સ્ત્રી-[illegible] અને

આ પુસ્તકનું પાનું [illegible] મું

નામે જણાયલાં જંતુ હોય નહી, ત્યાં સુધી તે પ્રમેહનો પ્રવાહ ગણાઇ શકે નહી. આ ' ગોનોકોકાઇ ' જંતુઓ, મજકુર પ્રવાહમાં વસે છે કે નહી, તે શોધી કાહાડવાનુ કાંમ શુક્ષમદર્શક યંત્રની મદદ વડે અનુભવી તબીબનુ હોવાથી, તે માટે અતરે વધુ લખવું જરૂરનુ નથી.

## સ્ત્રીજાતમાં પ્રમેહની બીમારીની થોડીક ગુપ્ત અજાયબીઓ.

આ ભયંકાર બીમારીને માટે સત્તા સમાન ગણાતા ન્યુયોર્કના તબીબ નૅઝરેથે ઇ૦ સ૦ ૧૮૭૨ માં પોતાના અનુભવ અને અવલોકનને આધારે એવું જાહેર કીધુ કે—

૧, * સ્ત્રી તેમજ પુરૂશને પ્રમેહની બીમારી એક વખત લાગુ પડયા પછી, જો કે દેખઈતી રીતે ચાપતા ઇલાજો કીધાથી દરદી સાજાં થાય છે, છતાં તેમની જનંન ઇન્દ્રીઓના ચોકસ ભાગમાં આખી જીંદગી સુધી ચેપની કસર રહી જાય છે.

૨, સ્ત્રી તેમજ પુરૂશમાં પ્રમેહની બીમારીનો એક ચોકસ પ્રકાર એવો હોય છે, કે જેને ' અદ્રસ્ય પ્રમેહ ' કહે છે. તબીબો એ પ્રકારને Latent Gonorrhœa કહે છે

૩, સ્ત્રી તેમજ પુરૂશ, જેનેબી આ ' લેટંન્ટ ગોનોરીયા ' નો ચેપ લાગે છે, તેને એ દરદ નરમ યા જાલમ પ્રકારમાં લાગુ પડે છે.

૪, સ્ત્રીઓને લાગતો વાઝીયાપણાનો કલંક ઘણીક વાર આ પીડાકારીને આભારી હોય છે.

## **સ્ત્રીમાં અદ્રશ્ય પ્રમેહની બીમારી.

### LATENT GONORRHŒA.

લેટંન્ટ ગોનોરીયાની બીમારીથી થતી સ્ત્રી જાતની ખરાબી ભારી અને ભયંકર પ્રમાણમાં, અમેરીકન અને જરમન તબીબો દેખાડે છે.

---

* Translation, American Gynæcological Society, 1876, p 273.

** The Sexual Instinct, By J. F. Scott, M D.

અજ્ઞબતાં તેમનો એ અભીપ્રાય અને અનુભવ તેમના દેશની રીતીનીતીને આધારેજ હોવો જોઇએ. જરમન સત્તાધીકારી તબીબોનું એવું મત છે કે:– " સ્ત્રી જાતને લાગુ પડનાં ભીતરના સઘળાં દરદોના અઠાવીસ ટકા જેટલાં દરદો, આ અદ્રશ્ય પ્રમેહની બીમારીને લીધે થાય છે. ઈંગ્રેજ અને અમેરીકન તબીબો તો એથીબી વધારે પ્રમાણ ગણે છે, અને કહે છે, કે સ્ત્રીને લગભગ સીતેર ટકા જેટલાં ભીતરના દરદો, એ બીમારીને લીધે થાય છે." આ અદ્રશ્ય પ્રમેહ યાને 'લેટન્ટ ગોનોરીયા'ની બીમારી કેવી હોય છે ?

એ વીશે લંબાન ન કરતાં ટુકમાં જાણવું કે, સ્ત્રીને લાગેલો ચેપ કોઇ વાર નબળા પ્રકારનો હોવાથી, એ બીમારી બીલકુલ એવાં પ્રમાણમાં લાગુ પડે છે કે, દરદીને સેહેજ પણ ખ્યાલ આવતો નથી કે તે આ દરદનો ભોગ થઈ પડી છે. તોપણ લાગેલો ચેપ શરીરમાં જડ ઘાલી બેસે છે, અને ધીમે ધીમે પોતાની ઝેરી અસર આસપાસ ફેલાવતો જતો હોવાથી, પરીણામમાં જનંન ઈન્દ્રીઓને વેઠવું પડે છે.

બીજી રીતે આ અદ્રશ્ય પ્રમેહ, શરીરને જે રીતે ખરાબ કરે છે, તે વળી જુદીજ છે. પ્રાથમીક ચેપ લાગ્યા પછી લાગુ પડેલી પ્રમેહની બીમારી, પુરતી સારવાર અને ચાંપતા ઈલાજોથી સાજી કરવામાં આવે છે. પરૂ જેવો પ્રવાહ બંધ થાય છે, બીજી વેદનાઓ થતી અટકે છે, અને દરદીને ફરીયાદ કરવા જેવું જ્યારે કાંઇ રહેતું નથી, ત્યારે તે પોતાને બીલકુલ સાજી થઈ ગયેલી સમજે છે. પણ ખરૂં જોતાં તેમ હોતું નથી. દરદ શરીરમાં હજી જડ ઘાલી બેઠેલું હોય છે, કેમકે પ્રમેહનાં નાશકારક જંતુ મંદ સ્થીતિમાં પડેલાં હોય છે. દરદીના ગુપ્ત શરીરના એવા તો એકાંત ભાગમાં આ જંતુ વસતાં હોય છે કે, ત્યાં જાલંમમાં જાલમ દવાની અસર પણ પોંહોંચી શકતી નથી. દરદી એવા સંજોગ વચ્ચે પોતાને તંદરોસ્ત સમજી ખાન પાન, અને ગાંનતાંનમાં પડી મોજીલી

જીંદગી ગુજારવા માંડે છે. પરીણામમાં પ્રમેહનું જોર ઉભરી આવી બીમારી જાલમ રૂપમાં પાછી જાહેર થાય છે.

## પ્રમેહની બીમારીથી હમેલદાર સ્ત્રી ઉપર થતી અસર.

સ્ત્રી જાતમાં પ્રમેહની બીમારી એક વખત લાગુ પડી, તો તે જડ ઘાલી બેસે, એવો મોટો સંભવ રહે છે, એ બીના જાણવા જોગ છે. એટલુંજ નહી પણ એ બીમારી લાગુ પડયા પછી પડોસમાં લગોલગ આવેલી બીજી જનંન ઇન્દ્રિઓને પણ તે લાગુ પડે છે, અને એ રીતે એ બીમારીની અસરથી આખું શરીર રોગીષ્ટ બનતું જાય છે. વળી આ એક નોંધાયલી બીના છે, કે દરેક માસીક માંદગી દરમ્યાન આ દરદનું જોર વધારે મજબુત હુમલો કરી, પોતાની ઝેરી અસર વધારે ફેલાવતું જાય છે. એવા સંજોગ વચ્ચે સ્ત્રી જો હમેલદાર હોય છે, તો તેનું પરીણામ ગર્ભપાતની બીમારીમાં આવે છે.

સ્ત્રીને આ દરદનો ચેપ લાગ્યા પછી, થોડાક દીવસ વીત્યા બાદ તેણીના બાહારના જનંન અવયવો ( જુવો આ પુસ્તકનું પત્ર ૧૦ મું, પાનું ૮૧, ૮૨, ૮૩, અને ભવસાગરવાલું મારૂં પુસ્તક. )માંથી પરૂ જેવા પીળા રંગનો પ્રવાહ ઝરફવા માંડે છે. પ્રથમમાં આ દરદથી ગુપ્ત ભાગોમાં આવેલો સોજો આગળ વધતો નથી, પણ પાછળથી તે ભીતરમાં આવેલી ઇન્દ્રીઓને લાગુ પડે છે. એ સોજાની બીમારીથી ભીતરમાં આવેલી ઈન્દ્રીઓ ( જુવો ચીત્ર પાનુ ૮૨ ) જ્યારે હેરાન થાય છે, ત્યારે દરદીની હાલત વગર શકે. ઘણીજ દયાજનક બને છે. નીચલો ચીતાર નિર્દોષ સ્ત્રીની ખરી હાલત દેખાડી આપે છે.

## એક જવાંન સ્ત્રીનો ડા૦ વેલેનટાઇને વર્ણવેલો કેસ.

"*એક જવાંન પુરૂશને આ બીમારી લાગુ પડે છે. ચાંપતા ઈલાજ લીધા પછી લાંબી મુદતે તે દરદો સાજો થઈ જાય છે, અને

*American Medical and Surgical Bulletin, October 1,1895.

દરદની કાંઇબી નીશાણી તેને જણાતી નથી. તેનો ડાક્ટર તેને જણાવે છે, કે તેને હવે કાંઇ નથી, અને તે બીલકુલ સાજો થઇ ગયો છે.

આ બનાવને પાંચ કે દસ વરશ વહી જાય છે, અને પેલા જવાંનના મનમાંથી આ દરદ તેને લાગુ પડયું હતું, તેની સઘળી યાદ નીકળી જાય છે. દસ વરશ બાદ તે એક જવાંન મજબુત બાંધાની સ્ત્રીની સાથ લગ્નના ગાંઠથી જોડાઈ સંસારમાં પડે છે. પેલી પરણેતર લગ્ન પછી તુરતજ લેવાતી જાય છે, અને દેખાવમાં કરમાતી જતી હોય, એમ તેણીની સખીઓને તે દેખાય છે. તેઓ તેણીને મુબારકબાદી આપે છે, કે ‘ હવે તું એક બાળકની માતા થશે ! ’ તેણીનું પેટ પણ સહેજ મોટું લાગતું હોવાથી, લાગતાં વળગતાંઓ પણ તેમજ માની લે છે. વખત જતાં હમેલની મુદત પુરી થવા આવે છે, અને તે ઓરત હમેલથી ફારેગ થાય તે આગમજ, અંતે તેણીને થતાં દરદને લીધે એક કાબેલ તબીબની સલાહ લેવાની તેણીને ફરજ પડે છે. તબીબ પોતાના અનુભવથી જાહેર કરે છે, કે “ તે સ્ત્રીનું પેટ હમેલને લીધે મોટું થયું નથી. તે હમેલદાર નથી, પણ ઓવરી’ ( સંતાંન-બીજ-સ્થાંન, જુવો પાનું ૮૨ મું. )માં પરૂથી ભરેલી ગાંઠ (cyst) થઇ છે, અને તે બાજુની ‘ફ્લોપીયન ત્યુબ’ પણ પરૂથી ભરાઈ ગઈ છે. ”

આવી સ્ત્રીને બચાવવા એક મોટાં ‘ઓપરેશન’ની ખાસ જરૂર પડે છે. ઓપરેશન કીધા પછી, તે સ્ત્રી જીવે છે. પણ તે સદા વાંઝણી રહી છે. ઓપરેશન કીધા પછી, પેલી ગાંઠમાંથી નીકળેલાં પરૂની તપાસ સુક્ષ્મ દર્શક યંત્ર વડે કરતાં માલમ પડે છે, કે તેમાં ‘ગોનોકોકાઇ’ નામના પ્રમેહના જંતુ હતાં. આ સ્ત્રી જે થોડા માસ ઉપર તંદરોસ્ત અને મજબુત બાંધાની હતી, જે દુખનું નામ વટીક જાણતી ન હતી, અને જે તમામ નિર્દોષ અને તમામ પાક હતી, તે હવે બીલકુલ કંગાળ અને બીલકુલ ખખડી ગઈ છે. આ સઘળાનું મુળ કારણ તેણીનો ખાવિંદ હતો.

## સ્ત્રીઓની આ બીમારી અને તેમની સરજત.

આ અને એવી બીજી સત્તાધિકારી નોંધ ટપકાવી આ બાબદને લંબાવવાની જરૂર રહી નથી. આપણામાં કહેવત છે કે ' અજાણ્યાની બળા દુર, ' તેમ નિર્દોષોનો વાલી ખુદા છે તેમની બળાને તેજ પરમાત્મા દુર કરશે. તો પણ આ બાબત કેટલી ગંભીર અને જરૂરની છે, તે નીચલા ફકરા ઉપરથી વાંચક સમજી શકશે.

" *How dismal is the history of many a pure young woman who marries with all the accompaniments of a perfact wedding celebration ! From their husbands' latent gonorrhœas many of them contract conditions which alter their lives and even their characters. They suffer from backaches, leucorrhœa, irregular and painful menstruation, urinary disorders, external inflammatory conditions, * * * enlarged and tender inguinal glands, loss of their healthful beauty, lassitude, hysteria, dread of the marital embrace, sterility, abortion and death. "

## સ્ત્રી જાતમા પ્રમેહની બીમારી પીછાનવાની રીત.

આ દરદનો ચેપ લાગ્યા પછી, થોડાક દીવસ સુધી દરદીને કાંઈ પણ ફરીયાદ કરવા જોગ કારણ મળતું નથી. અને તેનુ કારણ ? કારણ એજ કે દરદનો ચેપ લાગ્યા પછી, અને દરદની શરૂઆત થાય તે મુદત દરમ્યાન, ચેપના જંતુ–ગોનોકોકાઇ–શરીરમાં પોસાઇ પુખ્ત થાય છે, અને જ્યારે તે જંતુઓ પુખ્ત થાય છે, ત્યારેજ દરદની શરૂઆતની નીશાણીઓ દરદી અનુભવવા માંડે છે.

સ્ત્રી તેમજ પુરૂશને આ દરદનો ચેપ લાગુ પડયા પછી, ઓછામાં ઓછી બેથી પાંચ દીવસની મુદતમાં, બીમારી ' એક્યુટ ' રૂપમાં

* The Sexual Instinct, By J. F. Scott, M. D.

પહેલવહેલી દેખાવા માંડે છે. પણ ધ્યાંન રાખવા જોગ આ બીના છે, કે કોઇ કોઇ વાર જેમ એ બીમારી એકજ દીવસમાં નજર પડે છે, તેમ કોઇ વાર ચૌદ દીવસે પણ તે માલમ પડે છે.

આગળ જોઈ ગયા પ્રમાણે, આ દરદનો ચેપ બાહારની જનંન ઇન્દ્રિઓને પ્રથમમાં લાગવાનો મોટો સંભવ રહે છે. આપણ એ દરદની તપાસ બારીકીથી કરવા કરતાં, સામાન્ય રીતે કરવાની તજવીજ કરશું, કે જેથી આ દરદનું કાંઇક સામાન્ય જ્ઞાંન મેળવી શકાય, તેમજ તેની સારવાર કરવાની રીતનો અભ્યાસ થઈ શકે.

## એક્યુટ ગોનોરીયા યાને પ્રમેહની નીશાંણીઓ, અને એ દરદની પરીક્ષા કરવાની રીત.

આ દરદની પ્રાથમીક .નીશાંણીઓની શરૂઆતમાં, યોનીનુ અંગ સેહેજ સુજી આવે છે, અને એની ચાંમડીનો બહુ નાજુક ભાગ લાલ રતાસ ઉપર ચઢેલો જણાય છે, સબબ તેની ઉપર સોજો આવેલો હોય છે. એ સઘળાં સાથ થોડો ઘણો પીળા–લીલા રંગનો પ્રવાહ ઝરક્તો જણાય છે. એ ઉપરાંત, વવળાટ, ફીર, અને કાંઇક દુખારો પણ હોય છે.

પ્રસવ માર્ગનુ મુખ સુજી આવેલું હોય છે, અને સેહુજ સ્પર્શ થતાં તે દુખાય છે. મુત્ર માર્ગે જેને આપણ પીસાબની નળી કહીએ છીએ, તે પણ સુજી આવે છે, અને તે સબબને લીધે પીસાબ થતાં અગન બળે છે. દરદીને ફરતા–હરતાં વેદના થાય છે, અને સુજી આવેલા ભાગો દુખાય છે. હીયાં સુધી આ દરદ બાહારની જનંન ઇન્દ્રીઓને લાગુ પડેલુ કહેવાય છે. પણ જો ચાપતા ઈલાજોથી તેની સારવાર થતી નથી, તો તે ધીમે ધીમે આગળ વધી અંદરના ભાગોને લાગુ પડે છે.

આ બયાંન પ્રમેહના દરદની કાઇક નીશાણીઓનુ છે. પણ એ નીશાંણી ઉપરથી એવું નક્કી થઇ શકે નહી, કે દરદીને પ્રમેહનીજ બીમારી લાગુ પડે છે. દાખલા તરીકે છેલ્લાં પંત્રમાં વવ યાને વવળાટની

બીમારીમાં દરદીને લાગતી ફીરની લાગણીને લીધે ધવડયાથી યોની અને તેને લગતા ભાગો સુજી આવે છે, તેમજ પ્રસવ માર્ગના સોજાની બીમારીમાં પણ પીળા રંગનો પ્રવાહ ઝરફે છે. એ અને એના જેવા સબબોને લીધે, આ બીમારીનું બોહોતાંન કોઇબી ઓને વીના તહેકીક કરવે લાગુ પાડવાની મુરખાઇ, સારવાર કરનારે કદીબી કરવી નહી. ખરી ખાતરી ફક્ત બે સાંધન જાણ્યાથીજ થાય છે. પેહલું સાંધન દરદી સ્ત્રીનો પોતાના તબીબ આગળ સાચો એકરાર, અને દરદીની આગળી પાછળી હકીકત; અને બીજુ સાંધન, ગુપ્ત ભાગમાંથી વેહતા પ્રવાહની સુક્ષમ દર્શક યંત્રમાં તપાસ.

પેહલું સાંધન કેટલીક દરદી સ્ત્રીઓ પોતાની લાજને ખાતર જણાવતી નથી. બીજુ સાંધન, જો તબીબ સુક્ષમ દર્શક યંત્રમાં 'ગોનોકોકાઇ' ને બરોબર ઓળખી શકતો ન હોય, તો તે પણ બીમારી ખરી છે કે નહી, તે કહી શકતો નથી. કારણ ગર્ભસ્થાંનને લાગુ પડતાં અમુક દરદમાં પણ પરૂ જેવાં પીળા રંગનો પ્રવાહ વહે છે, અને તે પ્રવાહમાં પણ ચોકસ જાતના જંતુ હોવાને લીધે, બીન અનુભવી તબીબો, તેવાં જંતુને 'ગોનોકોકાઇ' સમજવાની ભુલ કરે છે, તો નીરદોશોની લાજને મોટો કલંક લાગવાનો સંભવ રહે છે. માટે આ બંને જંતુઓના આકાર અને રૂપને આધારેજ ખરી પરીક્ષા પ્રમેહના દરદની થઇ શકે છે.

## સ્ત્રી જાતને પ્રમેહનો ચેપ પેહલવેહેલો કયાં લાગુ પડે છે.

પ્રમેહની બીમારી જો સખત પ્રકારની ( acute ) હોય છે, તો પ્રવાહનો રંગ પીળો, યા પીળા સાથ સેહેજ લીલા રંગનો હોય છે. તપાસ કરતા પીસાબની નળીને સેહજ દાબી જોતાં, તેમાંથી મજકુર પ્રવાહનુ એકાદ ટીપું નીકળતુ જણાય છે. એક્યુટ પ્રકારની બીમારી મોટે ભાગે ઘણુ કરી યોની અને મુત્ર માર્ગને ( vulva and urethra )

શરૂઆતથીજ લાગુ પડે છે, અને પ્રસવ માર્ગના મુખને તથા પ્રસવ માર્ગને ત્યાર પછી ચેપ લાગુ પડે છે. એટલાં માટે બીમારી 'એકયુટ' રૂપમાં જ્યારે લાગુ પડેલી હોય છે, ત્યારેજ તેના પ્રવાહમાં સમાયેલાં 'ગોનોકોકાઇ' સુક્ષ્મ દર્શક યંત્રમાં સારી રીતે પરખાઇ આવે છે. એક વખત આ 'એકયુટ' બીમારી શરીરમાં જડ ઘાલી બેઠા પછી તે જ્યારે 'ક્રોનીક' રૂપ પકડે છે, ત્યારે તેના જંતુઓ બરોબર રીતે પરખાઇ શકાતાં નથી, કેમકે તેમાં બીજી જાતના જંતુઓ અમુક કારણે ફેલાઈ ગયેલાં હોય છે.

## પીસાબની નળીમાં પ્રમેહની બીમારી.

### Gonorrhœal Urithritis in Female.

મરદ કરતાં સ્ત્રીમા મુત્ર માર્ગ યાને પીસાબની નળી, ઘણીજ ટુંકી અને સીધી હોય છે. સ્ત્રીમાં તે સુમારે ૨½થી ૩ ઇંચિ જેટલી લાંબી હોય છે, અને તે એટલી નાંની હોવાને લીધે, જ્યારે પ્રમેહનો ચેપ એ નળીમાં લાગુ પડે છે, ત્યારે આખી નળીને આ ચેપ પકડી પાડે છે. એટલુંજ નહી પણ પીસાબના ફુકકો (bladder)ને પણ જલદીથી ચેપ લાગુ પડવાનો સંભવ રહે છે. જ્યારે આ બીંમારી બ્લેડરને લાગુ પડે છે, ત્યારે દરદીની વેદના ઘણીજ ન ખમાય એવી થઇ પડે છે. દરદીને ઘડી ઘડી પીસાબની હાજત થાય છે, અને પીસાબ ઘણી લાગી હોય એમ લાગે છે, પણ સખત અગન અને તણખની વેદના સાથ પીસાબ ઘણીજ થોડી થતી રહે છે.

## પ્રસવ માર્ગમાં પ્રમેહની બીમારી.

### Gonorrhœal Vaginitis.

પ્રસવ માર્ગને જ્યારે આ ચેપ લાગુ પડે છે, ત્યારે તે જગ્યાએથી પ્રવાહ નીકળવા માંડે છે, અને પ્રવાહનો રંગ અને રૂપ તથા ખાસીયત આગળ જણાવ્યા જેવાંજ હોય છે. પ્રસવ માર્ગમાં જ્યારે આ ચેપ

લાગુ પડે છે, ત્યારે કોઈ વાર દરદીને ઝાઝી વેદના થતી નથી, પણ કોઇક વાર દરદી વેદનાની ફરીયાદ કરે છે.

## હલકી નીતીની સ્ત્રીને લાગુ પડતી પ્રમેહની બીમારી વીશે.

GONORRHŒAL INVASION OF VULVO-VIGINAL GLANDS.

પ્રસવ માર્ગના મુખ આગળ અને યોનીવાલા ભાગની બંને બાજુએ, બે નાંહનાં જેવાં ગ્લૅન્ડ ( gland ) આવેલા છે. કદમાં એ ગ્લૅન્ડ અરધા ઈન્ચથી સેહજ મોટા હોય છે, જેમાંથી અમુક જાતનો પ્રવાહ હંમેશ ઝરતો રહે છે. આ ગ્લૅન્ડને તબીબી ભાશામાં 'વલ્વો-વૅજાઇનલ-ગ્લેન્ડ' કહે છે. મજકુર બીમારીનો ચેપ જ્યારે આ ગ્લૅન્ડને લાગુ પડે છે, ત્યારે બીમારી ઘણીજ જાલંમ પ્રકારનુ રૂપ પકડે છે. કેમકે 'ગોનોકોકાઇ' જતુઓ આ ગ્લૅન્ડના ભીતરમાં દાખલ થાય છે, અને તે જગ્યા પાક ઉપર ચહડી ત્યાં પરૂની મોટી જેવી ગાંઠ થાય છે, જેનો ઇલાજ સરજયનોજ ફક્ત કરી શકે છે. સરજયનના ઇલાજ પછી દરદી જો કે સાજી થાય છે, છતાં 'ગોનોકોકાઇ' જતુઓ આ ગ્લૅન્ડના ભીતરમાં ઘર કરી, મંદ હાલતમાં પડી રહે છે, અને એ રીતે બીમારી 'ક્રોનીક' રૂપ ધારણ કરે છે. એ પ્રવાહમાં વસ્તો ચેપ ઘણોજ કાતીલ હોય છે. સાધારણ રીતે આ જાતની બીમારી, મોટે ભાગે હલકી નીનીની સ્ત્રીઓમાં હોય છે.

## ગર્ભસ્થાન અને બીજાં જનંન અવયવોને લાગુ પડતો પ્રમેહ.

GONORRHŒAL INVASION OF THE UTERUS,

FELLOPIAN TUBES AND OVERIES.

આ ચેપ, ગર્ભસ્થાન અને તેની સાથ જોડાયલાં અવયવોને, પ્રસવ માર્ગમાંથી આગળ વધીને લાગે છે, એમ આગળ જોઈ લીધુ છે, એટલે ફરી તે વીશે લખવાની જરૂર રહી નથી. આ જાતની બીમારી અતી

બીકટ ગણાય છે. એક વખત ચેપના જંતુ ફેલોપીયન ટ્યૂબ અને ઓવરીને લાગુ પડયાં પછી, ગોનોકોકાઈ જંતુનો તે જગ્યામાંથી નાશ કરવો બીલકુલ અશક્ય થઈ પડે છે. એવે સમે દરદીની જીંદગી બચાવવાનો એકજ ઇલાજ જે તબીબો કરી શકે, તે સ્ત્રીના જનંન અવયવોને શરીરમાંથી કાપી કાહાડનો છે. આ ઇલાજ આજની શસ્ત્રવીદ્યા ફતેહમંદી સાથ કરે છે, પણ તેમાં કેટલોક જોખમ પણ રહે છે. આ દરદની હકીકત, અને તેની ઉતપંતીની તવારીખનુ જે ઉપર ટપકેતુ બયાંન આ પુસ્તકમાં આપ્યુ છે, તે ઉપરથી વાંચકે જોઇ લીધુ હશે, કે એ બીમારી કેવી ગંભીર અને દેહની ખરાબી કરનારી છે. છતાં આ દરદને જડ મુળથી ઉખેડી નાખવાંનુ ગુમાન રાખી, કેટલાક લેભાગુ ઉટવૈદો ' ખાસ દવા ' ના નાંમ હેઠળ અજ્ઞાંન લોકોને ભમાવવાની તજવીજ કરતા રહે છે, તે બેશક અજ્ઞાંનો અને ભોલાંઓ સઘળું ખરૂ માની લે છે, અને એક યા બીજી રીતે એવી દવાનો ઉઠાવ થઇ રહે છે.

## ખરો પ્રમેહ અને ખોટો પ્રમેહ કેવો હોય છે.

આ પ્રસંગે આ દરદને માટે એક બીના જાણવી અવસ્ય જરૂરની છે. ઘણીક વાર કોઇક દરદીની દેહ એવી હોય છે, કે તેને યા તેણીને 'યુરીથ્રાઈટીસની' બીમારી કાંઇક સંજોગ વચે હમબીસ્તરી દરમ્યાંન લાગુ પડે છે. આગળ જોઇ લીધુ છે, કે આ ' યુરીથ્રાઇટીસની ' બીમારીમા ( એટલે પીસાબની નળીના સોજામા ) પણ પરૂ જેવા રંગનો પ્રવાહ, અગન અને જલનની વેદના સાથ, જવા માંડે છે. યુરીથ્રાઇટીસની નીશાંણીઓ જે સાધારણ રીતે મોટે ભાગે ખરા પ્રમેહને મળતી આવે છે, તેથી ઉટવૈદો, તેમજ અજ્ઞાંન દરદીઓ તેને ખરા પ્રમેહની બીમારી સમજી લેવાની ભુલ કરે છે. પણ એકાદ બાહોશ તબીબ અગર જો આ પ્રવાહની પરીક્ષા સુક્ષ્મ દર્શક યંત્રમાં કરશે, તો તપાસ દરમ્યાંન તેમાં ' ગોનોકોકાઇ ' જંતુ કદીબી તેને માલમ

પડશે નહી. એ રીતે ખરૂ જોતાં દરદીના તેમજ તેના તબીબના અ-ગ્નાંનપણાને લીધે, ઘણાક સાધારણ પ્રકારના ' યુરીથ્રાઈટીસ ' ના દર-દીઓ, સેહેજમાં સાજા થઈ જતાં હોવાને લીધે, દરદી તેમજ તેનો તબીબ પોતે પોતાને હાથ ઠગાય છે, અને એવી દવાઓ ઉપર તેઓ મોટી થાપણ કરે છે. સાધારણ ' યુરીથ્રાઈટીસ ' નુ દરદ ચાંપતા ઇલાજ લીધાથી ઝટ સાજુ થઈ જાય છે. પણ પ્રમેહની નીશાંણીઓને મળતીજ નીશાંણીઓ એ પીડાકારીમાં જણાતી હોવાને લીધે, સ્ત્રી તેમજ પુરૂશ, બંને બીલકુલ નીરોગી, અને નીરદોશ હોવા છતાં, તેઓને કપાલે આ ચેપી રોગથી પીડાતાં હોવાનો આરોપ લગાડવામાં આવે છે. આ આ-રોપમાંથી એકજ રીતે તેઓ પોતાને નીરદોશ ઠેરવી શકે છે, અને તે રીત મજકુર દરદના પ્રવાહની તપાસ, સુક્ષમ દર્શક યત્રમાં કરાવવાની છે.

## પ્રમેહના રોગની સારવાર અને તેના ઇલાજો.

સ્ત્રીઓ ઘણુ કરી આ બીમારીના ઇલાજ શરૂઆતમાં કરાવવા, કે કરવા, કદીબી તબીબ પાસ જતી નથી. એના અનેક કારણો માંહેલાં એકાદ બે, જે તબીબી નજરે અટકળી શકાય છે, તે એ છે, કે શરૂ-આતમાં જણાતી કાંઇક નીશાંણીઓથી તેઓ બેખબર અને અગ્નાંન હોવાને લીધે, યા તો પોતાની લાજ અને ઇજતને ખરાબ લાગે એવું સમજી લેવાને લીધે, તેમજ આ ભયંકાર રોગ, શરીરમાં એક વખત જડ ઘાલી બેઠા પછી તે દરદીના કેવા બુરા હાલ કરે છે તેથી તેઓ અજાણ હોવાને લીધે, તુરતજ તબીબની સલાહ અને સારવાર લેવાની સ્ત્રીઓ ગફલતી કરે છે, અને એ દરદ તેઓ લેઈ ચલાવે છે. પણ જો એ દરદને માટે, શક પડતાંજ શરૂઆતમાં, યા એકાદ બે દીવસમાંજ જો ચાંપતા ઇલાજ કુશળ તબીબની સલાહ પ્રમાણે કીધા હોય, અને જો એ દરદનો ચેપ યોની, કે પ્રસવ માર્ગ, યા મુત્ર માર્ગમાં જ લાગ્યો હોય, તો મોટે ભાગે એ ચેપી પ્રવાહ બંધ થઈ જાય છે. પણ કમનસીબે એ દરદ ' એક્યુટ ' રૂપ પકડે ત્યાં સુધી દરદી તેની દરકાર કરવામાં જો

ગફલતી કરે છે, અને જ્યારે તેનાથી દરદની વેદના ખમાતી નથી, ત્યારે જ તે પોતાની ભુલ અને મુરખાઇ જોઇ જીંદગી સુધીનો પસ્તાવો હાંસલ કરે છે.

આપણે જોઇ લીધુ છે, કે આ બીમારી બે રૂપમાં દરદીને લાગુ પડે છે. એક રૂપને આપણ 'એકયુટ' યાને સખત પ્રકારની બીમારી કહીએ છીએ, અને બીજાં રૂપને. 'ક્રોનાક' યાને જુની બીમારી તરીકે ઓળખીએ છીએ. એટલાં માટે આ બને જુદા પ્રકારની બીમારી માટે, બે જુદા પ્રકારની સારવાર અને તેના ઇલાજો થાય છે.

આ બીમારીની સારવાર અને ઇલાજ કરવામાં ત્રણ મુખ્ય રીત અખત્યાર કરવાની સખત તાકીદ રાખવી. ૧, લગાડવાની કે ધોવાની દવા; ૨, પીવાની દવા; ૩, આરોગ્ય રક્ષક, તથા ખાંનપાનની તાકીદ.

***પ્રમેહની બીમારી માટે 'ઇંન્જેકશંન' ની દવાઓ.**

ઇંન્દ્રીના જેઓ ભાગ અંદરથી પ્રવાહ ઝરતો હોય, તેમાં નીચલી દવાનુ પાણી બનાવી, યા કોઈ કેમીસ્ટને ત્યાંથી તે મંગાવી, દીવસમાં બેથી ત્રણ વાર દરદના પ્રમાણ પ્રમાણે દરદીને પીચકારી લેવાની તબીબો ભલામણ કરે છે. એ દવા પ્રમેહના જંતુ ઉપર ઘણીજ જીવ લેણ અસર કરતી હોવાથી, તે જંતુનો નાશ કરે છે. દરદના જોરના પ્રમાણ પ્રમાણે, એ દવાનુ પાંણી બનાવવાની ભલાંમણ કરવામાં આવે છે.

*ઇન્જેકશંન. *R/. Argentamin 1 part.*
નંબર૦ ૧ *Water–4,000–to–10,000 part. Mix.*

આ સોલ્યુશન 'એકયુટ' તેમજ ક્રોનીક યાને જુના પ્રકારની બીમારીમાં એક સરખી રીતે કાંમ લાગી શકે છે.

* Diseases of the Genito-Urinary System, By Eugene Fuller, M. D.

આરજંટામીન પછી, બીજી દવા જે એના જેવીજ, અસર કરનારી માલમ પડે છે, તે ' આરગોનીન ' ને નામે ઓળખાય છે. એ પણ ઈન્જેકશંનના આકારમાં વાપરવામાં આવે છે.

ઇન્જેકશન.
*નંબર ૨

*R/. argonine $1\frac{1}{2}$ to 4 per cent solution.*

આ સોલ્યુશંન કોઈ કેમીસ્ટને ત્યાંથી તૈયાર બનાવી મંગાવી, તેનો ઉપયોગ પણ ઉપર પ્રમાણેજ કરવાની ભલામણ કરવામાં આવે છે.

બીજી એક દવા જે ' પ્રોટારગોલ ' ને નામે જણાયલી છે, તે પણ સોલ્યુશંનના આકારમાં ' ઈન્જેકશંન ' તરીકે, એ બીમારીમાં વપરાય છે. પણ પ્રોટારગોલની અસર, ઉપર લખેલી દવાના કરતાં કાંઇક નબળી હોવાને લીધે, કેટલાક તબીઓની પ્રસંન્નતા આરગોનીન, ઉપર વધારે હોય છે.

ઈન્જેકશન
*નંબર ૩

પ્રમેહના જંતુનો ચેપ અતી વધારે ભીતરમાંગયો નહી હોય, તો, અને ઇન્જેકશંન, જો ચેપ લાગેલી જગ્યા સુધી પાહોચી શકે, તો શરૂઆતમાંજ એના ઉપયોગથી સારી અસર થવા માંડે છે, અને પ્રવાહ બંધ થાય છે. પણ દરદીએ ધ્યાંન રાખવું, કે પ્રવાહ બંધ થયાથી દરદ સાજું થઇ ગયું, એમ સમજવાની કદી બી ભુલ કરવી નહી. કેમકે એ દરદના ચેપના જંતુ, આ દવાના જોરથી નીરબળ થઈ સુસ્ત હાલતમાં ચેપવાલી જગ્યા અંદર પડી રહે છે, અને દવાની અસર નરમ પડતાંજ તે પાછાં જાગરૂત બની શરીરમાં ફેલાવા માંડે છે, અને બીમારી થોડાક વખતમાં પાછી નજરે પડે છે. એ બીના દરદીએ ધ્યાંનમાં રાખી, પ્રવાહ બંધ થયા છતાં, ઈન્જેકશંન બારથી પંદર દીવસ સુધી ચાલુ રાખવાં. આ ઉપાવ શરૂઆતથીજ ચાલુ કીધાથી આવાં પરીણામની આસા રખાય છે.

## *પ્રમેહની બીમારીમાં ઇન્જેક્શંન તરીકે વપરાતી દવાઓના નામની ટીપ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧, પરક્લોરાઈડ ઑફ મરકયુરી. | પ્રમાણુ | ૧/૧૬ | ગ્રેન, | એક | આંઉસ | પાણીમાં |
| ૨, કલોરલ હાઇડ્રેટ | ,, | ૩ | ,, | ,, | ,, | ,, |
| ૩, પ્લમબાઇ એસીટેટ. | ,, | ૩ | ,, | ,, | ,, | ,, |
| ૪,*કુઈનીન સલ્ફેટ. | ,, | ૨ | ,, | ,, | ,, | ,, |
| ૫, સોડી સેલીસીલેટ. | ,, | ૫ | ,, | ,, | ,, | ,, |
| ૬, ઝીન્ક કલોરાઈડ. | ,, | ૧/૪ થી ૧/૨ | ,, | ,, | ,, | ,, |
| ૭, પોટાશ પરમેંગૅનેટ. | ,, | ૧૦ | ,, | ,, | પાંઇન્ટ | ,, |

આ સઘળી દવાઓ ઈન્જેકશંન તરીકે વપરાય છે. આ બીમારી અનેક રંગ રૂપે શરીરને હેરાંન કરતી હોવાથી, સેહેલ સુચના દરદીને એટલીજ થઇ શકે છે, કે શરૂઆતમાંજ ઘર મેળે, ઇન્જેકશંનના ઇલાજ ચાલુ કરવા છતાં, જો પ્રવાહ બંધ પડે નહી, તો તુરતજ કોઇ કુશળ તબીબની સલાહ લેવી.

આ દવાની ટીપ હજી ઘણી લંબાવી શકાય. નંબર ૨ વાલી દવા, કલોરલ હાઇડ્રેટ, વેદના જ્યારે ઘણી થતી હોય, ત્યારે ઈન્જેકશંન તરીકે વાપરવાની ભલામણ થઇ શકે છે. નંબર ૫ વાલી દવા, સોડી સેલીસીલેટ, જો દરદીની પ્રકૃતી રૂમેટીઝમની હોય, તો તે ઉપર ઇન્જેકશન તરીકે વાપરવાની તજવીજ કરવી.

## પ્રમેહના દરદીની સારવાર કરવાની રીત.

આ દરદથી હેરાન થતાં દરદીને જેમ બને તેમ શાંતીમાં રાખવાની, અને બંનતા સુધી બીછાનામાં પડી રહેવાની તાકીદ કરવી. કબજીઆત

* કુઈનીન સલ્ફેટ પાણીમાં પીગળતું ન હોવાને લીધે, પેહલાં સેલ્ફયુરીક એસીડ (dilute.) ના ૮ થી ૧૦ ટીપાંમાં પીગળાવવું, અને ત્યાર બાદ તેમા પાણી મેળવવું.

જો હોય, તો તે દુર કરવાના ઇલાજ ચાલુ રાખવા. એકાદ ' મીનરલ વૉટર ' યા ' ફ્રુટ સૉલ્ટ ', યા એવાજ. કોઇ.જુલાબની મદદ લેતાં રહેવું. પીવાની દવાઇમા મુખ્ય નેમ એ રાખવી, કે દરદીને પીસાબ ખુલાસાથી થાય એવી દવાઇ આપવી, જેથી પીસાબની નળી સારી રીતે ધોવાઇને સાફ થતી રહે, અને ' ગોનોકોકાઇ ' જંતુ પીસાબની સાથ ઘસડાઇ બાહાર નીકળી પડે. આ નીયમ પાર પાડવાની નેમથી, પીવાની દવાઈમાં સાઇટ્રેટ ઑફ પોટાશ, સાતથી દસ ગ્રેન, દરેક વખત દીવસમાં ત્રણ વાર, બીજી દવાઇ સાથ મેળવી આપતાં રહેવું. જો તરસ લાગે, તો ' લીથીયા વૉટર ' પાંણી બદલ પીવા આપવુ

પરૂના પ્રવાહનો અટકાવ કમી કરવા, કેટલીક દવાઇઓ પીવા માટે ખાસ કરી આપવામા આવે છે. નીચલી દવાઇઓ સાધારણ રીતે વપરાય છે.

૧. સુખડનુ તેલ.

૨. બાલસમ કાપેબા.

૩. કુબેબ્સ.

આ ત્રણ દવામાં સુખડનું તેલ સર્વથી વધારે ગુણકારક ગણાય છે. પણ તે ચોખી હાલતમાં મોઘી કીમતે પણ મળતુ ન હોવાથી, જેટલું જોઇએ તેટલું સારૂ પરીણામ ઝડપથી આવતું નથી. કેટલીક વખત ખરા સુખડનાં તેલને ભાવે જે તેલ મળે છે, તેમાં સુખડના તેલનો અંશ બીલકુલ નહી જેવાં પ્રમાણુમાં હોય છે. આ તેલ જો ચોખી હાલતમાં મળે, તો દરદીને આખા દીવસમાં ત્રણથી ચાર વખત, દસ દસ ટીપાં, એક વાંઇન ગ્લાસ ભરી દુધ ઉપર રેડીને પાવાની તજવીજ કરવી. યા તો પાંચથી દસ ટીપાંના ' કેપ્સ્યુલ ' કેમીસ્ટને ત્યાંથી બનાવી મંગાવવાં.

અથવા તો નીચલી દવા કોઈક જાણીતા કેમીસ્ટને ત્યાંથી તૈયાર કરાવી, દીવસમાં ત્રણ વાર, દરદીને ખોરાક ખાધા પછી આપવી.

**સુખડના તેલનું ‘ ઇમલશન. ’**

*R/. Pot Citras.........3 drams.*
*Ol-santal.........3 drams.*
*Syr acaciæ.......q. s.*
*Aquæ...............3 ounces.     Mix*

આ મેળવણીમાંથી દરેક વખત, એક નાંહની ચમચી ( tea spoonful ) ભરી, દીવસમાં ત્રણ વખત પાવું.

સુખડનું તેલ નાજુક પાચનશકતીવાલાંને કોઈ વાર માફક આવતું નથી, એ વાત ધ્યાનમાં રાખવી કોઇ વાર તેથી બદહજમી થાય છે, કોઇ વાર ઉલટી જેવું થાય છે, અને કોઇ વાર એનો ચાલુ ઉપયોગ કીધાથી શરીર ઉપર અમુક પ્રકારની ખુજલી ફુટી નીકળે છે. કોઇ વાર જાંગવાલા ભાગમાં દુખારો થવા માંડે છે, જો કે એ પીધાથી પરૂ જેવો પ્રવાહ નીકળતો ઓછો થાય છે, અને આગળ જેટલો તે ઘટ નીકળતો અટકે છે, તેમજ સોજો પણ નરમ પડે છે.

**બાલસમ ઑફ કોપેબા**નો ઉપયોગ પણ એજ રીતે, અને એજ પ્રમાણમાં જરૂર પડે તો કરવાની ભલામણ થઈ શકે છે. દરદીને ગમે તો સુખડના તેલના ‘ કેપ્સ્યુલ ’ માફક કોપેબાના ‘કેપ્સ્યુલ’ કરાવી તેનો ઉપયોગ કરવો, યા તો સુખડના તેલના ઇમલશનમાં સાઇટ્રેટ ઑફ પોટાશની સાથે સુખડના તેલને બદલે કોપેબા તેજ પ્રમાણમાં લેવું.

**કુબેબ્સ**નો ઉપયોગ પણ એજ રીતે થઈ શકે છે. દસ ટીપાંનું એક એક ‘ કેપ્સ્યુલ ’ દીવસમાં ત્રણ વાર લેવું; અથવા તો **Fluid Extract of Cubebs** એક ડ્રામના પ્રમાણમાં આગળ જણાવેલાં ઇમલશનમાં, કોપેબા, યા સુખડના તેલ બદલ વાપરવું.

દરદીને પીસાબ કરતી વખતે અગર જો ઘણીજ વેદના થતી હોય, અને ઉપર જણાવેલા ઈલાજો કરવાથી સેહજબી ફરક પડતો ન હોય, તો પીસાબ કરતી વખતે દરદીને ગરમ પાણીના ટબમાં, પીડુપુર પાણીમાં બેસાડી, પાણીમાંજ પીસાબ કરવાની તજવીજ કરાવ્યાથી વેદના નરમ પડવાનો સભવ રહે છે. એ ઉપરાંત એવે સમે દીવસમાં ત્રણ વાર, ગરમ 'સીટ્ઝ બાથ' દરદીને આપતા રહેવું.

પ્રમેહના દરદીએ કેટલીક ખાસ સાવચેતી રાખવાની જરૂર છે. એ માંહેલી સર્વથી જાણવા જોગ સાવચેતી, તે ચેપને લાગેલા હાથ કદીબી આંખને લાગે નહી તેની ખુબ તરેહથી સાવચેતી રાખવી; કેમકે સેહજબી આખમાં ચેપ લાગતાં તેનુ પરીણામ કેટલીક વાર ઘણુ જ ખરાબ આવે છે.

દરદીના વપરાસમા આવતાં કપડાં સાજા આદમીના વપરાસમાં કદીબી આવવા જોઇએ નહી, એ બીજી અગત્યની સાવચેતી છે. પ્રમેહની બીમારી, મોટે ભાગે ચાંપતા ઈલાજો શરૂઆતમાં લીધાથી, ચાર થી છ અઠવાડીઆમાં સાજી થવી જોઇએ. ઘણામાં ઘણા બે માસમાં, તે બીલકુલ સાજી થઈ જવી જોઇએ, પણ એટલી મુદતમાં જો બીમારી સાજી થઇ ન જાય, તો જાણવુ કે ભીતરમાં વધુ ખરાબી થવા માંડી છે, અને તેથી બીમારી સાજી થતી નથી.

## પ્રમેહની બીમારીમાં પીવાની દવા તરીકે વપરાતી દવાઓની ટીપ.

પ્રમેહની બીમારી જંતુઓને લીધેજ ઘણી ધાસતી ભરી થઈ પડે છે, અને એ સબબને લીધેજ દરદીને જે જગ્યા ઉપર દરદનો ચેપ લાગ્યો હોય છે, તે જગ્યા ઉપર આવતો સોજો પણ ઘણોજ સખત પ્રકારનો હોવાથી, વેદના અને દુખ પણ તેટલાંજ પ્રમાણમાં થતાં રહે છે. વળી એજ કારણે દરદીની પીસાબ ઘણીજ તલખ અને અગન ઉપજાવે

એવી હોવાને લીધે, દરદીને પીસાબ થતાં ભારે વેદના અને દુખ થાય છે. દરદીની આ બે ફરીયાદ સાથ ત્રીજી મુખ્ય ફરીયાદ તે જંતુથી ભરેલા પરૂના પ્રવાહની હોય છે. એટલા માટે પીવાની દવા એવી આપવામાં આવે છે, કે દરદીને થતી તલખ પીસાબ, અતી નરમ ખાસીયતની થાય, જેથી અગનની વેદના ઓછી થાય, સોજો પણ નરમ પડે, અને તે સાથ જંતુથી ભરેલો પ્રવાહનો જથ્થો પણ ઓછો થાય.

આ ત્રણ અસર દરદીના શરીરમાં ઉતપંન કરવા માટે, દરદીને ખુલાસાથી મોટા જથ્થામાં પીસાબ થાય એવી ખાસીયતવાલી દવાઓ આપવામાં આવે છે. પીસાબ મોટા જથ્થામાં વારંવાર થવાથી પીસાબની નળી સાફ થતી રહે છે, અને તેથી પરૂ પીસાબની નળીમાં એકઠું થઇ રહેવાની બદલે, પીસાબ સાથ ધોવાઇ જાય છે. વળી અગન ઉતપંન કરે એવી પીસાબની ખાસીયત, દવાની અસરથી જો ઓછી થાય છે, તો સુજી આવેલી પીસાબની નળીનો સોજો પણ ધીમે ધીમે નરમ પડતો જાય છે. એટલા માટે, એવી દવાની ખાસ જરૂર એ બીમારીમાં પડે છે. આગળ જણાવેલી દવાઓથી દરદી ઉપર મોટે ભાગે સારી અસર થાય છે, પણ એ ઉપરાંત બીજી દવાઓ બી ઉપયોગમાં લેવાય છે. એ માંહેલી થોડીક દવાઓનાં નામ નીચે નોંધ્યાં છે, જેનો ઉપયોગ સારવાર કરનારે પોતાની મુનસફી અને અકલ પ્રમાણે, પ્રમાણમાં કરવો.

૧. *Salol.* ( સેલોલ. ) *5 to 5 grs.*
૨. *Creosote.* ( ક્રિઓસોટ. ) *1–3 Min.*
૩. *Oil Eucaliptus.* ( ઑઇલ યુકેલીપ્ટસ. ) *1–4 Min.*
૪. *Soda salicylate.* ( સોડા સેલીસીલેટ. ) *10–30 grs.*
૫. *Methylene Blue.* (મૅથીલીન બ્લ્યુ ) *1½–4 grs.(capsules)*
૬. *Soda Biborate.* ( સોડા બાઇબોરેટ. ) *5–30 grs.*

આ ટીપ લંબાવવાની જરૂર નથી. ઉપલી દવાઓ માહેલી પ્રત્યેક દવાને જુદી જુદી વખતે વારા ફરતી રીતે પ્રમાણમાં પીધાથી, દરદીની અગનની વેદના તેમજ નળીમાં આવેલા સોજો નરમ પડે છે, તેમજ જંતુઓ ઉપર પણ કાંઇક પ્રમાણમાં કાતીલ અસર થતી કહેવાય છે.

થોડાક જાણીતા ઇલાજોમાં નીચલી દવા, જે પાર્ક-ડેવીસવાલાઓએ બનાવી છે, તે વાપરવાની પણ ભલામણ થઇ શકે છે.

| | |
|---|---|
| ઇન્જેકશંન નંબર. ૫. | *Mercurol, in 1 per cent Solution. (Park Davis.)* |
| ઇન્જેકશંન નંબર. ૬. | *Nargol. ( P. D. ). 1-2 per cent Solution.* |

પ્રમેહની બીમારી માટે હજી ઘણુ લખાય એમ છે, પણ આ નાંહના પુસ્તકમાં તેમ કરવું પરવડે એમ નથી. છતાં એટલું જાણવું ખાસ જરૂરનું છે, કે વીદ્વાંન તબીબોના મત પ્રમાણે મરદ કરતાં ઓરતને આ બીમારીથી ઘણુજ વધારે હેરાંન થવું પડે છે. બંને જાતીમા શરીરની રચના અને બાંધામાં સમાયલા ફેરફારને લીધે, આ દરદથી અમુક પીડાકારીઓ જે મરદને લાગુ પડે છે, તે જો કે સ્ત્રીને લાગુ પડતી નથી, પરતુ એક સ્ત્રી જયારેબી એ બીમારીનો ભોગ થઇ પડે છે, ત્યારે જો તે વખત સર કુશળ તબીબની સારવાર અને ઇલાજ લેતી નથી, તો તેણીને જીંદગી સુધી હેરાંન થવું પડે છે. એ પીશે વીદ્વાંન તબીબોના સખુનો અતરે ટપકાવી આ લંબાન પત્ર અતરે ખતમ કરૂંછું.

**‡" * * Many causes contribute to render the treatment of gonorrhœa in the female tedious and unsatisfactory, and the disease more difficult to cure in this sex, then in the male. I believe that *gonorrhœal diseases in the***

‡ Venereal Diseases By LANGSTON PARKER.

*female are very rarely cured.* This in most cases arises either from neglect on part of the patient; or want of proper knowledge of the disease, careful examination of the parts affected, and an appropriate topical medication on part of the surgeon "

† " * * In every case where a woman is affected with gonorrhœa she is in danger, not only of being rendered a permanent invalid and barren, but also of losing her life from peritonitis and Septicæmia."

ડા૦ દુવાગીર.

* * *

D. H. P.



† The Sexual Instinct, By J. Foster Scott M. D.

# પત્ર ૩૫ મું.

## 'સીફીલીસ' યાને ઉપદંશ.

## SYPHILIS IN FEMALE.



**મીત્ર મેહરબાંન.**

જનંન શરીરને લાગુ પડતાં ચેપી દરદોમાં સર્વથી વધારે જાલમ, અને આદમી જાતની ઓલાદને સર્વથી વધારે ખરાબ કરનારૂં બીજુ દરદ, તે આ પત્રને મથાલે આપેલાં નામવાલુ દરદ છે. આ દરદ સ્ત્રી તેમજ પુરૂશ બનેને લાગુ પડવાના સંભવ રહે છે. પ્રમેહની બીમારી કરતાં આ રોગ ઘણોજ બુરો અને જીંદગીની ખુવારી કરનારો છે. આ દરદનું બયાંન મે પુરૂશોને લગતાં મારાં પુસ્તકમાં લંબાનથી લખવા ધારેલું હોવાને લીધે, આ પ્રસંગે એની વીગતનો સાર ઉપર ટપકેથીજ ટુંકમાં રજુ કરવો ઠીક થઇ પડશે.

## સીફીલીસની ખાસીયત.

આ દરદ ઉડતા રોગમાં ગણાતાં દરદો માંહેલું એક દરદ છે. જે રીતે પ્રમેહની બીમારી લાગુ પડવાનો સંભવ રહે છે, તેજ રીતે આ દરદ નર-નારીને અરસપરસના સંબંધથી લાગુ પડે છે. એટલુંજ

નહી, પણ માતપીતાને લાગુ પડેલાં આ દરદના ભોગ, તેમના ફ્રરજંદો થઈ પડે છે.

સ્ત્રીના જનંન શરીરના બાહારના તેમજ અંદરના કોઇ પણ ભાગ ઉપર આ દરદ એવું તો બેમાલુમ રીતે લાગુ પડેલું હોય છે, કે તેની હસ્તી, કુશળ તબીબો વટીક ઘણીક વાર પીછાંણી શકતા નથી. યોનીના કોઇબી ભાગ ઉપર બાહાર યા અંદર, તેમજ પ્રસવ માર્ગના મુખની આસપાસની કોઈબી જગ્યા ઉપર, શરૂઆતમાં એક નજીવો, અતી નાંહના કદનો છાલો યાને ચાંદુ પડે છે. આ ચાંદામાં એ દરદનો ઝેરી ચેપ હોય છે. એ ચેપમાં દરદના જંતુઓ વસે છે, એમ વીદ્વાંન શોધકો હવે નક્કી છેવટ ઉપર આવ્યા છે. આ દરદ બે રીતે આદમીને લાગુ પડે છે. ૧, એક તો ચેપ લાગ્યાથી, અને ૨, બીજુ ઓધે ઉતરયાથી. ચેપ લાગ્યાથી લાગુ પડેલી બીમારીમાં, દરદીને પ્રથમમાં ઉપર જણાવ્યા પ્રમાણે નજીવા પ્રકારનો એક છાલો યાને ચાંદુ, ( sore ) પડે છે, અને એ ચાંદુ જુદી જુદી મુદતે, જુદા જુદા રૂપ અને આકાર પકડે છે, અને જેમ જેમ તેના ચેપની અસર શરીરમાં જુની થતી જાય છે, તેમ તેમ તે આખા શરીરને પોતાના કાબુમાં લેઈ, આદમીની જીંદગીનો સેવટે ભોગ લેછે. પણ ઓધે ઉતરેલા પ્રકારમાં છાલો કે ચાદાં જેવું કાંઇ હોતુ, પણ બાળક જયારે માતાના પેટમાં હોય છે, સાર-થીજ આ દરદનો ચેપ તેના શરીર માંહેલાં લોહીમાં મળી ગયલો હોય છે.

આ બીજા પ્રકારની હકીકતને આપણ પડતી મુકી, પેહલા પ્રકારની ઉડતી તપાસ કરીશું.

## સીફીલીસના દરદનો ચેપ કેવી રીતે લાગુ પડે છે.

આ બીના વગર શંકે સાબેત થઈ છે, કે જે રીતે પ્રમેહની બીમારી એક દરદી તરફથી બીજા દરદીને હમબીસ્તરી દરમ્યાંન લાગુ પડે છે, તેમ સીફીલીસનું દરદ પણ તેજ રીતે લાગુ પડે છે. તોપણ કેટ-

ઠીક વખત, એ દરદનો ચેપ બીલકુલ અજાણપણામાં અને નીરદોશ રીતે સ્ત્રી તેમજ પુરૂશોને લાગુ પડે છે. આ વાત ખરી છે, કે આ રોગના ભોગ હવસી ખવાસવાલાંઓ મોટે ભાગે થઇ પડે છે. પણ એ દરદના ચેપની જાલંમ ખાસીયતને લીધે, ઘણીક વાર નીરદોશ અને પતીવ્રતા સ્ત્રીઓ, તેમજ નાંહના નીરદોશ બાળકો પણ જ્યારે એના ભોગ થઈ પડે છે, ત્યારે તેમની હાલત ઘણીજ કફોડી થઈ પડે છે.

સીફીલીસના રોગથી હેરાંન થતું એક આદમી પોતાની આસપાસના દરેક નાંહનાં તેમજ મોટાં માણસોને, વગર શકે જોખમ ભરેલું થઇ પડે છે, કેમકે તે કોઇબી વખતે કોઇને બી એ ચેપ આપી દે છે. તેને લાગુ પડેલા પેલા બહુ નજીવા છાલા ( sore ) માં જે જીવલેણ ચેપ રહે છે, તેમજ તેના મોહોડાંમાં તથા હોઠોની અંદરની ચામડીમાં જે છાલા પડેલાં હોય છે, તે જો કે શરૂઆતમાં, દરદીને પોતાને કાંઈ બી જાણવા જોગ અડચણ કરતાં નહી બી હોય, પણ તેમાં સમાયલો ચેપ, ધાસ્તી ભરેલો રહે છે. દરદીને એક વાર ચેપ લાગ્યા પછી, તે ગમે એવી ચાંપતી સારવારમાં રહેવા છતાં, બે યા ત્રણ વરશ પછીબી અગર જો તેના શરીર ઉપર સેહજબી જખમ પડયો હોય, યા ગાલ ઉપર ખીલકે અરાઈ જેવો એક દાંણોબી ફુટી નીકળ્યો હોય, તો તેમાં પણ આ દરદનો ચેપ સમાયલો હોય છે. એમાં વાંચકે સેહેજબી સરાઘાટ સમજવી નહી, કેમકે અખ્તરા ઉપરથી વીદ્વાંન તબીબોએ એવું નક્કી કરેલું, તબીબી દફતરે નોંધાયું છે.

## સીફીલીસનો ચેપ લાગવાના અજાયબ જેવા સાંધનો.

મોટે ભાગે આ દરદનો ચેપ હમબીસ્તરી દરમ્યાંન લાગુ પડેછે. દરદી અગર જો મરદ હોય છે, તો તે સ્ત્રીને ચેપ આપે છે, અને જો સ્ત્રી દરદી હોય છે, તો મરદને તે ચેપ લાગુ પડે છે. પણ એ ઉપરાંત, બીજાં સાંધનો કેટલાંક એવાં હોય છે કે, તેથી બી એ દરદનો ચેપ

આદમીને પરભારો લાગુ પડે છે. એવાં સાંધનોમાં આગળ જણાવ્યાં પ્રમાણે, ચુંબન યાને ' કીસ, ' ચેપ લાગુ પડવાનું એક મુખ્ય સાંધન ગણાય છે. કેમકે ઘણીક વાર એ રોગના દરદીને હોઠો ઉપર, તેમજ તેમના ગાલની અંદર, એ દરદના ચેપથી ભરેલા છાલા પડેલા હોય છે. ઘણીક વાર દાંતના ડાકટરોને, એવા રોગથી પીડાતાં દરદીના દાંતની સારવાર કરતાં, તેમના આંગળાંને ચેપ લાગવાનો મોટો સંભવ રહે છે. તેમજ બેદરકાર તબીબોની ગફલતીથી, કેટલીક વાર નીરદોશ બાળકોને સહીઍડ ( Vaccination ) મુકતાં તેમને પણ એ ચેપ લાગુ પડે છે. ઘણીક વખત એ દરદથી હેરાંન થના દરદી બાપો, અજાણતાં પોતાના નીરદોશ બાળકોને ચુંબન કરતાં, તેમજ પરણેતરોને વાહાલ કરતાં, આ દરદનો વારસો તેમને આપી દે છે.

એકજ ચાહાના કપમાંથી બે જને ચાહા પીધાથી, તેમજ એકજ દારૂના ગ્લાસમાંથી બે જને દારૂ પીધાથી, યા એક આદમીએ પીધેલી બીડી યા ચીરૂટ બીજાએ પીધાથી, પેહલો દરદી જો એ દરદથી પીડાતો હોય, તો બીજા સાજા આદમીને તેનો ચેપ, તે ચીજને લાગેલી લાળ યાને થુંક મારફતે લાગુ પડે છે

## સીફીલીસનો ચેપ લાગુ પડવાના પરભારાં તેમજ આડકતરાં સાંધનો.

ચેપ લાગવાના એવાં સાંધનો પરભારાં યાને direct ગણાય છે. પણ કેટલાંક આડકતરાં, યાને indirect સાધનોથી પણ આ દરદ લાગુ પડતાં જણાયાં છે, અને તેટલાં માટે સંસારમાં તેથી સાવચેત રહેવાની ખાસ જરૂર જણાય છે.

મોટે ભાગે રોજના વપરાસમાં આવતી વસ્તુઓ મારફતે સીફીલીસના દરદનો ચેપ, નીરદોશોને અજાણતાં લાગવાના સંખ્યાબંધ દાખલાની નોંધો તબીબી દફતરે નોંધાઈ છે. પ્રખ્યાત તબીબ ટેલર, જે આ બાબદમાં સતા સમાંન ગણાય છે, તે એવી વસ્તુઓની એક લંબાન ટીપ આપી નીરદોશોને ચેતવે છે.

## કઈ કઇ વસ્તુઓને વપરાસમાં લીધાથી, સીફીલીસનો ચેપ લાગવાની ધાસ્તી રહે છે, તેની ટીપ.

" ૧, તુથ-બ્રશ, યાને દાંત સાફ કરવાનુ બ્રશ; ૨, તુથ પાઉડર, યાને મંજન; ૩, પાંણી પીવાના ટમ્બલર, અને એવાંજ બીજાં વાસણો; ૪, છુરી; ૫, કાંટા; ૬, ચમચા; ૭, અસતરા; ૮, દીલપુછના અને ટુવાલ તથા નાપકીન; ૯, માથાં હેઠળ લેઈ સુવાના ટકીયા; ૧૦. ટકીયાના કવર યાને ગલેફ; ૧૧, પેહરવાના કપડાં; ૧૨, ટાંચણી; ૧૩, સોય; ૧૪, બચ્ચાંના રમકડાં, ૧૫, પેહરવાના ચોલ્લા, ૧૬, નખ લેવાની કાતર અને છુરી; ૧૭, પીચકારી; ૨૮, દાંતના ડાકટરોના હથીઆરો; ૧૯, લખવાની સુખડ-પેન, ૨૦, મોહોડે વગાડવાનાં વાજીંત્રો; ૨૧, સીસોડી યાને વ્હીસ્લ; ૨૨, ટેલીફોનના ' માઉથ-પીસ; ' ૨૩ બચ્ચાંને દુધ પીવાની બાટલીએ; નર્સીંગ-બોટલ; ૨૫, બચ્ચાંને મોહોડાંમાં આપવાની રબરની કડીએ, ૨૫, મરદોના પાટલુન; ૨૬, સ્ત્રીની ઇજારો અને ચણીઆ, યાને પેટીકોટ; ૨૭, બીછાંનાની ચાદર; ૨૮, સીગારેટ-હોલ્ડર, અને ૨૯, સીંગાર પાઇપ વીગેરે વસ્તુએ મારફતે આ રોગનો ચેપ લાગવાનો મોટો સંભવ રહે છે.

આ રોગના ચેપ વીશે એક બીના ધ્યાંનમાં રાખવા જોગ જે છે, તે એ, કે આ દરદથી રીબતાં દરદીની થુક, ( saliva ) આંસુ, ( tears ) પસીનો, ( sweat ) પીસાબ, (urine) ધાત, (semen) અને દુધ, ( milk ) એ માંહેલી કોઇબી વસ્તુનો એકબી છાંટો, તંદરોસ્ત આદમીના શરીર ઉપર પડેલા સેહજ ઘસાડા યા જખમ ઉપર જો પડે છે, તો તેથી આ રોગનો ચેપ, તે સાજાં આદમીને લાગુ પડતો કહેવાય છે. એટલાં માટે તંદરોસ્ત આદમીએ કેટલી હદ સુધી આ દરદના રોગીથી સાવચેત રહેવું ઘટે છે, તે જણાઇ આવે છે,

## સીફીલીસની બીમારી. તેની નીશાંણીઓ.

સ્ત્રીના જનંન શરીરને લાગુ પડતાં સઘળાં ચેપી દરદોમાં સર્વથી વધારે ખરાબી, અને શરીરની ખુવારી કરનારૂ આ દરદ છે. આ દરદની નીશાંણીઓ એટલી બધી છે, કે આ નાંહના પુસ્તકમાં તે વીસ્તારી લખી શકાય એમ નથી. છતાં તેનો ટુંક સાર રજુ કરવો જરૂરનો છે. ગુપ્ત બદનના કોઇબી ભાગ ઉપર એક ઘણીજ નાંહની ખીલ જેવી નજીવી ફોલ્લી પ્રથમમાં થાય છે. આ નજીવી ફોલ્લી દેખાવમા ખરેખર અતીશય નજીવીજ લાગે છે, પણ થોડી મુદતમાં તેનુ કાતીલ ઝેર આખા શરીરમાં ફરી વળે છે, અને ત્યાર પછી, એ દરદ અનેક રંગ રૂપે, આખાં શરીરમાં દેખાવ દેતું રહે છે. એ દરદના રોગીની હાલત, પાછળથી ઘણીજ ધીક્કારવા જોગ થઈ પડે છે. એ રોગવાલાં દરદીના દરદનુ બયાંન કરવું મુશ્કીલ થઇ પડે છે. અસંખ્ય દવાઓના કહેવાતા ' ખાસ ઇલાજો, ' અને ' રામબાણ ઇલાજો ' માંહેલો કોઈ બી ઈલાજ, આ રોગનું દુખ નીવારણ કરવા માટે, આજ સુધી પુર્વ અને પશ્ચીમના વીદ્વાંનોને હજી હાથ લાગ્યો નથી, એ આદમી જાતની કમનસીબી છે. તોપણ એવાં દરદીઓ જીવવાની આશા રાખી, અનેક દવાના ઇલાજો પોતાનું દરદ મટાડવા કરતાં રહે છે, પણ એ દરદ સેહજબી ઓછું થવા બદલ, પોતાની નાશકારક ઝેરી અસરથી, શરીર અંદરની લગભગ સઘળી ઈન્દ્રીઓને કોહોવાડી નાખે છે.

## સીફીલીસનો પેહલ્લો તબક્કો.

આ નાશકારક દરદ ત્રણ તબક્કામાં વેહેચાઈ ગયલું છે. પેહલ્લા તબક્કામાં ઉપર જણાવ્યા પ્રમાણે એક ખીલ જેવી નાંહની ફોલ્લી થાય છે. આ ફોલ્લી થોડા વખતમાં પાકી ફુટી જાય છે, અને તેમાંથી એક નાંહનુ જેવું ચાંદુ ( sore ) પડે છે. આ ' સોર ' યાને ચાંદુ શરૂ-

આતમાં દરદીને કાંઇ અગવડ કે અડચણ કરતું નથી, અને કેટલીક વાર તો દરદીને તેની ખબર કે જાણ પણ હાતી નથી. પણ એ 'સોર' જ્યારે દરદીને અડચણ કરે છે, ત્યારે તે જખમ તરફ દરદીનુ ધ્યાંન પેહલ વહેલું ખેંચાય છે.

## સીફીલીસનો બીજો તબકકો.

થોડાક દીવસ યા થોડા મહીના એવી રીતની અગવડમાં દરદી પસાર કરે છે. એ પછી દરદના બીજા તબક્કાની મુદત શરૂ થાય છે. એ મુદતમાં ચેપનુ ઝેર શરીરમાં આમેજ થઇ ચુકેલુ હોવાથી, ધીમે ધીમે તે બાહાર ફુટી નીકળવા માડે છે. એવી વખતે શરીર ઉપર ફુટી નીકળતી ગરમી, પ્રથમમાં નાંહની જેવી ફોલ્લીઓ હોય છે, જેમાં સમાયલી ચેપી રસી પોતાની ખાસીયત પ્રમાણે શરીરના જેબી ભાગ ઉપર થાય છે, ત્યાં તે ઉંડા ખાડા પાડે છે. શરૂઆતમાં તે જયાંબી થાય છે, તે જગ્યા લાલ ચોલ થઇ આવે છે, અને જ્યારે ઇલાજ કીધાથી તે સુકાઈ જાય છે, ત્યારે સીતલાના ડાઘ જેવા ખાડા ચાંમડી ઉપર પડી રહેલા જણાઇ આવે છે. ઘણીક વાર એવાં દરદીઓના નાક ઉપર એવી નીશાંણી પડેલી દેખાય છે. દરદી એવે વખતે અનેક ફરીયાદ કરે છે. નબળાઈ, માથાંનો દુખારો, હાથ પગમાં ચસકા યાને 'પેન', (મરદોમાં) માથાના બાળનુ ખરવું, ગળામાં સોજો, ચાંમડી પર ખરૂજ, જુદાં જુદાં પીંડનુ મોટુ થવું, ( enlargment of the lymphetic glands, ) અને મોહોડાંમાં ચાટાં યાને છાલા પડવા માંડે છે. એ સઘળાં સાથ બુખાર પણ લાગુ પડે છે. એવી હલાકી ઇલાજો છતાં લાંબી મુદત સુધી ચાલુ રહે છે. કોઈ વાર દરદી એવી હાલતમાં વરશથી બે વરશ પણ પસાર કરે છે. દરદીના શરીરનો બાંધો જો મજબુત હોય છે, અને જો ચાંપતા ઇલાજો કરે છે, તો આ દરદની નીશાંણીઓ થોડો વખત નરમ પડી જાય છે, અને તેમ થતાં દરદી પોતાને ફાયદો થયલો સમજે છે. પણ તેમ સમજવામાં તે

મોટી ભુલ કરે છે, કેમકે જે કાંઈ ફરીયાદ નરમ પડી હતી, તે પાછી એક દીવસ જોસભેર ઉભરી નીકળે છે.

## સીફીલીસનો ત્રીજો તબક્કો.

જો એ દરદનો ઇલાજ અત્યાર સુધી દરદીએ કીધો નહી હોય, તો ઘણું કરી બે વરશ પુરાં થતાં, આ રોગનો ત્રીજો તબકકો શરૂ થાય છે. પેહલા અને બીજા તબકકામાં દરદનું રૂપ જે અત્યાર સુધી ઉપર જણાવેલી હકીકત પ્રમાણે દેખાતું હતુ, તે હવે ત્રીજો તબકકો શરૂ થતાં, શરીરના ભીતરમાં નાશકારક ક્રીયાઓ ચાલુ કરે છે. એ ત્રીજા તબકકામાં હાડકાંને સડો લાગવા માંડે છે. ઘણીક વાર પગના નળાના હાડકાંમાં ઘણો સખત દુખારો ચાલુ થાય છે, જે આખી જીંદગી સુધી ચાલુ રહે છે. ગરદન અને ગળાં આગળના, તેમજ બગળ આગળના પીડ ( glands ) મોટા થઈ ખેંચાઈ આવે છે, અને તેથી દરદીને સખત વેદના થતી રહે છે. એની સાથ ઘણું કરી તાપ આવતી રહે છે, અને જો એ તાપનું માપ લીધુ હોય, તો તે ૧૦૨ થી ૧૦૩ ડીગ્રી જેટલુ, અને કોઇ કોઇ વખત ૧૦૩ થી ૧૦૫ ડીગ્રી જેટલુ મનાય છે. દરદીની ભુખ જતી રહે છે; દરદી બેધ્યાન બને છે; શરીરના હાડકાંમાં ન ખમાય એવી વેદના થાય છે; અને સઘળા સાંધામાં કળતર થવા માંડે છે. હિસ્ટી-રીયા લાગુ પડે છે; રાતની ઉંઘ જતી રહે છે, અને દરદીના ભેજાં ઉપર સેવટે કાંઇક અસર થવા માંડે છે.

પણ સીફીલીસનું ખરૂં રૂપ જે હજી દેખાયું નથી, તે હવે શરૂ થવા માંડે છે. એના ચેપની ઝેરી અસર અનેક રૂપે દરદીને લાગુ પડે છે. કોઈ વખત દરદીના માથાના બાલ બીલકુલ ખરી જાય છે, અને દરદીનું માથું બોડકું બને છે. આખા શરીરની ચાંમડીનો રંગ બદલાઇ જાય છે, જેને તબીબો coppery color કહે છે. ઉપર જણાવેલી પીડાકારી છતાં દરદી જો જીવવા પામે છે, તો દરદની અસરથી

તેની આંખોને એકાદ એવી પીડાકારી લાગુ પડે છે, કે જેથી દરદી અપંગ બને છે. દરદીના મોહોડાંમાં તેના તાળક ઉપર, આ ઝેરી ચેપથી થતી અમુક પીડાકારીને લીધે તેનુ તાળક નાશ પામે છે, નાકના હાડકાંને સરો લાગ્યાથી તે દબાઇને બેસી જવાથી ચપટું થઈ જાય છે, અને નાકમાંથી ગંધ મારતો પરૂ જેવો પ્રવાહ, જેને તબીબો 'ઉઝીના(ozæna)ને' નામે ઓળખે છે, તે નીકળવા માંડે છે. એ રીતે મોહોડાંમાં તાળકના, તેમજ નાકના હાડકાંને સડો લાગ્યાથી તે રફતે રફતે નાશ પામે છે, અને આખું મોહોડું, નાક, અને ગળું, જાણે એક મોટો ખાડો (cavity) હોય, તેમ દેખાય છે આ સબબને લીધે દરદીથી પોતાનો ખોરાક ગળી શકાતો નથી, અને જે કાંઇ ખોરાક તે ગળવા જાય છે, તે નાકને રસ્તે બાહાર નીકળી પડે છે મોહોડાં માંહેલો જે અગત્યનો ભાગ-તાળક, નાશ પામ્યાથી, તેમજ નાકનું હાડકું સડી ગયાથી, નાક ચપટું થઇ જાય છે, અને તે સબબને લીધે દરદીનો અવાજ બીલકુલ ગુંગણો નીકળે છે. ફ્રૅન્ચ તબીબો એ અવાજને બટકના અવાજ duck's voice નું નામ આપે છે.

## સીફીલીસના, યાને ઉપદંશના ઈલાજ અને સારવાર. સીફીલીસ કેવી રીતે અટકી શકે.

તબીબો હમેશાં એક મત થતા નથી, એ કહેવત જાણીતી છે. તોપણ કેટલાક તબીબો એવું કહે છે, કે સીફીલીસના રોગીની જો પુરતી સારવાર અને ચાંપતા ઇલાજ લીધા હોય, તો એ દરદ ત્રીજે તબકકે જવલેજ પોહોચી શકે છે.

એના ઇલાજો જેટલા જાહેરમાં જણાયલા છે, તે સવેળાએ જો ચાલુ કીધા હોય, અને ચેપ લાગ્યાની શરૂઆતથી લાંબો વખત સુધી તે ઇલાજો કોઇ કુશળ તબીબની સલાહ પ્રમાણે અમલમાં મુકયા હોય, અને જીંદગીમાં કામ વાસનાથી પરહેજ રહી ખાનપાનમાં સર્વ રીતે સમ-

ખાતપણું જો જાળવ્યું હોય, તો આ દરદ જો કે જડ મુળથી નાશ પામતું નથી, પણ મોટે ભાગે તેની નાશકારક અસરો લાંબો વખત સુધી અટકાવી શકાય છે.

## સીફીલસના પેહલા તબકકામાં વપરાતી દવાઓ.

એટલાં માટે કોઇબી ચોકસ ઇલાજ આ દરદને માટે સુચવી શકાય એમ નથી. એ દરદ અનેક રીતે દરદીના શરીરને હેરાંન કરે છે. એવે પ્રસંગે દરદની નીશાંણીઓથી થતી વેદના પ્રમાણે જુદા જુદા ઇલાજો અજમાવવાનું કામ, એક કુશળ તબીબજ કરી શકે છે.

પાર્ક ડેવીસે કેટલીક જાણવા જોગ દવાની ટીકલીઓ બનાવી છે, જે **Mixed Treatment** ને નામે જણાયલી છે. એમાં સમાયલી સઘળી દવાઓ એ દરદ ઉપર સારી અસર કરતી કહેવાય છે.

એ ઉપરાંત સીફીલીસના દરદના બીજા તેમજ ત્રીજા તબકકા દરમ્યાંન, એક સરખી રીતે વપરાતી, અને એ દરદ ઉપર જાણવા જોગ અસર કરતી દવાની એક અમેરીકન બનાવટ પણ પાર્ક ડેવીસે સરબતના આકારમાં, એવાં દરદીઓ માટે બનાવી જાહેરમાં મુકી છે. એ દવા

*Trefolium Compound ( Syrup )* ( ***P. D. & Co.*** )

એવે નામે જણાયલી છે. એ દવાનો ઉપયોગ કેમ એને કેવી રીતે કરવો, તે એ દવાની શીસી ઉપર લખેલું હોય છે.

એ મુખ્ય દવાઓ એ દરદમાં જે ખાસ કરી વપરાય છે, તે મરકયુરી, ( પારાની બનાવટ ) અને પોટાસ્યંમ આયોડાઇડ છે. તબીઓ પોતાની સારવાર દરમ્યાંન, દરદીની હાલતના પ્રમાણમાં તે જુદી જુદી રીતે આપતા રહે છે. દરદનો બીજો તબકકો શરૂ થતાજ મરકયુરીની બનાવટવાલી દવાઓ અપાય છે. એ દરદ માટે પાર્ક ડેવીસવાલાઓની એક બનાવટ ખાસ

કરી દરદીના ધ્યાન પર લાવવા જોગ છે. ૧, Mercurol ( P. D. ) ( મરકયુરોલ ) અને ૨, Protiodide ( P. D. ) ( પ્રોટીયોડાઇડ )

## સારીલીસના બીજા તબક્કામાં વપરાતી દવાઓ.

બીજા તબકકામાં એજ બનાવનારની આઇડોલબીન કેપ્સ્યુલ, Iololbine Capsule ( P. D. ) નામે જણાયલી દવા વાપરી શકાય છે. સઘળી દવાના પ્રમાણ દવાની શીસીઓ ઉપર લખેલાં હોય છે.

લા૦ દુવાગીર.

* * *

D H P.



# પત્ર ૩૬ મું.

## નપુંસકપણુ અને વાંઝીયાપણુ.

## IMPOTENCE AND STERILITY.



**વાંચક મેહરબાન**

વાંઝીયાપણું એ એક અતી અગત્યનો સંસારી સવાલ છે, અને દરેક સ્ત્રીને એ વીશે કાંઈક જાણવું ઘટે છે. આ દેશના તેમજ ઇગ્લંડના કાયદા પ્રમાણુ જેથી કોઈ સ્ત્રી યા પુરૂશ, લગ્નના ગાંઠથી એકબીજા સાથ જોડાયા પછી, અગર જો એક યા બીજી પક્ષ, પોતાની ગુપ્ત શારીરીક ખામીને લીધે, લગ્નના હક આપી યા લેઇ શકે નહી એવી હાલતમાં તે હોય, તો કાયદો એવાં લગ્નને રદ બાતલ કરે છે. લગ્નના કાયદાના આવા કરારનો લાભ લેવા માટે, ઘણીક વાર સ્ત્રી તેમજ પુરૂશ ઇનસાફની અદાલતમાં જાય છે, અને પ્રત્યેક પક્ષ પોતાના છુટકારા માટે લગ્નના હક મેળવી શકાતા નથી, એવી દલીલ રજુ કરે છે.

લગ્નના કરાર રદ કરાવી છુટાછેડા મેળવવા માટે કાયદામાં અનેક કારણો આપેલાં છે. આપણુ તે સઘળાં કારણોને પડતાં મુકી ફક્ત વૈદકશાસ્ત્રની નજરે આ બાબદને ઉપરટપકેથી જોઈ લઇશું.

### વૈદક નજરે લગ્નના હક કેવા દેખાય છે.

વૈદક નજરે જોતાં સ્ત્રી જાતને લાગુ પડતાં દુખ દરદોને લીધે, તેમજ તેમના ગુપ્ત શરીરની અમુક પ્રકારની ખામીઓને લીધે, ખાવિંદો

જ્યારે લગ્નના હક મેળવી શકતા નથી, ત્યારે કાયદાની અદાલતમાં તેઓને સ્ત્રીનુ 'અસ્ત્રીપણું' જેમ સાબેત કરવું પડે છે, તેમ બીજા હાથ ઉપર સ્ત્રીઓને પોતાના ખાવિંદોનુ 'નપુસકપણું' પુરવાર કરવું પડે છે. પુરૂશોને આ સવાલ સાથ કેટલું લાગે વળગે છે, તે વીશે અતરે ન બોલતાં ફક્ત સ્ત્રીનોજ સવ'લ વૈદક નજરે આપણુ તપાસી લઈશું.

લગ્નના કરાર રદ કરાવવા માટે, ગુપ્ત શારીરીક ખાંમીનું બોહતાન કાયદા પ્રમાણે સાબેત કરવું પડે છે. સ્ત્રીની તેવી હાલત તેણીનાં લગ્ન થયાં તે આગમજની હતી, અને તેવી હાલતને લીધે ખાવિંદથી લગનના હક ભોગવી શકાતા નથી, એવો અચુક પુરાવો આપવો પડે છે. પણ લગ્ન થયા પછી, અગર જો કાંઇક કારણે, સ્ત્રી સ્ત્રીપણાંમાંથી જતી રહી હોય, યા લગ્ન થયા પછી કાંઇકિ સબબને લીધે, સ્ત્રી પોતાના ખાવિંદને લગ્નના હક આપી શકતી નહી હોય, તો તેથી લગ્નના કરાર રદ થતા નથી. નીચલો મુકદમો એ વીશે જાણુવા જોગ ધ્યાન ખેંચે છે.

### એક નપુંસક સ્ત્રીનો કોરટે ચહડેલો 'કેસ'.

* ઇંગ્લંડની અદાલતમાં લગ્નનો કરાર રદ કરાવવા માટે એક મુકદમો નોંધાયો હતો. આ મુકદમા મધે ફરીયાદ રજુ થયા પછી એવું માલમ પડયું, કે સ્ત્રી અગર જો એક ચોકસ 'ઓપરેશંન' કરાવે, તો જ લગ્નના હક તે સ્ત્રી પોતાના ખાવિંદને આપી શકે. આ 'ઓપરેશંન' તબીબોના મત પ્રમાણે જો કે જોખમ ભર્યું હતુ નહી, છતાં પેલી સ્ત્રીએ તે 'ઓપરેશંન' કરાવવા ના પાડી હતી. કોરટે ચુકાદો આપતાં જણાવ્યું, કે કોરટ પેલી સ્ત્રી ને 'ઓપરેશંન' કરાવવાની ફરજ પાડી શકે એમ નથી, અને તેણીનો ખાવિ'દ ગમે તો તેણીને 'ઓપરેશંન' કરાવવાને સમજાવે, તો કોરટને તે માટે જરાબી વાંધો નથી. પણ પેલી સ્ત્રીએ 'ઓપરેશંન' કરાવવા ના પાડી, અને કોરટે લગ્નના કરાર રદ કરવાનું હુકમનામુ કરી આપ્યું હતું.

---

* **Medical Jurisprudence For India, By LYON.**

## એક બીજો 'કેસ'.

ઇગ્લંન્ડની કોરટે ચુકવેલા લગ્નના કરાર રદ કરવાના મુકદમામાં, હીસ્ટીરીયાના દરદથી હેરાંન થતી એક સ્ત્રીના ધણીને, અમુક સંજોગ વચે લગ્નના કરાર રદ કરવાનુ હુંકમનામુ ત્યાંની કોરટે રદ કરી આપ્યું હતું. આ મુકદમાની વીગત નીચે પ્રમાણે છે.

*ધણી તરફથી ફરીયાદ એવી થઈ હતી, કે તેની સ્ત્રીને હીસ્ટીરીયાનો મરજ લાગુ પડેલો હતો, અને જ્યારેબી તે પોતાની સ્ત્રી પાસ જતો હતો, ત્યારે તેજ વખત તે સ્ત્રીને હીસ્ટીરીયા થઈ આવતો હતો આ સબબને લીધે તેણીના ખાવિંદને લગ્નના હક મળી શકતા નહી હોવાથી, લગ્નના કરાર રદ કરવાની તેણે કોરટને અરજ કરી હતી. આ ઉપરથી કોરટે તબીબો પાસ તે સ્ત્રીની તપાસ કરાવવાની ફરમાસ કીધી, પણ પેલી સ્ત્રીએ પોતાની તપાસ કરાવવા ના પાડયાથી, કોરટે છુટાછેડાનું હુકમનામું કરી આપ્યું હતુ.

## કમતાકતી અને વાંઝીયાપણું, એ બે જુદાં દરદો છે.

'કમતાકત, યાને' 'ઇમ્પોટન્સ' (Impotence) અને વાંઝીયાપણું યાને 'સ્ટૅરીલીટી' (Sterility) એ બે દરદોને એક બીજા સાથ ભેળી નાંખવાં જોઇએ નહી. એ બંને ફરીયાદો જુદા જુદા પ્રકારની છે, અને તેથી એ બંને દરદોના ઇલાજો પણ જુદી જુદી રીતે થાય છે. કમતાકત અને વાંઝીયાપણું સ્ત્રી તેમજ પુરૂશ બંનેમાં હોય છે. એમ કદીબી સમજવું નહી કે 'ઇમ્પોટન્સ' પુરૂશોનેજ હંમેશા લાગુ પડનારૂં દરદ છે, અને 'સ્ટૅરીલીટી' ઓરતોમાંજ હોય છે. એ ખ્યાલ બીલકુલ ભુલ ભરેલો છે.

## કેટલાક પુરૂશો મરદાઈમાં હોવા છતાં વાંઝીયા હોય છે.

ખ્યાન રાખવું કે સ્ત્રીઓજ કાંઇ વાંઝણી હોતી નથી. ચોકસ સંજોગો વચે પુરૂશો પોતે પણ વાંઝીયા હોય છે. એવા મરદો લગ્નના

* TIDY'S Legal Medicine.

હક ભોગવતા હોવા છતાં, તેઓ વાંઝીયા હોય છે, એમ જો કહેવામાં આવે, તો અજ્ઞાંનો તે માનશે નહી. પણ ફીઝીયોલોજી એ વીશે જે કાંઈ શીખવે છે, તે જાણ્યા પછી એ મુશ્કીલ સવાલનો ફડચો સેહલથી થઇ જાય છે. આ દલીલ સાબેત કરે છે, કે એક મરદ વાંઝીયો હોય, તેથી તે 'નામરદ' છે, એમ સાબેત થતુ નથી.

## મરદ નામરદ ક્યારે ગણાય છે?

વાંઝીયાપણુ કાંઈ નપુસકપણું ગણાતુ નથી, કેમકે ઘણાંક સ્ત્રી-પુરૂશો વાઝીયાપણાના એકાદ દરદથી પીડાતાં હોવા છતાં, તેઓ લગ્નના હક ભોગવી શકે એવી હાલતમાં હોય છે તેમજ પુરૂશ ઘણીક વાર નપુસક હોવા છતાં તે વાંઝાયો હોતો નથી. આ એક બીજાથી ઉલટી સુલટી હાલનો જેમ સ્ત્રીને તેમજ પુરૂશને એક સરખી લાગુ પડે છે. સ્ત્રી પુરૂશોની આવી હાલત ઘણીક વાર કાયદાની અદાલતમાં ગંભીર તકરારનું મુળ થઇ પડે છે.

## પુરૂશોમાં નપુંસકપણાના અને વાંઝીયાપણાના કારણો.

એક પુરૂશ, નપુસક તેમજ વાંઝીયો નીચલાં કારણોને લીધે હોઇ શકે છે.

૧—ઘણીજ કાચી જવાંન ઉમરને લીધે.

૨—ઘણીજ વૃદ્ધ યાને ઘરડી ઉમરને લીધે.

૩—જનંન શરીરમાં ખોડ ખાંપણને લીધે.

૪—અમુક પ્રકારના દરદોને લીધે.

૫—અમુક પ્રકારની મનની હાલતને લીધે.

## પુરૂશોની કાચી ઉમર, હિયાં અને વેલાતમાં.

મરદોની કાચી ઉંમરની હદ કયાં સુધી ગણાય છે, એ એક સવાલ થઇ પડે છે. ઇગ્લૅન્ડના કાયદા પ્રમાણે ચૌદ વરસની ઉંમરે એક જવાંન

છોકરો ઇંગ્લન્ડમા લગ્નના હક ભોગવવાને લાયક ગણાય છે, અને ચૌદ વરશની અંદરનો જવાંન કાયદાની નજરમાં લગ્નના હક ભોગવવાને લાયક ગણાતો નથી. પણ હિન્દુસ્થાંનમાં કાયદા પ્રમાણે ચૌદ વરશની ઉંમર કરતાંબી ઓછી ઉંમરવાલો છોકરો, લગ્નના હક ભોગવી શકે, એવી હાલતમાં આવેલો ગણાય છે હિન્દુસ્થાંન માટે બ્રીટીશ સરકારે ઘડેલા ફોજદારી કાયદામાં દર્શાવ્યા પ્રમાણે, બલાત્કારના અપરાધ માટે પુરૂશને ગુનેહગાર ઠરાવવા, સાત વરશ જો તેણે પુરાં કરેલાં હોય, તો તે પુરતાં ગણાય છે. એવી રીતે જોતાં ઇંગ્લંન્ડ જેવાં ઠંડા મુલકમાં ૧૪ થી ૧૫ વરશની ઉંમરે જયારે મરદોમાં મરદી આવે છે, ત્યારે હિન્દુસ્થાંન મધે ૭ થી ૮ વરશની કાચી ઉંમરના છોકરાઓમાં એ શકતી ખીલી નીકળે છે. પુરૂશોમા આવી કાચી ઉમરે આવતી એ શકતી, સંતાંનની વૃદ્ધીને લાયક હોય છે, એમ કદીબી સમજવું નહી. સંતાંનની વૃદ્ધી, 'સ્પર્મેટોઝુઆ' પુખ્ત હાલતમાં આવ્યા વગર થતી નથી, એ આપણ આગળ વાંચી ગયાં છીએ. પુરૂશ ત્યાં સુધી વાંઝીયો કહેવાય છે.

## પુરૂશોની ઘરડી ઉમર, હિયાં અને વેલાતમાં.

ઘરડી ઉમર પુરૂશોના વાંઝીયાપણાનુ તેમજ નપુંસકપણાનું એક કારણ હોય છે. તોપણ એ કારણ ભરૂસેદાર હોય, એમ કાંઇ સમજવું નહી. તબીબી દફતરે એવી ઘણીક નોધો નોંધાઈ છે, કે જેમાં ઘણી મોટી ઉમરના મરદોને ત્યાં વારેસની વૃદ્ધી થઇ છે. ૭૧, ૮૧, અને ૯૨, વરશની ઉંમરે મરદો ફરજંદના પીતા થયલા નોંધાયા છે. આ અદના લખનારના એક ૮૩ વરશની ઉમરના મીત્ર, ચાર ફરજંદના સુખવાસી પીતા છે, અને તેનું છેલ્લું ફરજંદ પાંચ વરશની ઉપરનું છે. વીદ્વાંન 'કેસ્પરે' પોતાની તપાસ દરમ્યાંન ૯૬ વરશની ઉમરના ઘરડા પુરૂશોના બદનમાં સ્પર્મેટોઝુઆ જોયા હતા.

## મરદોના જનંન શરીરમાં ખોડ ખાંપણને લીધે લાગુ પડેલું નપુંસકપણું.

IMPOTENCE AND STERILITY IN MALE.

મરદના જનંન શરીરની ખોડ ખાપણને લીધે જેમ તે વાંઝીયો રહે છે, તેમજ અમુક ખોડ ખાંપણને લીધે તે નપુંસક પણ બને છે. સંસારની વૃદ્ધી માટે આ એક જાણવા જોગ સવાલ છે. આ ખોડખાંપણ એક નહી પણ અનેક જાતની હોય છે. એ માંહેલી કેટલીક ખોડખાંપણ તબીબી સારવારથી સાજી થઈ શકે એવી હોય છે, જ્યારે કેટલીક ખોડ ખાંપણ સરજ્યનોની કળાથી સાજી થઈ શકે એવી હોય છે. કેટલીક ખાંપણ એવી કઢંગી હોય છે, કે તે બીલકુલ સાજી થઈ શકતી નથી. આ બહુ અગત્યની બાબદ પુરૂશોને લગતી હોવાથી અતરે લંબાવવી બીન જરૂરની માની લેઈ, પુરૂશોને લગતાં મારાં પુસ્તકમાં તે ચીત્રયુક્ત દરશાવવા મે ધારી છે.

## મરદોને દરદોને લીધે લાગુ પડતું નપુંસકપણું.

ખોડખાંપણની બાબદને પડતી મુકી બીજી તરફ નજર કરીશું, તો કેટલાંક દરદોની લીધે મરદની તાકત જેમ ઓછી થઇ જાય છે, તેમ કેટલીક વાર તેઓ વાંઝીયા પણ બને છે. એવાં દરદો માંહેલાં કેટલાંક દરદો સાજાં થઈ શકતાં નથી. દાખલા તરીકે ગોળીને લાગુ પડતાં અમુક દરદો. કેટલીક વાર અમુક પ્રકારનુ વાહાડકાપ કીધા પછી, મરદને વાંઝીયાપણું લાગુ પડે છે. દાખલા તરીકે 'પથરીના મરજ' માટે જોઈતું 'લીથૉટૉમી' ને નામે જણાયલુ 'ઓપરેશન' કીધા પછી, મરદને વાંઝીયાપણું લાગુ પડવાનો મોટો સંભવ રહે છે.

નીચલાં જડ ઘાલી બેઠેલાં દરદોને લીધે, મરદોને નપુંસકપણું તેમજ વાંઝીયાપણું લાગુ પડવાનો મોટો સંભવ રહે છે.

## મરદને નપુંસક કરનારાં કેટલાંક દરદો.

૧.—એકાદ જડ ઘાલી બેઠેલી લાંબા વખતની બળહીન કરે એવી બીમારીથી મરદને નપુંસકપણું લાગુ પડવાનો સંભવ રહે છે.

૨.—માથાંની ખોપરીને થાયલી સખત ઇજા.

૩.—ભેજાને લાગુ પડેલી એકાદ બીમારી યા ઇજા.

૪.—બરડાના કાંટાને લાગુ પડેલી એકાદ બીમારી યા ઇજા.

૫.—લકવાની બીમારી. (Paraplegia.)

૬.—હદ બાહાર કેફી વ્યસન, દારૂ, અફીણ, ભાંગ, અને તંબાકુ વીગેરેના વ્યસનથી વાંઝીયાપણું લાગુ પડવાના સંભવ રહે છે.

૭,—હદ બાહારનું વીષઇપણું

૮,—બીહીકણુપણું, ધાસ્તી, વીગેરે મનની હાલત, થોડો વખત મરદને નપુસક બનાવે છે.

આ અને એવાંજ બીજાં અનેક દરદો મરદોને જેમ નપુસક બનાવવાના કારણો થઇ પડે છે, તેમજ તે વાંઝીયાપણું પણ લગાડે છે. આ વીશે લંબાન લખાન મે મારા પુરૂશોને માટે લખેલાં પુસ્તકમાં કરવા ધારેલું હોવાથી, અતરે વધુ લખવું પડતુ મુકુછું.

## સ્ત્રીઓમાં સ્ત્રીત્વ કયારે હોતું નથી, તેનાં કારણો.

### IMPOTENCE AND STERILITY IN FEMALE.

ઇંગ્રેજી શબ્દ impotence (ઇમ્પોટ’ન્સ) નો અર્થ વાંચકોએ એવી રીતે નહી કરવો, કે તે એકલા મરદોનેજ લાગુ પડે છે. તબીબી નજરે જોતાં અગર જો આ શબ્દનો અર્થ ઉપજાવીશું, તો એવો અર્થ થઇ શકે છે, કે લગ્નના હક આપી કે લેઇ શકે નહી, એવી જનંન શરીરની હાલત. એવી હાલતમાં જેમ મરદ હોય છે, તેમ સ્ત્રી પણ હોય છે. જેમ વાંઝીયાપણાનું દરદ મરદને અનેક કારણે લાગુ પડતું આપણે હમણાંજ તપાસ્યું છે, તેમ તે સ્ત્રીને પણ અનેક કારણે લાગુ પડે છે. તેજ રીતે ‘ઇમ્પોટંન્સ’ પણ મરદ તેમજ ઓરતમાં હોય છે. જેમ મરદ પોતાની જનંન શરીરની ખામીને લીધે, સ્ત્રીને લગ્નના હક આપી શકતો નથી, તેમ એક સ્ત્રી એવાંજ કારણને લીધે પોતાના ધણીને લગ્નના

હક આપી શકતી નથી. એ ઉપરથી વાંચનારે જોઈ લીધું હશે, કે જેમ એક મરદ 'ઇમ્પોટંન્ટ' હોય છે, તેમ એક સ્ત્રી પણ હોઇ શકે છે. માટે જાણવું, કે 'ઇમ્પોટંન્સ' અને 'સ્ટેરીલીટી,' એ બંને જુદી જુદી ફરીયાદો છે.

## સ્ત્રીઓમાં 'નપુંસકપણાના' અને વાંઝીયાપણાના જાણવા જોગ કારણો.

મોટે ભાગે ઉપલી ફરીયાદના જે કારણો મરદો માટે જણાવ્યાં છે, તેજ કારણો સ્ત્રીજાતમાં એ ફરીયાદને જન્મ આપે છે.

૧ કન્યાવસ્થા, યાને કાચી ઉમર.

૨ વૃદ્ધાવસ્થા યાને ઘડપણુ.

૩ જનંન ઇન્દ્રીઓમાં ખોડ ખાંપણુ.

૪ અમુક પ્રકારના દરદો, વીગેરે.

## સ્ત્રીની કાચી ઉમર, હિંદ અને વેલાતમાં.

સ્ત્રી જાતમાં કન્યાવસ્થા, યાને કાચી ઉમરની હદ ક્યાં સુધી ગણાય છે, એ એક જાણવા જોગ સવાલ થઇ પડે છે. જેમ મરદના બાબમાં જોયું છે, તેમ સ્ત્રીની કાચી ઉમરના બાબમા ઇંગ્લંન્ડ અને હિંન્દુસ્થાંનનો કાયદો, એક બીજાથી જુદો પડે છે.

ઇંગ્લન્ડમાં કન્યાવસ્થા બાર વરશે પુરી થાય છે; એટલે બાર વરશની ઉમરવાલી એક સ્ત્રી લગ્નના હક ભોગવી શકે એવી હાલતમાં આવેલી કાયદાની નજરે ગણાય છે ઇગ્લંન્ડના કાયદાના આવા બધારણુ ઉપરથી, ખુલ્લું દીસે છે, કે બાર વરશની એક છોકરી સ્ત્રી વેશમાં આવેલી કહેવાય છે. સ્ત્રી તેમજ પુરૂશ એ ઉમરે જવાંનીમાં આવેલાં કહેવાય છે ખરા, પણ વંચકે એ ઉપરથી એવો સાર ખેંચવો નહી, કે માબાપ યા વાલીની મંજુરીઆત મેળવ્યા વીના તેઓ પરણી શકે છે. હિંન્દુસ્થાંનના પીનલ કોડ' (ફોજદારી કાયદા) પ્રમાણે કોઇબી સ્ત્રી, દસ વરશની ઉપરની હોય, તો તે સ્ત્રીવેશમાં આવેલી કહેવાય છે.

## સ્ત્રીની વૃદ્ધાવસ્થા, હિયાં અને વેલાતમાં.

સ્ત્રીઓમાં ચાલીસથી પચાસ વરશની ઉમરે, માસીક માંદગીની મુદત મોટે ભાગે પુરી થતી જણાઈ છે, પણ કેટલાક મુદ્દામાં એવું જણાયું છે, કે ૨૩ થી ૨૫ વરશની સ્ત્રીઓ, માસીક માંદગીથી સદાની ફારેગ થઈ હતી. તેમજ કેટલાક એવાબી દાખલા નોંધાયા છે, કે જેમાં આઠ વરશની ઉમરે પુગેલી ઘરડી સ્ત્રીઓ, દર માસે માસીક માંદગી અનુભવતી હતી. વૈદક નીયમ પ્રમાણે, દસ્તાંન બંધ પડવા સાથ, સ્ત્રીની ફરજંદ જનવાની શક્તી પણ બંધ પડે છે. પણ વીદ્વાંન 'બટલરે' એક એવો દાખલો નોંધ્યો છે, કે ચુમાલીસ વરશની એક સ્ત્રીની માસીક માંદગી જતી રહ્યા પછી, અઢાર માસે તે હમેલદાર બની, દસમી વાર તેણીએ એક છોકરાનો જન્મ આપ્યો હતો. આ ઉપરથી એવું અનુમાન થઇ શકે છે, કે સ્ત્રીની ફળદાયક થવાની શક્તી ક્યારે ખતમ થાય છે, તે નકકી કરી શકાય એમ નથી.

## સ્ત્રી, પોતાની ખોડ ખાંપણવાલી જનંન ઇન્દ્રીને લીધે, કેવી રીતે વાંઝણી રહે છે.

સ્ત્રી જાતને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી, આ સવાલ, અતી ઘણો અગત્યનો છે, અને તેટલાં માટેજ એ બાબદ એક અલાહેદું પત્ર રોકવું ઘટે છે. ખોડખાંપણવાલી જનંન ઈન્દ્રીઓ જેમ સ્ત્રીને "ઇમ્પોટંન્ટ" બનાવે છે, તેમજ તેણીને વાંઝણી પણ બનાવે છે.

લાo દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૩૭ મું.

## વાંઝણી સ્ત્રીઓ.



**માનવંત બેહન**

પરણી જીંદગીના સુખના મીઠાસમાં કડવાસનું મુખ્ય કારણ, ઘણીક વાર પરણેતરનુ વાંઝીયાપણું હોય છે. કુટુંબમાં અને સાસરીયાંમાં એક વાંઝણી વહુ અળખામણી અને અપશુકનથી ભરેલી થઈ પડે છે. હિન્દુ સંસારમાં વાંઝણી સ્ત્રી અપશુકન ગણાય છે. મારા આગળાં પુસ્તક સ્ત્રી ભવસાગરમાં વાંઝીયાપણા માટે મેં એક લંબાંન પત્ર લખ્યુ છે, એટલે આ પ્રસંગે, કાંઈક નવા અને જાણુવા જોગ બાબદના સાર સંગ્રહની નોંધ કરવી જરૂરની ધારૂં છું.

આગળાં પત્રમાં જોઇ લીધું છે, કે વાંઝીયાપણુ સ્ત્રી તેમજ પુરૂશ બંને જંનને લાગુ પડેલું હોય છે. પુરૂશના સવાલને પડતો મુકી સ્ત્રી-નીજ વાત જો કરીશું, તો વીદ્વાંન તબીબ ટેલરના વીચાર પ્રમાણે, ૭ વાંઝણી સ્ત્રીઓમાં, પાંચ વાંઝણી સ્ત્રીઓ પોતાની એક યા બીજી જાતની પીડાકારીને લીધે વાંઝણી રહે છે. એટલે, પુરૂશનો કસુર, એ ફરીયાદમાં ફક્ત $\frac{2}{7}$ ભાગ જેટલો હોય છે. એ વીશે સંપુર્ણ ખ્યાલ, આ એક તરફી વાંચનથી આવી શકે એમ લાગતું નથી, પણ આ બહુ અગત્યના સંસારી સવાલનો ફડચો, સ્ત્રી તેમજ પુરૂશ બંનેને લગતાં એ વીશેના વાંચન વાંચ્યા પછીજ થઇ શકે; એટલા માટે એ અધુરો સવાલ પુરૂશને લગતાં મારાં પુસ્તકમાં વીગત વારે દર્શાવી પુરો કરીશ.

## વાંઝણી સ્ત્રીઓને ફલદ્રુપ થવાને લાયક વખત કીયો હોય છે ?

સત્તા સમાન વીદ્વાંન તબીબોએ પોતાના અવલોકનને આધારે નક્કી જાહેર કીધું છે, કે સ્ત્રીને હમેલ ધારણ કરવાનો અતી સંભવીત વખત, દર માસે ચોકસ વખતે આવે છે. કેટલાક તબીબો અત્યાર આગમજ એવો વીચાર ધરાવતા હતા, કે સ્ત્રીની માસીક માંદગી આવી પુગવાની થોડાક દીવસ આગમજ, તેઓ હમેલ ધારણ કરે એવી હાલતમાં આવે છે. એના કારણો મે મારાં આગળાં પુસ્તકોમાં લખ્યાં છે. પણ એ અનુમાન વીરૂદ્ધ બીજાં મોતેબર અવલોકન પ્રમાણે, અને વીદ્વાંન તબીબ ટેલરના જણાવ્યા પ્રમાણે, સ્ત્રી પોતાની માસીક માંદગી પુરી કરી રેહ્યા પછીજ હમેલ ધારણ કરવાને અતીશય લાયક હાલતમાં હોય છે. એટલા માટે એક સ્ત્રી અગર જો તદરોસ્ત બાંધાની હોય, અને સ્ત્રીપણાને જેબ આપે એવી દેખાતી હોવા છતાં, જો તે હમેલ ધારણ ન કરે, અને જો તે વાંઝણી રહે, તો તે માંસીક માંદગી પુરી થયા પછી, વીદ્વાંન ટેલરના જણાવ્યા પ્રમાણે, તેણીનાં વાંઝીયાપણાંનુ કારણ નકકી કરવું જોઈએ છે.

## બચ્ચાંના જન્મ અટકાવવા વીશે.

ઘણીક ઓરતો પોતાની મોજીલી જીંદગીને ખાતર બાળકની વેઠ કરવા કંટાળી, વાંઝણી રહેવાનું વધારે પસંદ કરે છે, અને મોજ શોખને ખાતર તેઓ કેટલીક વાર હમેલ રહેતાં અટકાવવાના ઈલાજો વટીક કરતી જણાઇ છે. સ્ત્રીઓને અનેક કારણે હમેલ અટકાવવા પડે છે. જેઓ દર સાલ બાળક જને છે, અને જેઓની હાલત જીંદગીના ગુંજરાંનને ટેકવી રાખવા જેટલી હોતી નથી, તેઓમાં બાળકની ચાલુ રહેતી વૃદ્ધીથી ગરીબી અને મુફલેસી આવી પડે છે. નબળા બાંધાની સ્ત્રીઓ, એવી રીતે દર સાલ બાળકને જન્મ આપતી રહ્યાથી, દુખી અને પીડાકારી ભોગવતી થઈ જાય છે.

એ ઉપરાંત હમેલ રહેતા અટકાવવાનાં બીજાં કારણો માંહેલું એક કારણ, તે અઘટીત પ્રસંગે લીધેલો અનીતીનો રસ્તો હોય છે. હમેલ રહેતા અટકાવવાના આ અને બીજાં એવાં અનેક કારણોમાં જો કોઈબી કારણ વાસ્તવીક અને આપણી દયાને લાયક ગણાતું હોય, તો ફક્ત પેહલ્લાં બે કારણો છે. અગર જો આ બે સંજોગ વચે હમેલ રહેતાં અટકાવવાં માટે, સ્ત્રીઓ તકસીરવાર ઠરતી હોય, તો ગરીબી અને મુફલેસીમાંથી બચવાના ઈલાજ તરીકે, તેમની એ તકસીર માફ થઈ શકે એવી હોય છે. પણ એ બે કારણ સીવાય હમેલ અટકાવવાની કસુર માટે સ્ત્રીઓ દોશીત ઠરે છે.* આ બાબે સ્ત્રી ભવસાગરમાં મેં લંબાન વીવેચન કરેલું છે.

## સ્ત્રીને શું શું કારણોથી હમેલ રહેતા નથી.

પણ હમેલ રહેતા અટકાવવા માટે એક હાથ ઉપર અમુક સ્ત્રીઓ અનેક જોખમ ભરેલા ઈલાજો જ્યારે અજમાવે છે, ત્યારે તેથી ઉલટીજ રીતે વાંઝણી સ્ત્રીઓને હમેલ ન રહેતા હોવાથી, હમેલદાર બનવા માટે તેઓ તેથીબી વધારે માથાં ફોડ કરે છે. સ્ત્રીને હમેલ નહી રહેવાના કારણો અનેક હોય છે.

૧, જાડાપણું; ૨, અઇયાસી જીંદગી; ૩, મોજીલી જીંદગી; ૪, કાંમ ઇચ્છાની બીલકુલ ગેરહાજરી; ૫, એનિમીયા અને કલોરોસીસની બીમારી; ૬, સીફીલીસ યાને ઉપદંશનુ દરદ, ૭, ગર્ભસ્થાંનમાં સોજો; ૮, ફેલોપીયન ત્યુબ અને ઓવરીમાં સોજો; ૯. ગર્ભસ્થાંન, ઓવરીસ અને ફેલોપીયન ત્યુબ્સની શરીરમાં ગેરહાજરી; ૧૦, ગર્ભસ્થાંનના મુખનુ ચીપટાઈ જવું; ૧૧, ગર્ભસ્થાંનના મુખમાં ચાંદુ; ૧૨, બાળ ગર્ભસ્થાંન; ૧૩, ગર્ભસ્થાંનનુ આગળી બાજુ યા પાછળી બાજુએ

* બચ્ચાંના જંનમ અટકાવવા વીશે. On Prevention of Conception. જુવો સ્ત્રી ભવસાગર. પત્ર ૨૭ મુ. કરતા.

ઢળી પડવું; ૧૪, અપુર્ણ યાને ટુંકો પ્રસવ માર્ગ; ૧૫, પ્રસવ માર્ગની ચીપટાઇ ગયલી સ્થીતી; ૧૬, પ્રસવ માર્ગની વીશાળ સ્થીતી; ૧૭ પ્રસવ માર્ગની લાંબી સ્થીતી; ૧૮, પાકેલો પ્રસવ માર્ગ; ૧૯, યોની પતલ યાને hymen ની અચ્છિદ્ર યાને ન ફાટી શકે એવી ચીવટ હાલત, વગેરે.

## વાંઝીયાપણાના થોડાંક ગુપ્ત કારણો.

સ્ત્રીને લાગુ પડેલાં વાંઝીયાપણાનાના કારણો એટલેથીજ અટકી શકે એમ નથી. ઉપર જણાવેલાં કારણો માંહેલાં કેટલાંક કારણોના ઇલાજ સેહલથી થઈ શકે છે, અને કેટલાંક કારણોના ઇલાજો ' સરજ્યન ' પોતાના શસ્ત્રો વડે સહેલથી કરી શકે છે. પણ એ કારણો માંહેલાં કેટલાંક કારણો દુર નહી થઇ શકે, એવાં પણ હોય છે. એ સઘળાંને માટે લંબાનથી લખવું બીન જરૂરનુ છે, કેમકે આ પુસ્તક વાંચક મેહરબાનોને તબીબી ધંધાનો અભ્યાસ કરવા માટે લખ્યું નથી, પણ માનસને પોતાના સંસાર સુખ માટે, અને પોતાની આરોગ્યતાની સલાંમતી માટે જેટલું ગ્નાંન મળવું જોઇએ, તેનો ફક્ત ખ્યાલ આપવા માટે લખ્યું છે.

## ગુપ્ત કારણ. ના૦ ૧.

પણ આગળ જણાવેલા સઘળાં વાંઝીયાપણાના કારણો ઉપરાંત કેટલાંક કારણો એવાં હોય છે, કે જે સ્ત્રીની આરોગ્યતાને બીલકુલ હેરાંન કરતાં નથી, તેમજ તબીબો વટીક તે કારણો સમજી કે પીછાંની શકતા નથી. છતાં તે કારણો તબીબી દફતરે નોંધાયલાં જડે છે. આ કારણોને તેટલાં માટે ' ગુપ્ત કારણ ' નુ નાંમ આપવામાં આવ્યુ છે. એવાં કારણમાં એક મુખ્ય કારણ, તે ' કજોડાંના લગ્ન ' માં સમાયલું છે. એવાં લગ્ન જો કે ઘણીકવાર વર વહુ બંનેની સમતીથી થયલાં હોય છે, છતાં પરણેલાં જોડા વચે પ્યાર અને એખલાસ જેવું જરા પણ હોતુ નથી. સ્ત્રીને પોતાના ખાવિંદ તરફ બીલકુલ ચાહા કે

પ્રેમ હોતો નથી, બલકે, તેણીનો આખો ભવ પતી તરફ પ્યાર વગરનો 'શુન્ય,' જેવો હોય છે. એવા સંજોગ વચે, એક પરણેલી સ્ત્રી, પોતાના ધણીના સુખની દરેક કાળજી રાખતી હોવા છતાં, તેની સાથના સુખ વહેવાર પ્રસગે, એક મુવેલાં મુરદાં જેવી સીથીલ હાલતવાલાં શરીરની થઈ પડયાથી, તે હમેશાં વાંઝણી રહે છે. પ્રેમ અને પ્રીતના કુદરતી બનાવનુ માત્ર આ એક પરીણામ છે, જેમાં સ્ત્રીને, કાંઇક નહી દુર થઇ શકે એવા સંજોગને લીધે એક અંનગમતા ધણી સાથ પરણવુ પડે છે; પરણીને તે પોતાના સંસારને સુખી કરવાની દરેક તજવીજ કરે છે, અને તે પોતાના પતી તરફ બીલકુલ મંદ રેહ્યા છતાં, તમામ વફાદાર રહે છે. એવી રીતે, એવાં કારણથી લાગુ પડેલું વાંઝીયાપણુ જેમ તબીબો સમજી કે પીછાની શકતા નથી, તેમ તે સાજું પણ થઇ શકતું નથી.

## ગુપ્ત કારણ. ના૦ ૨

એજ વર્ગમાં ગણાતું વાંઝીયાપણાનુ એક બીજું ગુપ્ત કારણ, જે કોઈકિ વાર જણાયે છે, તે ઉપલાંથી ઉલટીજ હકીકત રજુ કરે છે. ધણીક સ્ત્રીઓ મોટી ઉમરે પરણી, પોતાના ખાવિંદના સંગમાં હદ વગરનો વીલાસ કરતી રહે છે, અને તેજ વખતે હમેલ ધારણ કરવાની હદ બાહાર ઉમેદ રાખે છે. પણ એવી હવસ પરસ્ત સ્ત્રીઓ જવલેજ હમેલ ધારણ કરે છે. કોઈ વાર એવો પણ સંજોગ બને છે, કે સ્ત્રીના કરતા તેણીનો ખાવિંદ વધારે હવસ પરસ્ત હોય છે, અને સ્ત્રી તેની દરેક ઇચ્છાને એક ગુલામની માફક શરણ થાય છે. એવા સંજોગ વચે પણ સ્ત્રી હમેલ ધારણ કરી શકતી નથી. જ્યારે સ્ત્રીને હમેલ રહેતા નથી, ત્યારે પોતાના વાંઝીયાપણાનો ઇલાજ તેણીએ કેવી રીતે કરવો, તેના વીચારમાં તે પડે છે. કોઈ વખત તબીબોની સલાહ લેવા તે જાય છે; સરવે હકીકત તબીબની પાસ તે રજુ કરે છે, પણ કદી બી તે તબીબને પોતાની આ હકીકત કહી શકતી નથી, એટલે કારણ ગુપ્ત રહે છે, અને ઇલાજ જુદાંજ કારણના થતા રહે છે.

## ગુપ્ત કારણ. ના૦ ૩

બીજું એક એના જેવુંજ, પણ કાંઇક જાણવા જેવું કારણ, વર અને વહુ બંનેની પ્રકૃતીની વીચીત્ર હાલતને લીધે ઉતપંન થતું વાંઝીયાપણું છે. એવાં જોડાં જો કે દરેક રીતે ચહા અને પ્યાર કરી અરસપરસની પસંદગી મેળવી પરણેલાં હોય છે, અને બને વર-વહુ એક બીજાંની સંગતમાં મોજ અને સુખ સમજી સંસાર ભોગવે છે, છતાં સ્ત્રી હમેલ ધારણ કરી શકતી નથી. અજાયબ જેવું તો એ છે, કે આવી જાતની બીન અનુકુલ પ્રકૃતીવાલી સ્ત્રીઓ, જેઓ પોતાના પતીથી હમેલદાર થતી નથી; તેઓ કોઈ અનુકુળ પ્રકૃતીવાલા પુરૂશોથી હમેલદાર બનતી જણાવવામાં આવે છે. આ સીધાંત વીદ્વાંન ડારવીન જેવો ફિલ્સુફ આપણી આગળ રજુ કરે છે. જાનવરોની પ્રકૃતી વીશે લખતાં ડારવીન કહે છે કે:— "* જાનવરી દુન્યામાં જોઈશું તો માલમ પડશે, કે ચોકસ નરથી ચોકસ માંદાઓ ઘણીક વાર બીલકુલ હમેલદાર થતી નથી, જો કે બંને નર અને માંદા બીલકુલ વાંઝીયાં હોતાં નથી. એવી માદાઓ બીજા નરથી હમેલ-દાર બનેલી જણાઈ છે."

આ અને એના જેવાં બીજાં કારણો લંબાવવાની જરૂર રહી નથી. આગળ જણાવેલાં થોડાંક વાંઝીયાપણાના કારણોમાં નીચલાં કારણો વીશે થોડોક ખુલાસો થવો ઘટે છે.

**મોજીલી જીંદગી,**

મોજીલી જીંદગી માટે એવું કહેવાય છે, કે સ્ત્રીઓ જેઓ પોતાના જીવને, એશ અસરત અને મોજ શોખથી પંપાલવા ઘણી ખતી હોય છે, તેઓ મોટે ભાગે બચ્ચાંની માતા થવા કંટાળે છે, કેમકે બચ્ચાં થયા પછી તેઓ પોતાને પગે એક જાતની બેડી પડેલી સમજે છે. પોતાના બચ્ચાં તરફ માતા તરીકેની ફરજ બજાવવાનું કામ, એવી માતાઓ, કેટલીક

* જુઓ એ બાબદ લંબાંન વીવેચન અને ફતાઈકારી વાંચન માટે મારૂ પુસ્તક સ્ત્રી-દરપણ-પત્ર-૧૨ મું. પાનું ૧૧૭.

વાર ભાડેની સ્ત્રીઓને સ્વાધીન કરે છે, અને પોતાના બચ્ચાંને ભાડુતી સ્ત્રીઓ–આયા–દાયા–ને સ્વાધીન કરી, પોતે પોતાના શોખને પંપાલવા પડે છે. એ સબબને લીધે કેટલીક સ્ત્રીઓ જાણી બુજી વાંઝણી બનવાની તજવીજ કરતી રહે છે.

**કામ ઈચ્છાની ગેરહાજરી.** વાંઝીયાપણાનું આ કારણ જો કે જાણવા જોગ છે, છતાં તે ઘણું ભરૂસેદાર કહેવાતું નથી. તબીબો એવા મુદ્દા રજુ કરે છે, કે ઘણીક સ્ત્રીઓ જેઓની કાંમીક ઇચ્છા બીલકુલ શુન્ય મારી ગઇ હતી, અને સ્વામી સંગની સેહજબી લાગણી જેઓમાં બીલકુલ જણાતી ન હતી, તેઓએ હમેલદાર બની બાળક જણ્યાં હતાં.

**જાડાપણું.** આ કારણ વીશે લંબાન અવલોકન થયા પછી, એવું માલમ પડયું છે, કે ફરબે યાને જાડી સ્ત્રીઓ, જે વાંઝણી રહે છે, તેનું મુખ્ય કારણ, જનંન શરીરને લગતી ઇંન્દ્રીઓની અંદર અને બાહાર ચરબી બાઝયાથી, પ્રત્યેક ઇન્દ્રી પોતાનું વર્તન બરોબર કરી શકતી ન હોવાને લીધે, વાંઝીયાપણું લાગુ પડે છે.

**એનિમીયા અને કલોરોસીસ.** આ બે દરદો વીશે અનેક વાર લખાયું છે. ખરી વાત છે, કે આ બીમારીથી સ્ત્રી વાંઝણી રહે છે, પણ એ બંને બીમારી ઉપરાંત શરીરમાં જો કાંઈ બીજું દરદ લાગુ પડયું નહી હોય, તો એનિમીયાની બીમારી દુર થતાંજ, અને શરીરમાં તાકત આવતાંજ, સ્ત્રી હમેલ ધારણ કરી શકે છે.

આ જીવ લેણુ દરદ જો કે વાંઝીયાપણાને ઉતપંન કરતુ નથી એમ મોટે ભાગે માલમ પડયુ છે, પણ પ્રમેહ, યાને ગોનોરીયાની બીમારી એક સ્ત્રીને વગર શકે વાંઝણી બનાવે છે.

**સીફીલીસ અને ગોનોરીયા.**

સીફીલીસના દરદવાલી સ્ત્રી જો કે હમેલ ધારણ કરે છે, પણ તે હંમેલ મોટે ભાગે નીષફળ જાય છે, અને ગર્ભપાત થતા રહે છે. કોઇક વાર ચાંપતા ઈલાજ કીધાથી ગર્ભ ઠરી જાય છે, પણ તે બાળક જવલેજ જીવવા પાંમે છે. એટલુ છતાં સીફીલીસના દરદવાલી સ્ત્રી કોઈ વાર વાંઝણી પણ રહે છે.

**ગર્ભસ્થાંનનો સોજો.**

આગળાં એકાદ પત્રમાં સ્ત્રીની જનંન ઇંન્દ્રીઓની રચનાનુ બંધારણ, આપણ ચીત્ર યુક્ત જોઇ ગયાં છીએ. ગર્ભસ્થાંન સાથ જોડાયલી તેની મદદગાર ઇંન્દ્રીઓ-ફેલોપીયંન ત્યબ્સ, ઓવરીસ વીગેરે-જ્યારે બી સોજાના દરદથી પીડાતી હોય છે, ત્યારે સ્ત્રીઓ મોટે ભાગે વાંઝણી રહેછે.

## વેશ્યા સ્ત્રીઓ વાંઝણી રહેવાના કારણ.

ઘણીક વાર ઉપલો સવાલ ઉભો થાય છે. એ વીશે તબીબોના મત પ્રમાણે એવું જણાયું છે, કે જેમ એક પરણેલું જોડું, હદ બાહાર વીલાસીપણ કરવામાં મોજ અને સંસારનું સુખ સમજે છે, અને તેવી સ્ત્રીઓ તેમજ તેમના ખાવિંદો, પોતાની તેવી વર્તનુકને ' લગ્નના હક ' નુ રૂપ આપે છે. પણ પરીણામમાં એવી વીલાસી સ્ત્રીઓ વાંઝણી રહે છે. વીલાસીપણાને લીધે ગર્ભસ્થાંનને ધીમો સોજો લાગુ પડે છે. અનીતીના પેશામાં પડેલી સ્ત્રીઓ, જે મોટે ભાગે વાંઝણી રહે છે, તેનો સબબ પણ તબીબો એજ જણાવે છે, કેમકે તેવી સ્ત્રીઓની જનંન ઈન્દ્રીઓમાં ' ધીમો સોજો ' લાંબા વખતથી લાગુ પડેલો હોય છે, અને તેજ કારણે તેઓ વાંઝણી રહે છે. આવી જાતનો સોજો સ્ત્રીના સંતાંન બીજનો નાશ કરે છે, અને તેથી બીજની ઉતપંતી થતી અટકે છે.

**સ્ત્રીમાં ગર્ભસ્થાંનની ગેરહાજરી.**

સ્ત્રીના શરીર અંદર, કોઇ વાર જનનં ઇન્દ્રીઓ જન્મથીજ હોતી નથી. જો જનનં ઇન્દ્રીઓ હોયજ નહી, તો દેખઈતું છે, કે સ્ત્રી હમેલ ધારણ કરી શકેજ નહી. વળી કોઈ વખત સ્ત્રીની જનનં ઇન્દ્રીઓ ખીલતી અટકી પડેલી હોય છે. પરીણામમા એવી સ્ત્રી જયારે મોટી ઉમરની થાય છે, ત્યારે તેણીનુ ગર્ભસ્થાંન, અને તેને લગતી બીજી ઈન્દ્રીઓની વધ અટકી પડેલી હોવાને લીધે, જનનં ઇન્દ્રીઓ બાળાવસ્થા જેવી હાલતમાં જ રહી જાય છે. પણ કોઇક મામલો જુદાજ પ્રકારનો જણાય છે. કેમકે એકાદ એવી સ્ત્રીમાં જયારે ગર્ભસ્થાંન સંપુર્ણ હાલતમાં ખીલેલું માલમ પડે છે, ત્યારે તેણીની બને ' ઓવરી ' બીલકુલ ખીલ્યા વગરની અને ઘણીજ નાંહની જેવી રહી ગયલી હોય છે, બલકે બાજે વખત તો ' ઓવરી ' બીલકુલ જન્મથીજ હોતી નથી. આવા અનેક સંજોગ વચે સ્ત્રી વાંઝણી રહે છે.

**Infantile uterus. બાળ ગર્ભસ્થાંન.**

એને ઇંગ્રેજીમાં ઇન્ફન્ટાઇલ યુટરસ કહે છે. એ, કારણને લીધે પણ સ્ત્રી વાંઝણી રહે છે. સ્ત્રીની આવી ખામીવાલી હાલતને તબીબો સહેલથી પારખી શકે છે.

## ગર્ભસ્થાંન વીનાની સ્ત્રીઓને પીછાનવાની રીત.

એવી સ્ત્રીઓની કેડ અતી સાંકડી, અને સ્તંન અતી નાંહનાં હોય છે. વળી દેખાવમાં એવી સ્ત્રીઓ પુરૂશ જેવી દેખાય છે. સ્ત્રીને બાળગર્ભસ્થાંન છે એવું નકકી થયા પછી, તેને ખીલવવાના ઇલાજો જેટલા સહેલ તેટલાજ ત્રાસદાયક હોય છે. એટલું છતાં તે સઘળા ઇલાજોની ફતેહ શકમંદ રહે છે.

કેટલીક વાર સ્ત્રી મોટી ઉમરે પુગેલી હોવા છતાં, અને તેણીનુ ગર્ભસ્થાંન પુર્ણ હાલતમાં ખીલેલુ હોવા છતાં, તેનુ મુંખ એટલું

ગર્ભસ્થાંનના મુખનું ચીપટાઇ જવું. બધુ તો ચીપટાઇ ગયેલુ હોય છે, કે સ્પર્મૅટોઝુઆ તે મારગે ગર્ભસ્થાંનમાં બીલકુલ દાખલ થઇ શકતા નથી, અને પરીણામમાં સ્ત્રી વાંઝણી રહે છે. ગર્ભસ્થાંનના મુખની આવી હાલત, અનેક કારણે થાય છે. કોઇ વાર એવી ખામી સ્ત્રીમાં જન્મથીજ હોય છે, અને કોઈ વાર સ્ત્રીને અમુક દરદ ભીતરમાં લાગુ પડયા પછી, તેની સારવાર અને ઇલાજ કરવા માટે લગાડવામાં આવેલી એકાદ દવાઈના પરીણામમાં ગર્ભસ્થાનનુ મુખ ચીપટાઇને બંધ જાય છે. સ્ત્રીના ગર્ભસ્થાંનની આવી ચીપટાઇ ગયલી હાલતને લીધે, સ્પર્મૅટોઝુઆ પ્રસવ માર્ગમાંથી જેમ ગર્ભસ્થાંનમાં દાખલ થઈ શકતા નથી, તેમજ માસીક માંદગી પ્રસંગે, ગર્ભસ્થાંનની અંદરથી દસ્તાંનનો પ્રવાહ પણ બાહાર નીકળી શકતો નથી. અને એવી ખાંમીને લીધે, દસ્તાંનની પીડાકારી પણ ભોગવવી પડે છે

ગર્ભસ્થાંનનું ચીપટાઇ જવું. જે રીતે ગર્ભસ્થાંનનું મુખ ચપટાઇ જાય છે, તે રીતે કોઇ વખત ગર્ભસ્થાંનનો આખો, અને કોઇ વખત અમુક થોડો ભાગ પણ અંદરથી ચીપટાઇ યા જોડાઇને બંધ થઇ જાય છે. આવી રીતની ગર્ભસ્થાંનની હાલત, કોઈ વખત જન્મથી, તો કોઇ વખત અમુક દરદના ઇલાજ કરતા પણ થઇ જાય છે. આવી હાલતને લીધે, સ્ત્રી સંસાર ભોગવતી હોવા છતાં, વાંઝણી રહે છે.

## પ્રસવ માર્ગની સાત મુખ્ય ખોડ ખાંપણવાલી હાલતો.

૧, પ્રસવમાર્ગની ખોડ ખાપણ અનેક જાતની હોય છે. સ્ત્રીમાં કોઇ વાર જન્મથીજ પ્રસવ માર્ગ હોતો નથી. સ્ત્રીમા પ્રસવ માર્ગ બીલકુલ હોતો નથી, એ શબ્દો કાંનને લગાર અજબ જેવા લાગે છે, પણ તે ખરી હાલતનુ સાચુ અને તબીબી દફતરે નોધાયલું બ્યાંન છે.

૨, બીજી જાતની ખામીમા, કોઇ વાર પ્રસવ માર્ગ—**vagina**—બીલ-

## DOUBLE VAGINA



આમા બે પ્રસવ માર્ગ

કુલ, ચીપટાઈ યાને બંધ થાઈ ગયલો હોય છે. આ ખાંમી કોઇ વાર જેમ જન્મથી સ્ત્રીઓમાં હોય છે, તેમ અમુક દરદોના ઇલાજ તરીકે દવા લગાડયાથી પણ એવું પરીણામ આવે છે, એ ધ્યાંન આપવા જોગ બનાવ છે. ૩, ત્રીજી ખામી, કોઇ વાર પ્રસવમાર્ગ બીલકુલ ટુંકો હોય છે. ૪, ચોઠી ખામી પ્રસવ માર્ગ જેમ ટુંકો હોય છે, તેમ તે કોઇ વાર વધારે લાંબો પણ હોય છે. ૫, પાંચમી ખામી કોઈ વાર તે વધારે વીશાળ હોય છે. ૬, છઠી ખાંમી કોઇ વાર તે વધારે સાંકડો હોય છે. ૭, સાતમી ખાંમી કોઇ વાર પ્રસવમાર્ગમાં અંદરથી ગાંઠ બંધાયલો હોય છે, અને પ્રસવ માર્ગની વચે તે આડે આવતો હોવાથી, ગર્ભસ્થાંન તરફનો માર્ગ બીલકુલ બંધ થઈ પડે છે.

આવી, અને એના જેવી બીજી અનેક ફરીયાદોને લીધે, સ્ત્રી વાંઝણી રહે છે એ માંહેલી કેટલીક ખામીઓથી લાગુ પડતુ વાંઝીયાપણું સાજુ થઇ શકે છે પરંતુ તેના ઇલાજો ખુદ દરદીના હાથમાં મુકવા કરતાં, તે ઇલાજો એવી દરદી સ્ત્રીઓના ખાવિંદોને સુચવેલા વધારે ઠીક થઇ પડવાનો સંભવ જણાય છે, તેમજ મરીયાદાને ખાતર અતરે તે ન દરશાવતાં, પુરૂશોને લગતાં પુસ્તક માટે તે સુચનાઓ ખાસ એલાહેદી રાખી છે.

## સ્ત્રીમાં બે પ્રસવ માર્ગ. Double Vagina. ( ચીત્ર સાથ. )

કુદરત ભેદથી ભરેલી છે, અને તેની કરાંમતને પોહોચવું કાળા માથાંના માનવીની અકળથી દુર છે. સ્ત્રીના ગુપ્ત શરીરની ખોડ ખાંપણનો કાંઇક ખ્યાલ કીધા પછી, જે અજાયબ ખાંપણો આજના વખતના વીદવાંનોએ નજરે જોઈ તબીબી દફતરોમાં નોંધી છે, તે માંહેલી એક જાણુવા જોગ ખાંપણુ, સ્ત્રીને બે પ્રસવ માર્ગ હોવાની છે. આ ખોડ કે ખાંમી કાંઇ બી હોય, પણ શરીરની આવી અજબ હાલતનો ચીતાર, આ સાથ આપેલાં ચીત્ર ઉપરથી વાંચકને કાંઇક આપી

શકશે. માનસજાતમા સાધારણ રીતે સ્ત્રીને એક પ્રસવ માર્ગને છેડે એક ગર્ભસ્થાન હોય છે. પણ એવા બી મુદદા જણાયલા છે, કે જેમા સ્ત્રીને બે જુદા જુદા પ્રસવ માર્ગને છેડે, બે જુદાં જુદાં ગર્ભસ્થાન પણ લાગેલાં હોય છે. જે સ્ત્રીની અંદર આવી ખામી હોય છે, તે પોતે વટીક પોતાની ખરી હાલતથી બેખબર અને અંજાણ હોય છે. અમુક સંજોગ વચ્ચે આવી સ્ત્રીઓ વાંઝણી રહે છે.

## સ્ત્રીમાં બે ગર્ભસ્થાંન. DOUBLE UTERUS. ( ચીત્ર સાથ. )

જેમ સ્ત્રીમા બે પ્રસવ માર્ગ કોઈ વખત હોય છે, તેમ કોઈ વખત સ્ત્રીમા બે ગર્ભસ્થાંન પણ હોય છે. એવી સ્ત્રીઓ જવલેજ હમેલ ધારણ કરે છે, અને જ્યારે કોઈક વખત હમેલ રહે છે, ત્યારે બે માહેલાં એક ગર્ભસ્થાંનમા કેવી રીતે હમેલ રહે છે, તે સામેના ચીત્ર ઉપરથી વાંચકને ખ્યાલ આવી શકશે.

## ગર્ભસ્થાંનતું ઢળી પડવું. (ચીત્રો સાથ.)

સ્ત્રી જાતમાં આ ફરીયાદ સાધારણ હોય છે. આગળાં પુસ્તકોમાં તે વીશે લખાઈ ગયું છે. ગર્ભસ્થાંન કોઇ વાર આગળી બાજુ, તો કોઈ વાર પાછળી બાજુએ ઢળી પડે છે. એ બંને જાતની ફરીયાદોના ચીત્રો આ સાથ આપવામાં આવ્યાં છે. આ કારણથી પણ સ્ત્રી ઘણીક વાર વાંઝણી રહે છે.

## ભીતરના ઇલાજ માટે વપરાતી જાત જાતની 'પેસરી' યાને 'કડીઓ.' (ચીત્રો સાથ.)

આ ફરીયાદના ઈલાજ ધરમેળે કરવા માટે મારાં આગળાં પુસ્તક

# DOUBLE UTERUS.

સ્ત્રીમાં બે ગર્ભસ્થાન



ડબલ ગર્ભસ્થાન માહેલુ ખાલી રહેલુ એક ગર્ભસ્થાન ડાબા બાજુએ દેખાયછે

સ્ત્રીને ભાન્તરમાં લાગુ પડેલાં દરદોના ઈલાજ તરીકે
વપરાતી જાત જાતની 'પૅસરી' ના ચીત્રો



જુદી જુદી જાતની પૅસરીઓના નમુના

ભવસાગરમાં ચીત્ર યુક્ત વીવેચન કરેલું વાંચક જોઇ શકશે. ગુપ્ત શરીરની આવી અને એવીજ જાતની બીજી ફરીયાદોના ઇલાજ કરવા, આજના વખતમાં તબીબોએ 'પેસરી' ને નામે જણાયલી જાત જાતની કડીઓ શોધી કાહાડી. તેને ઉપયોગમાં લીધી છે. એવી કડીઓનો કાંઇકિ ખ્યાલ વાંચકને સામે આપેલું ચીત્ર બરોબર આપી શકશે. એ માહેલી દરેક 'પેસરી' યાને કડી અમુક જાતની ફરીયાદ માટે વપડાય છે. એ પેસરી વાપરવા આગમજ ગર્ભસ્થાંનની ફરીયાદ અને તેની હાલત બરોબર પીછાનવી અવશ્ય જરૂરની છે, અને તે વીશે ખાતરી કીધા પછીજ તેનો ઉપયોગ કરવાની ભલામણ કરવામાં આવે છે. એટલાં માટે એ બંન્ને કાંમ કુશળ તબીબોને હસ્તક થવાં ઘટે છે, અને તેઓને હાથેજ એ ઇલાજ પણ થવા દેવો જોઇએ છે.

## યોની પતલ-Hymen-ની અચ્છિદ્ર હાલત.

વાંઝીયાપણાના એક કારણ દાખલ, 'યોની પતલ' ને નામે જણાયલું પડ પણ ગણાય છે. આ પડને તબીબો હાઇમેન-Hymen-કહે છે. કોઇ વાર આ પડદો ઘણો અચ્છિદ્ર યાને ફાટી નહી શકે એવો મજબુત હોય છે. આ સબબને લીધે સ્ત્રી જો કે લગ્નના હક પોતાના ખાવિંદને આપી શકે છે, પણ યોની પતલ (hymen) ની જડ હાલત એક નડતર સમાન થઈ પડવાને લીધે, એવી સ્ત્રી હમેલ ધારણ કરી શકતી નથી. આ બીના જાણવા જોગ છે, કે યોની પતલની હાલત કાંઇ હંમેશાં એવી જડ રહેતી નથી, પણ જયારે તેની હાલત એવી હોય છે, ત્યારેજ આવી ફરીયાદ જન્મ પાંમે છે.

આ સીવાય બીજાં અનેક કારણે, સ્ત્રીમાં વાંઝીયાંપણું જન્મ પાંમે છે. વાંઝીયાપણા ઉપર લંબાંન વીવેચન મેં મારાં સ્ત્રી ભવસાગરવાલાં

પુસ્તકમાં, ૩૮ માં પત્રમાં કરેલુ છે. તે પત્રમાં તે વખતે પ્રગટ કરતાં રહીં ગયેલી કાંઇક બાબદો આ સ્ત્રી શાસ્ત્રમાં સમાવી દઇને રજુ કરી છે, એટલે એ વિષય, જ્યાં સુધી સ્ત્રીને લાગે વળગે છે ત્યાં સુધી, મારા મત પ્રમાણે પુરતો થઈ પડશે. પણ મરદોની આ વાંઝીયાપણાના સવાલ સાથ નીકટનો સંબંધ ધરાવે છે. તેમને લગતી તમામ બાબદ, અને કારણો વીગેરેનું બ્યાન હું અતરે દરશાવી શકતો નથી, પણ પુરૂશને લગતાં મારાં હવે પછીના પુસ્તકમાં તે પ્રગટ કરવાની મે નોધ લીધી છે, કેમકે આ બહુ અગત્યના સવાલ માટે હજી ઘણુ લખવાનુ અને ઘણુ જાણવાનું રહી ગયું છે.

ડા૦ દુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૩૮ મું.

## હમેલ રેહવાનો ધકારો !

આનવંત સખી —

ધણીક સ્ત્રીઓ જેઓને એક યા બીજાં કારણથી હમેલ રહેતાં નથી, તેઓને જ્યારે આ પત્રને મથાલે જણાવેલી પીડાકારી લાગુ પડે છે, ત્યારે તેમની હાલત ઘણીજ કફોડી થઈ પડે છે.

જે સ્ત્રીઓને બચ્ચાં જનવાની હદ બાહાર ઉલટ હોય છે, યા તો જેઓ હમેલ ધારણ કરવાની પોતાની ઉંમર પુરી કરી ગયા છતાં હમેલદાર થઇ નહી હોય, તેવી સ્ત્રીઓને ઘણીક વાર અમુક સંજોગ વચે એવો ધકારો યા વહેમ મનમાં બેસી જાય છે, કે તેઓ હમેલદાર બની છે.

### હમેલ રહેવાનો ધકારો કેવી રીતે સ્ત્રીને લાગુ પડે છે.

પણ આ વાત ધ્યાનમાં રાખવા જોગ છે, કે તેવું સમજી લેવામાં તેઓની સેહજબી કસુર હોતી નથી. સબબ જીંદગીના *વળતાં પાણીની શરૂઆત મોટી ઉમરની સ્ત્રીઓમાં જ્યારે થવા માંડે છે, અને એવી સ્ત્રીઓ મરતે દાહાડે એકબી ફરજંદની માતા થયા વગર આ દુન્યામાંથી ચાલી જવાનો પોતાનો વખત નજદીક આવેલો જોય છે, યા તો તેઓ પોતાની જવાંનીનું પાણી ઉતરી જતું જ્યારે સમજે છે, ત્યારે તેમના શરીરમાં થતા કેટલાક ફેરફારોને લીધે, તેઓના મનમાં એવોજ વીચાર બેસી જાય છે, કે તેઓ હમેલદાર બની છે.

---

* જુવો ભવસાગર પત્ર ૩૦ મું. વળતાં પાણી યાને સ્ત્રીની જવાંનીનું ઉતરવું. કરતા.

## કલ્પીત હમેલ પ્રસંગે જણાતી નીશાંણીઓ.

અને એવા તેમના વીચારને અનેક રીતે ટેકો પણ મળે છે. હમેલ રેહ્યા પછી સ્ત્રીના શરીરમાં જે જે *ફેરફારો થવા જોઇએ તેવાજ ફેરફારો તેણીના શરીરમાં થવા માંડે છે, અને હમેલની કેટલીક નીશાંણીઓ વટીક તેઓમાં જણાય છે. અજાણ્યાંઓ અને અજ્ઞાંનો પણ એ નીશાણીઓ જોઈ એવું મત બાંધે છે, કે 'સ્ત્રી હમેલદાર' બની છે. એવી નીશાંણીઓ તરીકે ૧, પેટ મોટું થયલું જણાય છે. ૨, દસ્તાંન જતું બંધ પડે છે. ૩, પેટમાં બચ્ચું ફડકતું હોય એવું સ્ત્રીને પોતાને જણાય છે, અને છાતી પણ હમેલદાર ઓરતના જેવી મોટી થઈ આવેલી દેખાય છે.

મનમાં ઉત્પન્ન થતા કેટલાક જુસ્સાથી દસ્તાંન જતું બંધ પડે છે, એમ આગળાં પત્રોમાં આપણુ વીગત વાર જોઈ ગયાં છીએ. આ બનાવમાં તે આપણ ખરૂં પડેલું જોઇએ છીએ, કેમકે તુરતની પરણેલી સ્ત્રીઓ જેઓને બચાં જનવાની હદ બાહાર ઉલટ હોય છે, તેઓના મન ઉપર થતી અસરથી તેઓ માસીક માંદગી ભોગવતી બંધ પડે છે, એટલે તેઓનો મજકુર વેહમ ખરો પડવા જેવું તેઓ માની લે છે. એજ રીતે અનીતીને મારગે ઉતરી પડેલી સ્ત્રીઓના મનમાં, હમેલ વીશે ખાસ્તી લાગુ પડયાથી, તે જુસ્સાને લીધે પણ તેઓ માસીક માંદગી ભોગવતી અટકે છે, એટલે તેઓને પણ એવોજ ધકારો લાગુ પડે છે.

## કલ્પીત હમેલ અને ખરા હમેલ પીછાનવાની રીત.

આ માત્ર એક વેહમની બીમારી કહેવાય છે. અજ્ઞાંન સ્ત્રીઓજ નહી પણ બ્યાતી જનતી અને અનુભવવાલી સ્ત્રીઓ પણ આવો મામલો જોઈ છેતરાય છે. આ વેહમ આધોડ ઉમરની, વૃધ ઉમરની, તેમજ જવાંન ઉમરની સ્ત્રીને એક સરખી રીતે લાગુ પડે છે. પણ કોઇબી કુશળ તબીબ એવી સ્ત્રીની તપાસ કરી તેણીની ખરી હાલત કહી શકે છે.

* જુવો લવસાગર. પત્ર ૩૨ મું. હમેલ. તે પીછાનવાની રીત. કરવા.

## ધકારાવાલા હમેલની સમજણ અને ખુલાસો.

એવી સ્ત્રીનું પેટ જે મોટું થતું જાય છે, તે કાંઇજ નહી પણ પેટ અને પીડું ઉપર ચરબી બાઝીયાથી પેટ મોટું થાયલું દેખાય છે, એમ તબીબ પોતાની તપાસથી પીછાની શકે છે. તેમજ પેટમાં બચ્ચું ફૂડકે છે, એવી હકીકત તબીબ આગળ જે રજુ થાય છે, તે કાંઇજિ નહી પણ આંતરડામાં ભરાયલા પવનના અવાજથી અને પવનની હીલચાલથી વેહમાયલા મન ઉપર તેવોજ છાપ પડે છે. એવી સ્ત્રીની, તબીબ જો ગુપ્ત તપાસ કરે છે, તો એથીબી વધારે ખાતરી પુરવક જવાબ આપી, આ વેહમાયલી સ્ત્રીના 'કેસ' ને ધકારા તરીકે જાહેર કરે છે. જે સ્ત્રીઓ હમેલદાર બનવાની હદ બાહાર આશામાં રહેતી હોય તેઓમાં, તેમજ જે સ્ત્રીઓ હમેલ રહેવા માટે હદ બાહાર ફીકર કે ધાસ્તી કરતી હોય તેઓમાં, ઘણું કરી આ પ્રકારની બીમારી લાગુ પડવાના સંભવ રેહે છે. તબીબી ભાષામાં આવા ધકારાને 'સ્યુડો-સાઇસીસ' Pseudocyesis કહે છે.

ભાઠ ફુવાગીર.

* * *

D. H. P.



# પત્ર ૩૯ મું.

## સુવાવડની સહેલ ગણીત.

માનવંત બેહન,

હમેલદાર ઓરતોના હમેલની મુદત જ્યારે શરૂ થાય છે, ત્યારે હમેલથી ફારેગ થવાનો નક્કી વખત કયારે આવશે, એ સવાલનો સ્ત્રીઓને ફડચો કરવાની ઘણીક વાર જરૂર પડે છે. આ સવાલના જવાબમાં ઘણીક વાર સ્ત્રીના હમેલની મુદત નક્કી કયારે પુરી થશે, અને તે પુરી થવાનો નક્કી વખત કયારે આવશે, તે ગણત્રી કરવાની તેમને ખટપટ કરવી પડે છે. હમેલદાર સ્ત્રીના કુટુંબને પણ આ સવાલનો જવાબ આગમજથી જાણવાની મોટી ઉલટ અને જીજ્ઞાસા રહે છે. એટલાં માટે જેઓ આવા સવાલના જવાબ જાણવા ઇન્તેજાર રહેતાં હોય, તેમને માટે અતરે એક 'રેડી-રેકનર' યાને સહેલ ગણીતનો કોઠો રજુ કીધો છે, જેથી એક સ્ત્રી હમેલથી કયારે ફારેગ થશે, તે ઝટ જાણી શકાય.

### હમેલની મુદત કેટલી હોય છે.

આગળાં પત્રમાં દસ્તાંન બંધ થવાનું એક કારણ ધારણ કરેલા ગર્ભને ગણ્યું છે. માસીક માંદગીનો પ્રસંગ પુરો થઇ જવા છતાં જ્યારે સ્ત્રી દસ્તાંન અનુભવતી નથી, ત્યારે તેણીને માનવાને કારણ મળે છે, કે તેણી હમેલદાર બની છે. આ વાત જાણીતી છે, કે સ્ત્રી હમેલદાર બન્યા પછી ૨૭૩ થી ૨૮૦ દીવસના આરસામાં એટલે સુમારે ૪૦

અઠવાડીયાં સુધી તે ગર્ભને પોતાના પેટમાં સેવી, હમેલથી ફારેગ થાય છે. એ નીયમ વૈદકશાસ્ત્રને આધારે મુકરર થયલો છે. પણ ઘણીક વાર એવું બને છે કે સ્ત્રી હમેલ ધારણ કીધા પછી, પોતાની સુવાવડનો નક્કી દીવસ ગણવામાં ગોટું ખાય છે, અને અનેકવાર ગણત્રી કરવા છતાં તે નક્કી દીવસ અટકલી કે ગણી શકતી નથી. એવે સમે એ પ્રસંગ નક્કી કરવાની સહેલ રીત આ સાથ આપી છે, જે વગર આનાકાની એ અતરે રજુ કરવી પ્રસંગોપાત થઈ પડશે.

આ સાથ એક કોઠો અતરે તૈયાર આપ્યો છે. એ કોઠો સ્ત્રીની સુવાવડનો નક્કી દીવસ સહેલથી દેખાડી આપે છે. મુખ્ય બીના જે જાણવી જોઇએ, તે એટલીજ, કે જે દીવસે હમેલ ધારણ કરનાર સ્ત્રીની માસીક માંદગીનો પ્રસંગ આવવો જોઇતો હતો, તે દીવસની નક્કી તારીખ પ્રથમ મુકરર કરવી, અને તે તારીખ મુકરર કરી આ કોઠાનો ઉપયોગ કરવાથી મજકુર સ્ત્રીનો હમેલથી ફારેગ થવાના પ્રસંગનો દીવસ કયારે આવશે, તે ઝટ જાણી શકાશે.

વળી ઘણીક વાર સ્ત્રીઓ પોતાની છેલ્લી માસીક માંદગીનો કયો દીવસ હતો, તે ભુલી જાય છે. તેમજ ધવાડતી સ્ત્રીઓમાં ઘણીક વાર દસ્તાંનનો પ્રવાહ બંધ પડતો હોવાને લીધે, તેવી સ્ત્રીઓ જયારે હમેલદાર બને છે, ત્યારે તેઓ પોતાની સુવાવડનો દીવસ નક્કી કરવાની મુશ્કેલીમાં આવી પડે છે. એવે પ્રસંગે, કેવી રીતે સુવાવડનો દીવસ નક્કી કરવો, તે એક સવાલ થઈ પડે છે. :આ સવાલનો નિરનય કરવાની કાંઇક તજવીજ અનેક વીદવાંન તબીબોએ કરી છે, જેમાં એક નાઇજલ્સ નામે તબીબે જે ગણત્રી દેખાડી છે, તે ઈગ્રેજ સ્ત્રીઓની ખાસ કરી વધારે પ્રસંનતા પાંમેલી કહેવાય છે. બીજી એક ગણત્રી જાણીતા તબીબ મેથ્યુસ ડંકને કરી છે, પણ તે એટલી જાહેરાત પાંમી નથી.

# સુવાવડની સહેલ ગણીતનો કોઠો.

| ( નવ કેલેન્ડર માસ. | | | દસ ચંદ્ર માસ. | | |
|---|---|---|---|---|---|
| હમેલ ધારણ ક્યારથી કીધા? | હમેલ ફારેગ થવાની મુદત. | કેટલા દીવસ થયા ? | હમેલ ધારણ ક્યારથી કીધા? | હમેલ ફારેગ થવાની મુદત. | કેટલા દીવસ થયા ? |
| જાન્યુઆરી, ૧ | સપટેમ્બર ૩૦ | ૨૭૩ | જાન્યુઆરી ૧ | અકટોબર ૭ મી | ૨૮૦ |
| ફેબ્રૂઆરી, ૧ | અકટોબર ૩૧ | ૨૭૩ | ફેબ્રૂઆરી ૧ | નવેંમ્બર ૭ મી | ૨૮૦ |
| માર્ચ, ૧ | નવેમ્બર ૩૦ | ૨૭૩ | માર્ચ ૧ | ડીસેમ્બર ૫ મી | ૨૮૦ |
| એપ્રીલ, ૧ | ડીસેમ્બર ૩૧ | ૨૭૩ | એપ્રૅલ ૧ | જાન્યુયારી ૫ મી | ૨૮૦ |
| મે, ૧ | જાન્યુવારી ૩૧ | ૨૭૩ | મે ૧ | ફેબ્રૂવારી ૪ થી | ૨૮૦ |
| જુન, ૧ | ફેબ્રૂઆરી ૨૮ | ૨૭૩ | જુન ૧ | માર્ચ ૭ મી | ૨૮૦ |
| જુલાઈ, ૧ | માર્ચ ૩૧ | ૨૭૩ | જુલાઇ ૧ | એપ્રૅલ ૬ ઠી | ૨૮૦ |
| ઑગસ્ટ, ૧ | એપ્રૅલ ૩૦ | ૨૭૩ | ઑગસ્ટ ૧ | મે ૭ મી | ૨૮૦ |
| સપટેમ્બર, ૧ | મે ૩૧ | ૨૭૩ | સપટેમ્બર ૧ | જુન ૭ મી | ૨૮૦ |
| અકટોબર, ૧ | જુન ૩૦ | ૨૭૩ | અકટોબર ૧ | જુલાઈ ૭ મી | ૨૮૦ |
| નવેમ્બર, ૧ | જુલાઇ ૩૧ | ૨૭૩ | નવેમ્બર ૧ | ઑગસ્ટ ૭ મી | ૨૮૦ |
| ડીસેમ્બર, ૧ | આગસ્ટ ૩૧ | ૨૭૩ | ડીસેમ્બર ૧ | સપટેમ્બર ૬ ઠી | ૨૮૦ |

## કોઠાનો ઉપયોગ કરવાની સમજણ.

ઉપલા કોઠાનો ઉપયોગ કેમ કરવો તેની સમજણ માટે એકાદ બે દાખલા લેઇ તપાસી જોઇશું, તો તેનો ઉપયોગ કરવાની રીત જણાઇ જશે.

ધારો કે એક બાંનુ હમેલદાર થઈ છે, અને તે પોતાના હમેલની મુદત કયારે પુરી થશે, તે જાણવા માગે છે. હવે આ બાંનુ ધારો કે ૧ લી જુલાઇએ માસીક માંદગી ભોગવવી જોઇતી હતી, પણ તેમ થયું નથી. એટલે તે ૧ લી જુલાઇથી હમેલદાર થઈ છે, એમ જો માની લેઇએ તો એ બાંનુને હમેલથી ફારેગ થવાનો મોટો સંભવ ૩૧મી માર્ચને દીને થાય છે, જે દાહાડે ( ૩૧ માર્ચને દીવસે ) તેણીને હમેલ રેહ્યાને નવ મહીના ( Calender months ) પુરા થાય છે. પણ જો એજ બાંનુ નવ માસની મુદતમાં હમેલથી ફારેગ ન થાય, તો ઘણામાં ઘણી મુદત તેણીને ફારેગ થતાં જો લાગે, તો ૬ ઠી એપ્રેલ થવી જોઇએ, કે જે દીવસે દસ મહીના ( Lunar months ) તે પુરા કરે છે.

હવે એજ રીતે એ કોઠાનો ઉપયોગ બીજા દાખલામાં કરી જુવો.

ધારો, કે એક સ્ત્રી, ૨૦, મી જાન્યુવારીએ માસીક માંદગી ભોગવવી જોઇતી હતી, પણ તેમ ન થવાથી તે સ્ત્રી ૨૦ મી જાન્યુઆરીથી હમેલદાર થયલી ગણાય છે. દેખઈતું છે, કે ઉપલા કોઠામાં આ વીસ દીવસનો હીસાબ મળતો નથી, પણ એવા દાખલાઓના જવાબ મેળવવાની રીત, નીચે પ્રમાણે થઈ શકે છે. આ દાખલામાં જાન્યુઆરીના ઉપલગના વીસ દીવસ કાહાડી નાંખી, પેહેલી જાન્યુઆરીથી માસીક મુદતને પકડી કોઠામાંથી જવાબ કાહાડવો, અને જે કાંઈ જવાબ મળે, તેમાં ઉપલગના ૨૦ દીવસ ઉમેરવાથી, હમેલથી ફારેગ થવાની નક્કી મુદત જણાઈ આવે છે. આ દાખલામાં, ૧ લી જાન્યુઆરીથી, ૩૦ મી સપ્ટેમ્બરે નવ માસ પુરા થાય છે. એમા ઉપલગના ૨૦ દીવસ ઉમેરવાથી અકટોબરની ૨૦ મી તારીખે વેહેલામા વેહેલી ફારેગ થવાની મુદત જણાય છે. પણ

જો એજ સ્ત્રી નવ માસે બાળક ન જને, અને જો તે મોડેથી ફારેગ થવાનો સંભવ રહે, તો, મજકુર કોઠામા ચંદ્ર માસવાલી ગણત્રી તપાસતા, અને તેમાં જણાવેલી મુદતમાં ઉપલગના ૨૦ દીવસ ઉમેરતાં, ૨૭ મી અકટોબરનો દીવસ હમેલથી ફારેગ થવાની મુદતનો નક્કી ગણી શકાય એમ છે.

પણ આ ગણત્રી પ્રમાણેજ સ્ત્રીઓ હમેલથી ફારેગ થાય છે, એમ વાંચકોએ સમજવું નહી. કોઇ વાર સ્ત્રીઓ જેમ નવ માસની અંદર બાળકને જન્મ આપે છે, તેમ કોઇવાર નવ માસ પુરા થઈ ગયા પછી પણ જન્મ આપે છે. પણ સામાન્ય રીતે સ્ત્રી હમેશાં ૨૮૦ દીવસ યાને ૪૦ અઠવાડીએ હમેલથી ફારેગ થવી જોઇએ, એ સાધારણ બનાવ છે. એ સબબોને લીધે એવી ગણત્રી, યા એના જેવી કોઇબી બીજી ગણત્રીઓ, સ્ત્રી જાતને હમેલથી ફારેગ થવાના દરેક સંભવની ફક્ત ગણત્રી દેખાડી આપે છે, અને સામાન્ય રીતે તપાસતાં એ ગણત્રી મોટે ભાગે કીમતી થઈ પડે છે.

હમેલદાર સ્ત્રીને લગતી બીમારીઓ અનેક હોય છે. તે માંહેલી કેટલીક બીમારીઓ જેમ દવા દારૂના ઇલાજોથી સાજી થાય છે, તેમ કેટલીક સરજ્યનો પોતાની શસ્ત્ર કળાથી સાજી કરે છે. તે સઘળી આ નાંહના પુસ્તકમાં દર્શાવી શકાય એમ નથી. તોપણ તે માહેલી કેટલીક અગત્યની બીમારીઓ વીશે, સ્ત્રી સલાહકાર, સ્ત્રી ભવસાગર, અને સ્ત્રી–દરપણ તથા જીવન શાસ્ત્રવાલાં મારાં પુસ્તકોમાં મે વીગત વાર લખાંણ કરેલું છે, અને જે કાંઇ બાકી રહ્યું હતું, તે આ પુસ્તકમાં વર્ણવી, આ બાબદ મે પુરી કરી છે.

લા૦ દુવાગીર.

* * *



D. H. P.

# પત્ર ૪૦ મું.

## સીક-રૂમ.

## IN THE SICK-ROOM.



માનવંત વાંચક !

તે દીન હવે વહી ગયા છે, કે બીમાર આદમીઓ-સ્ત્રી તેમજ પુરૂશો- ઘણીક વાર દવા દારૂના ઇલાજ કરતાં, પુરતી સારવારની ગેરસમજ અને ગેરહાજરીને લીધે મરણ પામતાં હતાં. આજે વૈદક વિદ્યાના સુધારા અને કેળવણીના ફેલાવાના પ્રતાપે બીમાર આદમીની સારવાર કરવા માટે સમજદાર સ્ત્રીઓ, પૈસા ખરચતાં મળી શકે છે. હાલમાં આપણા દેશમાં કેળવણીના વધતા જતા ફેલાવાના પ્રતાપે સ્ત્રીઓમાં 'નર્સ' અને ' મીડ-વાઇફ ' નો એક વર્ગ ઉગી નીકળ્યો છે, જે આ કામ બજાવી શકે છે.

### એક અરધો ડાકટર ! નર્સ.

નર્સના ધંધાની બાબદો ઉપર એક મોટું પુસ્તક લખી શકાય એમ છે. આ બાબદ કાંઈ નજીવી નથી. ઘણાકો એવું સમજે છે, બલકે મોટો ભાગ એવું માને છે, કે દરદીને દવા પાવામાં અને તેની સારવારને લગતી બાબદો તપાસી લેવામાં ' નર્સ ' ની તમામ ફરજ સમાઈ જાય છે. પણ તેમ સમજવું ભુલ ભરેલું છે. નર્સીંગનું કામ કેટલું જોખમ ભરેલું

છે, તે તો તેઓજ સમજી શકે છે, કે જેઓને વૈદકશાસ્ત્રનો કાંઈક ભાસ હોય ? એક અનઘડ ' નર્સ ' ઘણી વાર પોતાની ફરજો બરોબર બજાવવામાં જો ગફલતી કરે છે, તો તે એકાદ જીવ લેણુ દરદનો નક્કી ભોગ થઈ પડે છે. એક કુશળ ' નર્સ ' એક અરધા ડાકટરની ગરજ સારે છે. દરદીના ઘરની સ્ત્રીઓ દરદીની સારવાર કદીબી ડાકટરના ફરમાવ્યા પ્રમાણે કરી શકે નહી, કેમકે તે કામ તેમનું હોતું નથી. વળી તેમને તેવી આવડત પણ હોતી નથી. દરદીમાં થતો કાંઇબી ફેરફાર સમજવાની કુશળતા, અને તેની તમામ હકીકતની નોંધ વીગતવારે તબીબની આગળ રજુ કરવાની રીત, એક કુશળ નર્સ વીના ઘરની સ્ત્રીઓ જાણી કે સમજી શકતી નથી. ખરૂ જોતાં એક નર્સનુ કાંમ, દરદીના તબીબ કરતાં વધારે ભારી હોય છે. કેમકે તબીબ તો ફક્ત અમુક પ્રકારની સારવાર કરવાનું નર્સને ફરમાવી જાય છે, પણ નર્સને તે સરવે કાંમ બજાવવું પડે છે, અને તબીબ જ્યારે દરદીને જોવા પાછો આવે છે, ત્યારે તેનો તમામે તમામ 'રીપોર્ટ' નર્સને તબીબ આગળ રજુ કરવો પડે છે. ઘણીક વાર તબીઓના સખત ઠપકા પણ નર્સને સાંભળવા પડે છે. ખરૂં જોતાં એક કુશળ અને અનુભવી નર્સ તબીબની ગેરહાજરીમાં એક ' અરધા ડાકટર ' ની ગરજ સારે છે. આ બાબદ લંબાંનથી દર્શાવી શકાય એટલી જગ્યા હિંયાં ન હોવાથી, એટલીજ ટીકા પુરતી ધારી, બીમાર આદમીના ઓરડાને લગતી, એટલે સીક–રૂમ–ને લગતી બાબદનો કાંઈક ઉપર ટપકેનો ખ્યાલ, ઘર મેળે દરદીની સારવાર કરનાર સ્ત્રીઓની જાણ માટે, તેમજ જેઓ 'નર્સની' સેવા મેળવી શકતાં ન હોય, યા જેઓને નર્સ મળી શકતી ન હોય, તેમની જાણ માટે અતરે દર્શાવવો જરૂરનો ધારૂં છું.

આ પત્રમાં નર્સની ફરજો શું શું છે, તેમજ દરદીનું નર્સીંગ કેમ કરવું, તે લંબાંન સમજાવવાની મતલબ રાખી નથી, પણ એક દરદીના–

'દીવાનખાના-સીક રૂમને લગતી કાંઈક સમજણુ આપવી જરૂરની લાગે છે, કેમકે તેથી દરદીની હાલતમાં અને તેની તંદરોરતીમાં મોટો ફેરફાર થવાની વકી રાખી શકાય છે.

**દરદીના ઓરડામાં વેન્ટીલેશન**—ઘણીક વાર દરદીના ઓરડાની સઘળી બારીઓ બંધ કરી નાંખેલી જોવા આવે છે. આ એક મોટી ગંભીર ભુલ ઘરના આદમીઓ કરતાં રહે છે. કારણુ એવું જણાવવામાં આવે છે, કે 'પવન લાગ્યાથી દરદીને સરદી લાગશે, તેથી બારી-બારણાં બંધ કીધાં છે !' પણુ તેઓએ જાણુવું જોઇએ, કે બીમારના ઓરડામાં હવા અને ઉજાસની જેટલી જરૂર હોય છે, અને તેથી જેટલી સારી અસર દરદીની ઉપર થાય છે, તેટલી અસર બીજી કોઈ બી ચીજથી થતી નથી અગર જો પવન દરદીના દીવાનખાનામાં ફુંકતો હોય, તો દરદીના બીછાનાની બરોબર સામે આવેલી બારી બંધ કરવી, અને વેન્ટીલેશંન સઘળાં ખુલ્લાં રાખવાં.

વળી દરદીના ઓરડામાં મુલાકાતે આવનારા કોઇબી આદમીને બેસવા દેવું નહી, તેમજ તેની આગળ ઘણી બકબક કરવી, કે કરવા દેવી નહી. આ એક સાધારણુ બુરો રીવાજ આપણા લોકમાં પડેલો જણાય છે, કે દરદીને જોવા આવનારાંઓ દરદીના મોહોડાં ઉપરજ અનેક સુચનાઓ કરે છે, અને અનેક ડાકટરોના નામ દઈ, તે ડાકટરોની દવા કરવાની ભલાંમણુ પણુ કરે છે ! ફલાનો ડાકટર એ દરદમાં ઘણો હુશ્યાર છે ! ફલાનાનો જીવ ગેયલો પાછો આવ્યો ! ફલાનો એવાંજ દરદથી છ મહીના ખાટલે પડેલો, તે ફલાના ડાકટરે પંદર દાહડામાં સારો કીધો, વીગેરે ! વળી કેટલાંક દોઢ ચતુરો દરદીના મોહોડાં ઉપરજ બોલે છે, કે ' ફલાનીને એવુંજ દરદ થયલું તે જીવથી ગઈ, અને ફલાની તો છ માસ રીબી ઠેકાણે લાગી, વીગેરે ! આ બુરો રીવાજ કહો, યા બુરી બુદ્ધી કહો, પણુ એવું કાંઇબી દરદીના ઓરડામાં થવા દેવું જોઇએ નહી.

દરદીના ઓરડામાં ચોખ્ખી હવાનો આવજાવ જેમ બને તેમ મોટા પ્રમાણમાં થવા દેવો જોઇએ. બારીઓ ઉપર જણાવ્યા પ્રમાણે ખુલ્લી રાખવી, કેમકે દરદીના દમમાથી નીકળતી હવા, તેમજ દરદીના મળમુત્ર અને થુંક તથા પસીના વીગેરેથી ભીંજાયલાં કપડાંનો વાસ જો બંધ ઓરડામાં લાંબો વખત ઘેરાઇ રહે, તો તેથી દરદીની તબીયતમાં ઉલટો વધારે બીગાડો થવા માંડે છે. એટલા માટે સીક-રૂમના બારીબારણાં ખુલ્લાં રાખવાં, કે જેથી હવા અને ઉજાસથી તબીયત ઉપર સારી અસર થતી રહે.

દરદીના ઓરડામાં કુદરતી હાજતો માટેની વસ્તુઓ, કદીબી રાખી મુકવી નહી. ઘણીક વાર સારવાર કરનાર પોતાની સગવડને ખાતર એવાં વાસણો ( chamber utensels ) દરદીના પલંગની હેઠળ મુકી રાખે છે, કે કામ પડતાં તુરતજ લેવાને બની આવે. પણ તેમ કરવા દેવું નહી. એક વખત એ વસ્તુનો ઉપયોગ જેવો થઇ રહે, કે તુરતજ ઓરડાની બાહાર જાજરૂ તરફ તે લેઇ જઈ સાફ કરી, ત્યાંજ તે વાસણને રાખવું, અને જ્યારેબી તે પાછું વાપરવું પડે, ત્યારે હંમેશાં તેને પાણીથી ધોઇને વપરાસમાં લેવું.

**દરદીના ઓરડામાં ઉજાસ યાને લાઇટ.**—દરદીના દીવાનખાંનામાં ચોખ્ખી હવાની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર 'લાઇટ' યાને ઉજાસની છે. ઇટાલીયંન લોકોમાં એક જાણીતી કહેવત છે કેઃ—

"Where the sun does not enter, the doctor does"

એટલે 'જ્યાં સુરજ દાખલ થઈ શકતો નથી, ત્યાં તબીબ દાખલ થઇ શકે છે.' આ કહેવતમા સેહજ સરાહગાત જણાશે, પણ એ ઉપરથી જે સાર નીકળે છે, તે સારમાં જરા પણ સરાહગાત નથી. સારાંશ 'લાઇટ' જ્યાં પુરેપુરી હોતી નથી, ત્યાં દુખ દરદનો મોટો ઉપદ્રવ થતો રહે છે, અને પરીણામમા તબીબોની ગરજ પડે છે. તેમજ એક બીજી કહેવત પણ જાણીતી છે કેઃ—

" All disease comes with the shade and gets well by day light."

આ કહેવત પણ ઉપલી કહેવતના જેટલુંજ શીક્ષણ આપે છે. અલબતાં કોઇ વાંચક કુદરતી સવાલ કરશે, કે આંખોના અમુક દરદોમાં લાઇટથી દરદીને નુકસાંન થાય છે. પણ એવાં દરદો વીશે, અને તેવાં દરદોની સારવાર વીશે આ પત્રમાં આપણુ કાંઇ ઈશારો કરતા નથી, એટલે તે વીશે અતરે કાંઈ ખુલાસો પણ થઇ શકતો નથી. અગર જો દરદીના ઓરડામાં ઘણીજ લાઈટ આવતી હોય, તો લીલાં કપડાંના પરદા બારી ઉપર નાખ્યાથી તેનો ઇલાજ થઇ શકે છે.

## એકયુટ અને ક્રોનીક દરદવાળાં દરદીઓ માટે 'લાઈટ' કેવા પ્રકારની જોઇએ.

કોઇબી જાતની 'એકયુટ' પ્રકારની બીમારી, જેમાં દરદીને ઘણીજ એચેની લાગુ પડી હોય, તો તેવા સંજોગ વચ્ચે બીમારના ઓરડામાં આવતો ઉજાસ ઓછો કીધાથી તેને કાંઇક શાંતી મળે છે. પણ લાંબા વખતની યાને 'ક્રોનીક' પ્રકારની બીમારીવાળાં દરદીના ઓરડામાં જેમ બને તેમ સુરજના કીરણો વધારે પ્રમાણમાં આવે એમ કીધાથી, દરદીની આરોગ્યતા ઉપર ઘણી સારી અસર થતી રહે છે.

## દરદીના ઓરડા માંહેલી સરદી દુર કરવાની રીત.

દરદીના ઓરડા માંહેલી હવાની સ્થીતીથી પણ દરદીની તબીયત ઉપર સારી તેમજ માઠી અસર થતી રહે છે, તે ધ્યાંનમાં રાખવું. દાખલા તરીકે છાતીના દરદવાળાં દરદીના ઓરડામાં સરદીના દીવસોમાં જો ભીનાસ હોય છે, તો દરદનું જોર હંમેશાં વધે છે. તેમજ તાપની બીમારી પણ એવા સંજોગ વચ્ચે વધારે જોર પકડે છે. એ સબબને લીધે એવા પ્રસંગે ઓરડામાં અંગારની સગડી રાખ્યાથી, હવાની સ્થીતી ગરમ થાય છે, અને સરદીને દુર કરે છે. પણ તેજ વખતે સગડી-

માંથી નીકળતો ધુમાડો ઓરડામાં ઘેરાઇ નહી રહે, તેની ખાસ તજવીજ રાખવી જોઇએ છે.

## દરદીના ઓરડા માંહેલી ગરમી દુર કેમ કરી શકાય.

તેમજ બીજા હાથ ઉપર ગરમીના દીવસોમાં, દરદીના ઓરડામાં હવા અતી ગરમ થઇ ગઈ હોય, તો તેથી દરદીને ઘણોજ ઉતપાત અને બેચેની થઈ આવે છે. એવે સમે દરદીની સારવાર કરનારે, દરદીના ઓરડામાં બરફના ટુકડાથી ભરેલી એક મોટી રકાબી યા ઠાબ લાવી મુકયાથી, ઓરડા માંહેલી ગરમી નરમ પડશે, અને ગરમ હવામાં ઠંડક ફેલાવાથી દરદી શાંત થશે. અગર જો બરફ ન મળી શકે એમ હોય, તો એક મોટી ચાદરને ઠંડા પાણીમાં ભીંજવી તે ઓરડામાં ટાંગ્યાથી પણ હવાની ગરમ સ્થીતીમાં ફેરફાર થાય છે.

## દરદીનું બીછાનું અને દરદીનો ઓરડો. બીમાર માટે જોઇતી સામગ્રી.

દરદીનો ઓરડો જેમ બને તેમ ખુલ્લો રાખવો. એવા ઓરડામાં ફરનીચર જેમ બને તેમ ઓછું રાખવું. ફકત જરૂર જોગા વપરાસની ચીજો કરતાં વધારે વસ્તુઓથી ઓરડાને કદીબી ભરી નાખવો નહી.

અગર જો બની શકતુ હોય, તો દરદીના ઓરડામાં તેના વપરાસ માટે બે બીછાના રાખવાની તજવીજ કરવી. આ બે બીછાના માંહેલું એક દીવસના દરદીએ વાપરવું, અને બીજું રાતના વાપરવું. દરદીના બીછાનાં ઉપર મચ્છરદાની જેમ બને તેમ રાખવી નહી. કેમકે કેટલાક ઉડતા રોગોના જંતુ મચ્છરદાનીમાં વસ્વાટ કરી પડવાનો સંભવ હોવાને લીધે, દરદ ઘણું જોર પકડતું કહેવાય છે.

દરદીના બીછાનાની બાજુમાં એક નાંહની જેવી ટેબલ રાખવી. દરદીના ઉપયોગમાં આવે એટલી ચીજો આ ટેબલ ઉપર હંમેશાં પડી રહેવી જોઇએ. એક પાણીનું ટંબ્લર, તેની ઉપર ઢાંકવા માટે એક

નાંહની જેવી રીકાબી, એક નેપ્કીન, અને દરદીના વપરાશમાં આવે એવી અને તબીબે ફરમાવેલી જરૂર જોગી ફરૂટના નાંહના નાંહના ટુકડા એક બૅાલ યાને પ્યાલામાં આઈસના ટુકડા વચે ગોઠવી તૈયાર રાખી મુકવા

## દરદીનું બીછાનું.

આપણા લોકો દરદીને જેમ બને તેમ ગરમ કપડાંમાં ડપટી રાખે છે. એમ બીલકુલ થવું જોઇએ નહી. દરદીના આંગ ઉપર ભારી અને મોટી બ્લાંકીટ નાખી તેના આંગ ઉપર નાહનો જેવો ભાર નાખે છે, જેથી તેની અકળાંમણમાં વધારો થવા ઉપરાંત, દમ લેવાની દરદીની તકલીફ પડે છે. તેમ બીલકુલ થવું જોઇએ નહી. વળી દરદીના માથાં હેઠળ ટકીઓ મુકતાં ધ્યાન રાખવુ, કે તે એટલો બધો ઉંચો નહી હોય, કે તેનું માથું છાતી સાથ લાગે. આવી રીતે માથાં હેઠળ ઉંચો ટકીયો મુકયાથી, દરદીની દંમ લેવાની મુશ્કેલીમાં વધારો થાય છે.

દરદીના મેલા કપડાં, મેલા ટુવાલ, અને મેલા નેપ્કીન કદીબી દરદીના ઓરડામાં એકઠાં થવા દેવાં નહી. દરદીના બીછાનાં પાસે મુકેલી ટેબલના ખાણામાં એક કાતર, થોડીક 'ટેપ', બે ત્રણ સોજા નેપકીન, અને એક કોલન-વૉટરની શીસી, ઉઘાડેલી, હંમેશાં તૈયાર રાખવી, કે જરૂરતની વખતે તુરતજ તે કામ લાગી શકે.

દરદીના ઓરડામાં જો આરસી હોય, તો તે તુરતજ કાહાડી નાંખવી, અને જો તે કાહાડી નખાતી નહી હોય, તો દરદીનું બીછાનુ એવી રીતે ઓરડામાં મુકવું, કે દરદી પોતાના બીછાનામાંથી તે આરસી બીલકુલ જોઇ શકે નહી.

દરદીને જો એકાદ તાપની બીમારી લાગુ પડી હોય, અને તેના ઓરડામાં જમીન ઉપર જો કારપેટ કે ગાલીચો બીછાવેલો હોય, તો તે જરૂર કાહાડી નંખાવવો.

દરદીના ઓરડામાં જો બની સકે તો રોજ તાજાં ફુલ મંગાવી

ગોઠવતાં રહેવું. તાજાં ફુલોના દેખાવથી દરદીના દુખી મન ઉપર રાહાતની અસર થાય છે, અને તેથી તેની તબીયતમાં સુધારો થવાનો કાંઇક સંભવ રહે છે.

## દરદીનો ખોરાક.

દરદીનો ખોરાક ડાકટરની ફરમાસ પ્રમાણે આપવો જોઇએ. ખોરાક ડાકટરના કહ્યા પ્રમાણે નીયમીત ઠેડવેલે વખતે હંમેશ આપતાં રહેવું. કેટલીક બીમારીમાં દરદીને ડાકટરની ફરમાસથી દર કલાક-કલાકે થોડાં થોડાં પ્રમાણમાં ખોરાક આપવો પડે છે.

દરદીના ખાંનપાંન માટે જેબી કાંઇ બનાવવું પડતું હોય, તે કદીબી તેની નજર સામે બનાવવું નહી, પણ તેની નજરથી દુર રહી, તે તૈયાર બનાવી સફાઇદાર વાસણમાં મુકી તેની સામે રજુ કરવું. કોઇબી ખાવાની વસ્તુ દરદીની આગળ મોટા જથ્થામાં કદીબી લેઇ જવી નહી. દરદીની ભુખ હંમેશાં નાહના જથ્થામાં ખોરાકને પોતાની સાંમે જોઇને વધારે છુટે છે, માટે હમેશાં ઘણા થોડા જથ્થામાં ખોરાકની કોઇબી વસ્તુ દરદીને આપતાં રહેવું.

દરદીની ખાવાની વસ્તુ, એક સફાઇદાર 'ટ્રે' યાને ઠાળીમાં સફાઇદાર વાસણોમાં મુકીને લાવવી. ખોરાકની ઠાળી કદીબી બીછાના ઉપર મુકવી નહી. દરદીનો ખોરાક કદીબી તેની નજર સામે સારવાર કરનારે ચાખવો નહી. દરદીની ચાહે કે દુધ કે કાંજી કે સૂપ, મીઠી છે ફીક્કી, તે તપાસવા માટે સારવાર કરનારે કદીબી તે ચાખી જોવી નહી. દરદીને ખોરાક આપ્યા પછી, તુરતજ 'ટ્રે' દરદીના ઓરડામાંથી ઉંચકી જવી. દરદીની દવાઇ, દારૂ, કે ખોરાક કદીબી દરદીની નજરે પડે તેમ, યા તેને વાસ આવે તેમ સીક-રૂમમાં રાખવાં નહી.

સીક-રૂમમાં ગરબડ બીલકુલ કરવી નહી. ખાસ કરી દરદી જ્યારે ખોરાક લેતું હોય, ત્યારે સેહજબી ગરબડ થવી જોઇએ નહી.

સીક રૂમમાં દરદીના ઉપયોગમાં આવતી દરેક ચીજ તેની મુકરર કરેલી જગ્યા ઉપરજ હંમેશાં મુકવી, કે જેથી તે જોઇએ ત્યારે તુરતજ મળી શકે. દરદીનું બીછાનું હમેશાં સાફ સફાઇદાર અને સોજું રાખવું.

## દરદીની મહાવજત.

દરદીના શરીરની મહાવજત અને સફાઇ ઉપર ખાસ ધ્યાન સારવાર કરનારે આપવુ ઘટે છે. ગરીબ લોકો જો કે એ બાબદ ઉપર ઝાઝું ધ્યાન ન આપતાં નથી, પણ તેમાં મોટો જોખણુ સમાયલો છે, એમ તેઓએ જાણવું જોઇએ છે. દરદીના બીછાના ઉપરની ચાદર અને ટકીયાના ગલેફ ચાલુ બદલતાં રહેવું, કેમકે તેથી દરદીની આરોગ્યતા ઉપર ઘણી સારી અસર થાય છે. વળી દરદીના શરીરને બીમારી દરમ્યાંન રોજ પેહલી જોગવાઇ મળતાં સાફ કરતાં રહેવુ, અને કપડાં બદલાવતાં રહેવું. દરદીના હાથ અને પગ રોજ ધોતાં રહેવું. વળી દરદી જો સ્ત્રી હોય, તો તેણીના માથાંના બાલ, હળવે હળવે બ્રશ યા લીખીયા વડે સાફ કરતા રહેવું, જેથી તેણીના માથાંના ટાળક અંદર લોહીનું ફરવું બરોબર થતું રહે, અને ટાળકને ઠંડક મળે. એમ જો બાલને સાફ કરવામાં આવતા નથી, તો ઘણીક વાર બાલ ગુચવાઇ જાય છે, વાસ મારી આવે છે, અને સેવટે બાલને કાપી નાંખવા પડે છે. માટે દરદીના બાલની સફાઇ રાખવી, ખાસ જરૂરની છે.

દરદીના આંગને પણ સાફ કરતાં રહેવું જોઇએ. દરદીનું આંગ સાફ કરવા માટે કદીબી તેનું આખું શરીર ખુલ્લુ કરવું નહી. ફુક્કાં પાણીમાં વાદળાંનો ટુકડો, યા જો વાદળું ન હોય તો એક નેપ્કીન ભીજવી, શરીરના થોડો થોડો ભાગ તે વડે હળવે હળવે સાફ કરતાં જવું, અને તુરતજ ધોવાયલો ભાગ સુકકા દીલ પુછના વડે લુંછી નાંખી, તે ઉપર કપડાં પેહડાવી દેવાં. કોઇબી રીતે બીજાયલાં શરીર ઉપર પવન

લાગે નહી, તેની સંભાળ રાખવી. કોઇબી જાતની 'એકયુટ' બીમારીમાં, દરદીને રોજ પેહડવાના કપડાં બદલાવતાં રહ્યાથી, દરદીની તબીયતને મોટી રાહાત મળે છે.

## નર્સ કેવી જોઇએ ?

એક નર્સ હમેશાં ઘણીજ સુઘડ હોવી જોઇએ. એક ફુવડ નર્સ કદીબી દરદીના મન ઉપર સારી અસર કરતી નથી. દરેક નર્સે પોતાના શરીરને સફાઇદાર અને સુઘડ રાખવા માટે, રોજ દરદીની સેવામાં હાજર રહેવા આગમજ અંઘોળ કરવી જોઇએ છે. દરદીની સેમામાં હાજર રહેતી દરેક નર્સના હાથ ઘણાજ સુઘડ અને સફાઇદાર હોવા જોઇએ. જખમની બીમારીમાં સારવાર કરનાર નર્સે, પોતાના દરદીના જખમની સારવાર કરી રહ્યા પછી, હમેશાં પોતાના હાથ એકાદ 'ડીસઇન્ફેકટંન્ટ' ના પાંણી વડે ધોઈ નાંખવા ઘટે છે.

નર્સના કપડાં હમેશાં સાફ, સોજ્જાં, અને જરાબી ડાઘ વગરના હોવાં જોઇએ. એ કપડાં એવાં હોવાં જોઇએ, કે જે ધોવાઇ શકાય. રેસમના કે ઉનના કપડાં કદીબી નર્સે બીમારની મહાવજત અને સારવાર દરમ્યાંન પેહડવાં નહી. ઉંચી હીલના ખાસડાં પેહડી, નર્સે કદીબી બીમારના સીક-રૂમમાં દાખલ થવું નહી, કેમકે તેથી થતો અવાજ બીમારનું ધ્યાંન ખેંચે છે, અને ઘણીક વખત બીમાર ઉંઘમાંથી જાગી ઉઠે છે. સારવાર કરનાર નર્સે કદીબી ભપકાદાર કે ઝલકદાર કપડાં પેહડી બીમારની સેવામાં જવું નહી, તેમજ માથાના બાલને ફેશંન પ્રમાણે રાખવાને બદલે, સાદી રીતે બ્રશ કરી રાખવા, અને તેણીએ કોઇબી જાતનાં ઘરેણા સજવાં નહી. એક નર્સ પોતાના જાતી દેખાવ, સુઘડાઇ, સફાઇ, અને દીલખુશ કરનારી રીતભાતથી દરદીના મન ઉપર જેટલી સંતોશકારક અસર કરે છે, તેટલી સારી અસર એક અવિવેકી, ફુવડ, અને રીતભાત, તથા ધ્યાંન સોગત વગરની નર્સ કદીબી કરી શકતી નથી. એ બાબદ

ઉપર નર્સને રોકવા આગમજ દરદીના લાગતાં વળગતાંઓએ ખાસ ધ્યાંન આપવું ઘટે છે.

સીક-રૂમને લગતી આ નુકતેચીની કાંઇ સંપુર્ણ નથી. ઘર મેળે સારવાર કરનારાંઓની વાકેફગારી માટે, અને બીમાર સાથ કેવી રીતે વર્તવું જોઇએ તે દેખાડવા માટે આ પત્ર લખ્યું છે. નર્સનું શીક્ષણ આજ કાલ આપણા દેશમાં સ્ત્રીઓને મળવા લાગ્યું છે, અને એ ધંધામાં અનેક સ્ત્રીઓ પડેલી છે, તેઓ પોતે પોતાની ફરજ તેમને મળેલાં શીક્ષણના પ્રમાણમાં સારી રીતે સમજતી હોવી જોઇએ. ફરીથી લખવાની જરૂર છે, કે એક નર્સ કેવી હોવી જોઇએ, એ સવાલ આજે જેમનો તેમ ખડો રહેલો છે. એનો જવાબ એકજ છે, કે એક નર્સ ત્યારેજ કુશળ ગણાય છે, કે તે પોતાના ગ્નાંનમાં અને અનુભવમાં 'અરધો ડાકટર' હોવી જોઇએ, અને દરદીના મન ઉપર પોતાની રીતભાત, સફાઇ સુઘડાઇ, અને દેખાવથી તેનુ દીલ ખુશ કરે એવી તે હોવી જોઇએ.

લા૦ દુવાગીર.

* * *

D. H. P.



# સ્ત્રી-શાસ્ત્ર

# FEMINOLOGY.

લેખક—ડી. એન. પટેલ.
જી. બી. વી સી.



"The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied."
Buckle's Civilization,
1,247 (1858).

કીમત રૂ૦ ૨-૮

ફેબ્રુઆરી, ૧૯૧૪.

મુંબઈ.

# સ્ત્રી-શાસ્ત્ર.

# *Feminology.*

(પેહેલ્લી આવૃતી)

## સાંકળીયું.

[સ્ત્રી જાતને લગતાં જાહેર તેમજ ગુપ્ત સંસાર જ્ઞાન સંબંધી અત્યાર સુધી ન પ્રગટ થયલી અગણીત બાબતો વીશે આ પુસ્તકમાં ચીત્ર-યુક્ત વીવેચન કરવામાં આવ્યું છે.]

(કાળા ટાઈપવાળી બાબતો ચીત્ર આપીને દરશાવેલી સમજણી.)

પાનું.

પાનુ.

# પુસ્તક બીજું.



## કામ-શાસ્ત્ર.

પાનું.

# પુસ્તક ત્રીજું.

---

પા.નું.

---

આ સાંકલીયું મુંબઇ ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં જે. વી. મીનેઝીસે છાપ્યું છે.
સને ૧૯૧૪.

